परोपकाराय सतां विभूतयः

श्री

# जैन हितबोध.

शांतमूर्ति मुनिराज श्री वृद्धिचंद्रजी शि-
ष्याणु मुनि कर्पूरविजयजी विरचित.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
શ્રી જૈન-શ્રેયસ્કરમંડળના સેક્રેટરી.
શા વેણીચંદ સુરચંદ-પાલીતાણા.

શ્રી જામનગર નિવાસી શેઠ જેઠાભાઇ કલ્યા-
ણજી હ. જેવંતભાઈ તરફથી ભેટ.

સંવત ૧૯૬૨. સને ૧૯૦૬.

વીર સંવત. ૨૪૩૨.



શ્રી [illegible] પ્રિન્ટીંગ પ્રેસ - અમદાવાદ.

परोपकाराय सतां विभूतयः

श्री

# जैन हितबोध.

शांतमूर्ति मुनिराज श्री वृद्धिचंद्रजी शि-
ष्याणु मुनि कर्पूरविजयजी विरचित.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
શ્રી જૈન-શ્રેયસ્કરમંડળના સેક્રેટરી.
શા વેણીચંદ સુરચંદ-પાલીતાણા.

શ્રી જામનગર નિવાસી શેઠ જેઠાભાઇ કલ્યા-
ણજી હ. જેવંતભાઇ તરફથી ભેટ.

સંવત ૧૯૬૨. સને ૧૯૦૬.

વીર સંવત. ૨૪૩૨.



શ્રી જૈનોદય પ્રિન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

# અનુક્રમણિકા.

# શ્રીજૈન હિતબોધ.

## પ્રસ્તાવના.

---

સરસ શાંત સુધારસના સમુદ્ર, અત્યંત પવિત્ર ગુણ રત્નોના નિધાન અને ભવ્ય કમળને પ્રબોધવા સૂર્ય સમાન શ્રી જિનેશ્વર દેવને પ્રણામ કરીને, અનંત ગુણ ગંભીર શ્રી ગૌતમ ગણધરનું ચિત્તમાં ધ્યાન ધરીને અને વાગ્દેવી–સાક્ષાત્ જ્ઞાનમૂર્તિ–સરસ્વતિનું એકાગ્ર સ્મરણ કરીને સ્વ પરનાં કલ્યાણાર્થે સર્વસ્વ સ્વકર્ત્તવ્યનું સારી રીતે સ્મરણ ચિંતવન સાથે યથાવિધિ પ્રમાદ રહિત આચરણ કરી, શ્રીમન્ મહાવીર સ્વામીની સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ સર્વ પ્રજા, સદા સુખી થાય, દુષમ કાળ આદિ વિષમ સંયોગોને પામી, જોઇએ તેવા ( સમ્યગ્ ) જ્ઞાન–વિવેકના વિરહથી સર્વજ્ઞ પ્રણીત ઉત્તમ નીતિ–રીતિની ગંભિર ખામીથી આજ કાલ ચોતરફ પ્રસરેલા અજ્ઞાન અંધકારને ભસ્મિભૂત કરવા, કાળ મુખ કુસંપાદિ દુર્ગુણ ચોરોનો સંચાર વારવા, તથા સમ્યગ્ જ્ઞાન ઉદ્યોત પ્રકટાવવા, સર્વ સુખકર સુસંપાદિ સદ્‌ગુણ રત્ન નિધાન સાધવા, સર્વ સાધર્મીઓ પરસ્પર ઘટિત સહાય અર્પી, જગ હિતકર શ્રી જીન શાસનની યથાશક્તિ ઉન્નતિ–પ્રભાવના કરે, પાપી પ્રમાદને પરતંત્ર રહ્યાથી થયેલી અને થતી મલીનતા દૂર કરે, સર્વ સંકલેશ દૂર કરી, શ્રીવીતરાગ પ્રભુનો રાગ દ્વેષ, અને મોહરૂપ દુષ્ટ દોષોને દળવાનો સદુપદેશ સાર્થક કરે, યાવત્ નિર્મળ અંતઃકરણથી સુસંપ શૃંખલાબદ્ધ થઇ, એકાગ્રપણે સ્વ-પર હિતકર માર્ગનેજ અવલંબી રહે, તેવીજ હિત શિક્ષા યોગ્ય જીવોને આપવા સદા પ્રયત્ન પરાયણ રહે, અને સ્વ–પર હિતકારી માર્ગ-

નુંજ સેવન કરનાર, સજ્જનોની સત્કૃતિનું સદા અનુમોદન કરે, તેને લેશ માત્ર નિંદે નહિ, ઇર્ષા કે અદેખાઇ જરા પણ કરે નહિ, કિંતુ સુકૃત્યની વૃદ્ધિજ થાય, તેમ અંતઃકરણથી ચાહી, વચનદ્વારા તેવુંજ વદી, કાયાને પણ તેમજ પ્રવર્ત્તાવે, તેવી ભવ્યજનો પ્રતિ યથામતિ પ્રેરણા કરવા, તથા સહજ તેવી શુભ પ્રવૃત્તિ કરનાર પ્રિય ભાઇઓ અને બ્હેનોને સ્વ-પર હિતકારી માર્ગમાં નિઃસ્વાર્થપણે સ્વાર્થ ભોગ અર્પી, નિર્ભયતા અને નિશ્ચળતાથી વિશેષે ઉમદા-શુદ્ધ પ્રવૃત્તિ કરાવવા, આપણા આસન્નોપકારી ચરમ તિર્થંકર શ્રી મહાવીર સ્વામીનું ઉત્તમોત્તમ ચરિત્ર ગ્રહવું, એકાગ્રપણે વિચારવું, બહુજ ઉપયોગી છે, એમ નિર્ધારી પ્રસંગોપાત સંક્ષેપથી પ્રભુનું સદ્વર્તન વર્ણવી નિર્વાણ કલ્યાણક સાથે આપણું પોતાનું પ્રભુની પ્રજા પુત્રપુત્રી તરીકેનું શું શું કર્ત્તવ્ય છે, તેનું સંક્ષેપથી બયાન આપી, સહજ આત્મ પ્રેરણાથી આ ગ્રંથનો ઉપક્રમ ( આરંભ-યત્ન ) કર્યો છે. તેમાંથી મરાલ ( રાજહંસ ) ની પેરે ગુણ માત્રને ગ્રહી સન્માર્ગનું સેવન કરી સજ્જનો સદા સુખી થાય, એજ આંતર ઇચ્છા વર્તે છે, તે સફળ થાઓ, અને જગ જયવંતા શ્રી જિનશાસનની શોભા દિન પ્રતિદિન વૃદ્ધિ પામો, તથા શુદ્ધાશયથી જિનઆજ્ઞાને આરાધી સર્વે જૈનો જય કમળા વરો ! ઉકત આશિર્વાદ પૂર્વક પ્રસ્તુત ગ્રંથની પ્રસ્તાવના દ્વારા તદ્અંતર્ગત વિષયો સંબંધી બે બોલ કહું છું.

“ **यथाशक्ति यतनीयं शुभे**– શુભ કાર્યમાં યથાશક્તિ યત્ન કરવોજ.” એ મહા વાક્યને અનુસરી તાત્વિક સુખના અર્થી જને સ્વસ્વ શક્તિ પ્રમાણે સ્વ-પર હિત સાધવા અવશ્ય ખપ કરવો યુક્ત છે. પરમાર્થ બુદ્ધિથી ભવ્યજીવોને સ્વહિત સાધી લેવા, યુક્તિસર પ્રેરણા કરવી, તેના જેવો એકે પરોપકાર નથી. તેવો પરોપકાર વસ્તુતઃ સ્વાર્થરૂપજ હો

થાથી દરેક સાર્થક ( સાચા ) જૈને અન્ય જનોને શુદ્ધ જૈન તત્વ સમજાવવા બનતો પ્રયત્ન કરવો જરૂરનો છે. આવા પ્રકારનો પ્રયત્ન સ્વ-પર હિતની વૃદ્ધિ સાથે પવિત્ર જૈનશાસનની ઉન્નતિ સાધવા પ્રબળ કારણભૂત મનાય છે. ચરમ તીર્થંકર શ્રી મહાવીર સ્વામીએ પરિપૂર્ણ જ્ઞાન દ્વારા પૂર્વ તીર્થંકરોની પેરે વસ્તુ તત્વ યથાર્થ જાણી-પ્રરૂપી અનેક ભવ્ય જનોના અજ્ઞાન અંધકારનો સાક્ષાત્ છેદ કર્યો, એટલુંજ નહિ, પણ મહા મંગલમય જ્ઞાન-પ્રકાશ, પવિત્ર દ્વાદશાંગી દ્વારા, જગતની તળપર, ભાવિ ભવ્યોના કલ્યાણ અર્થે વિસ્તારી, અંતે અવિનાશી અચળ સિદ્ધિ સ્થાનમાં નિવાસ કર્યો. જેમ આંધળા માણસને કરોડો ગમે દીવાઓ, પણ ઉપકાર કરી શકતા નથી, તેમ કદાગ્રહ વડે ગ્રહિત ચિત્તવાળા મિથ્યા દૃષ્ટિ અંધ જનોને ઉક્ત પવિત્ર જ્ઞાન પ્રકાશ ઉપકાર કરી શકતો નથી, પરંતુ સરળ બુદ્ધિ આત્મ રૂચિ સજ્જનોને તે મહા ઉપકાર કરી શકે છે, એમ સમજી પ્રથમ સામાન્ય રીતે શ્રી વીર નિર્વાણ વર્ણવી, આપણા કર્ત્તવ્યપ્રતિ ભવ્ય સત્વોનું લક્ષ્ય ખેંચ્યું છે. પછી વિવિધ પ્રકરણોનો સાર ગ્રહી સાર બોલ સંગ્રહ તથા ધર્મકલ્પવૃક્ષ યથા મતિ તૈયાર કર્યા છે. ત્યારબાદ નામ પ્રમાણે યથાર્થ ગુણને ધરનાર 'ઉપદેશ રત્નકોશ' પ્રકરણનું પ્રાયઃ બાળ જીવોને પણ સમજવું સુતર થઈ પડે તેવી સરળ ભાષામાં સર્વજ્ઞ કથિત તત્વ રહસ્ય નામે વિવરણ સામાન્ય રીતે કરવામાં આવ્યું છે. આ વિષય જૈન બાળકોને નીતિ યુક્ત સામાન્ય ધર્મ બોધ આપવામાં ખાસ ઉપયોગી થઈ શકે તેમ છે, આપણા ખાસ કર્ત્તવ્યમાં આપણને શિથિળ કરનાર યા ભૂલ ખવરાવી અવળે રસ્તે દોરનાર પાંચ કટ્ટા શત્રુ જેવા પાંચે પ્રમાદનો પરિહાર કરવા 'પ્રમાદ પંચક પરિહાર' માં દરેક દરેક સ્થળે મહાત્માઓના વચનથી સમર્થન કરી, બનતી સમજ આપવામાં આવી છે. પદો શાંતરસ યુક્ત સાથે પ્રસંગોપાત બંધ

બેસતા હોવાથી રસજ્ઞને ઉક્ત વિષય સારી અસર કરી શકે તેમ છે. જૈનોની પૂર્વની સ્થિતિ સાથે સરખામણી કરતાં, આપણી અત્યારની સ્થિતિ ઘણીજ દયામણી લાગે છે. કુસંપ, સત્યજ્ઞાનની ગંભીર ખામી, જ્ઞાનનો ઘટતો ઉપયોગ કરવાની ખામી, લક્ષ્મીને વશ કરવા સાધનભૂત પ્રમાણિકતાદિકનો થતો અનાદર, નીતિ રીતિ અને ધર્મ શિક્ષણમાં ગંભીર ખામી વિગેરે આનાં દેખીતાં કારણ છે, તે બાબત સામાન્ય રીતે જૈન વર્ગને યથા મતિ અતિ અગત્યની સૂચનાઓ કરવામાં આવી છે. આશા છે કે, જો બુદ્ધિ બળથી મનન પૂર્વક તે દ્વારા યોગ્ય પગલાં ભરવામાં આવશે તો, આપણે સત્વર કંઇક સારા સુધારાને દાખલ કરી શકશું. છેવટમાં ઉજ્વળ મુકતાફળ ( મોતી ) ના હારની જેવો અમૂલ્ય અને અતિ ઉપયોગી ' સારશિક્ષા સંગ્રહ ' કરવામાં આવ્યો છે, જેના છેવટના ભાગમાં આત્માના જુદા જુદા પ્રકાર, ઉચ્ચ સ્થિતિ પામવા અનુકૂળ રસ્તો અને પરમાત્મા પદ વગેરે બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. છતાં મતિમંદતાદિકથી કંઇપણ ઉત્સૂત્ર લખાણું હોય, તેની માફી માગીને સુધારી લેવા સહૃદયોને નમ્ર પ્રાર્થના છે.

**इत्यलं श्री शांतिः**

મુનિગુણમકરંદાભિલાપી,
કર્પૂરવિજય.



# अथ मंगलाचरणम्.

## ( श्री वीर सद्भाव स्तुति. )

વીર જીનેશ્વર સાહિબ સુણુજ્યો, અરજ કરૂં છું જગ ધણીરે.
એ ટેક.

દયાવારિથી[1] સ્નાન કરીને, સંતોષ ચીવર[2] ધારિયેરે;
વિવેકતિલક અતિ ચંગ[3] કરીને, ભાવના પાવન[4] આશયેરે.
વીર૦ ૧

ભક્તિકેસર કીચ[5] કરીને, શ્રદ્ધાચંદન ભેળીએરે;
સુગંધી[6] સદ્દ્રવ્ય મેળીને, નવ બ્રહ્માંગ[7] જિન અર્ચીએરે.
વીર૦ ૨

ક્ષમાસુગંધિ સુમનસદામે,[8] દુવિધ ધર્મ ક્ષૌમ[9] યુગવરેરે;
ધ્યાન અભિનવ[10] ભૂષણ સારે, અર્ચી અમે ઘણું હર્ષિયેરે.
વીર૦ ૩

આઠે મદના ત્યાગ કરણરૂપ, અષ્ટ મંગળ આગે થાપીએરે;
જ્ઞાન હુતાશન[11] જનિત શુભાશય, કૃષ્ણાગુરૂ[12] ઉખેવીએરે.
વીર૦ ૪

શુદ્ધ અધ્યાત્મ જ્ઞાન વહ્નિથી,[13] પ્રાગ્ધર્મ[14] લવણ ઉતારીએરે;
યોગ સુવર્ત્યુલ્લાસ કરંતા, નીરાજના[15] વિધિ પૂરીએરે.
વીર૦ ૫

આતમ અનુભવ જ્ઞાન સ્વરૂપી, મંગલ દીપ પ્રજાલીએરે,
યોગ ત્રિક શુભ નૃત્ય[15] કરંતા, સહુજ રત્નત્રયી[16] પામીએરે.
વીર૦ ૬

---

૧. જળ. ૨. વસ્ત્ર. ૩. મનોહર. ૪. પવિત્ર. ૫. રસ, ઘોળ. ૬. ઉત્તમ. ૭. બ્રહ્મચર્ય રૂપ. ૮. પુષ્પમાળા. ૯. વસ્ત્ર યુગલ. ૧૦ અપૂર્વ. ૧૧. અગ્નિ. ૧૨. ઉત્તમ ધૂપ. ૧૩. અગ્નિ. ૧૪. પૂર્વ અશુદ્ધ ધર્મ. ૧૫. આરતી. ૧૫ મન વચન અને કાયાની સત્પ્રવૃત્તિ. ૧૬ સમ્યગ્ જ્ઞાન દર્શન અને ચારિત્ર.

સત્પયયિ[1] સુઘોષા[2] બજાવી, રોમ રોમ ઉલ્લાસીએરે,
ભાવપૂજા લયલીન હોવંતા. અચલ મહોદય પામીએરે.
વીર૦ ૭

ભાવપૂજા અભેદ ઉપાસક[3], સાધુ નિગ્રંથે અંગીકરીરે,
દ્રવ્યપૂજા ભેદ ઉપાસક. ગૃહ—મેધીને[4] નિત્ય વરીરે.
વીર૦ ૮

દ્રવ્યશુદ્ધિ ભાવશુદ્ધિ કારણ, જિન આમ્ના[5] અવધારીએરે.
ધ્યાતા ધ્યેય ધ્યાનરૂપ એકે, અજર અમર પદ પામીએરે.
વીર૦ ૯

સાલંબન નિરાલંબન ભેદે, ધ્યાન હુતાશ જલાવીએરે,
કંચનોપલને[6] ન્યાયે કરીને, ચૈતન્યતા[7] અજવાલીએરે.
વીર૦ ૧૦

કર્મ કઠીન ઘન નાશ કરીને, પૂર્ણાનંદતા પામીએરે,
રમતાં નિત્ય અનંત ચતુષ્કે[8], વિજય લીલા નિત્ય જામીએરે.
વીર૦ ૧૧

१ सरस शांति सुधारस सागरं,
शुचितरं गुणरत्न महागरं;
भविक पंकज बोध दिवाकरं,
प्रतिदिनं प्रणमामि जिनेश्वरं.

२ अद्याऽभवत् सफलता नयनद्वयस्य,
देव त्वदीय चरणांबुज वीक्षणेनः
अद्य त्रिलोकतिलक प्रतिभासते मे,
संसार वारिधिरियं चुलुक प्रमाणः

३ प्रशम रस निमग्नं दृष्टि युग्मं प्रसन्नं,
वदन कमलमंकः कामिनी संग शून्यः
करयुगमपि यत्ते शस्त्र संबंध वंध्यं,
तदसि जगति देवो वीतराग स्त्वमेव.

---

૧ ઉત્તમ પરિણામ. ૨ ઘંટા. ૩ સેવક. આરાધના કરનાર. ૪ ગૃહસ્થ, શ્રાવક. ૫ ફરમાન. ૬ સુવર્ણ અને માટ્ટી (માટી) ના દ્રષ્ટાંતે. ૭ આત્મ સ્વરૂપ. ૮ અનંત જ્ઞાન, દર્શન ચારિત્ર અને વીર્ય.

# भूमिका.

### પ્રિય ધર્મ બંધુઓ! અને બ્હેનો?

શ્રી વીતરાગ પરમાત્માના અનુપમ પ્રભાવ, કૃપા અને હિત બુદ્ધિએ ઉપદેશેલા ધર્મ રહસ્યના માહાત્મ્યથી ઇહ પરલોકની સ્વાર્થ પરાર્થ કાર્ય સિદ્ધિના અનન્ય સાધારણ સાધનો છતાં સાંપ્રત સમયમાં તત્ તત્ સાધનોના સદુપયોગને અભાવે ભવ્ય પ્રાણીઓના કર્ણપુટમાં જ્ઞાનામૃત સેચકોની ન્યૂનતા થવાથી દિન પ્રતિદિન જ્ઞાન, ધર્મ અને નયાદિકનો હ્રાસ થતો જોવામાં આવે, તે વીરપુત્રોને અને તેમાં પણ વિશેષે કરીને વીરશિષ્યોને અલ્પ શોચ્ય નથી. પૂર્વ કાળમાં મુનિવર્યો લિખિત ગ્રંથાદિક પૂરતાં સાધન રહિત છતાં પણ વિદ્યાભ્યાસ કરવા કરાવવા ઉપરાંત ધર્મ રહસ્યનાં તત્ત્વો રૂપાંતરમાં રચવા સાથે નિયમિત વિહાર કરી અનેક મિથ્યાત્વીઓને પણ ઉપદેશ દ્વારા સદ્ધર્મ પ્રાપક થઇ વીરાંતેવાસિત્વનું સાફલ્ય કરી શાસનોન્નતિમાં એકાંત જય મેળવતા; ત્યારે આધુનિક સમયમાં પૂર્વોક્ત મુનિવર્યોના ઉપદેશને સમયાનુસાર અનુકરણ કરતાં વર્તમાન વીરશિષ્યોના પૂજ્યપાદનું દર્શન કરવામાં પણ સ્વધર્મીઓજ ભાગ્યવાન્ થતા નથી, તો સૂક્તિ સુધારસની પિપાસા અથવા અન્ય પ્રતિબોધની આશા કયાંથીજ રહે?

તો પણ હાલમાં કેટલાક મુનિરાજો દુર્ગમ અજ્ઞાની દેશોમાં વિચરી સ્વ કર્તવ્ય બજાવી ધર્માભિલાષીઓને ફરીથી જ્ઞાનામૃતમાં રસિક બનાવવા ઉત્સુક થયા છે, તે સાથે દરેક ધર્માભિલાષીને જ્ઞાતા મુનિરાજોની સૂક્તિનો સંગીન લાભ આપવા માટે માતૃ ભાષામાં શાસ્ત્ર તત્ત્વોના નવીન સરલ લેખો યા ભાષાંતરોની પણ આવશ્યકતા અતિ ઉપયોગી ધારે છે. તેમ ભાસે છે; જેથી કેટલાંક સાધારણ ચરિત્રાદિ-

કનાં ભાષાંતરો તથા નવીન લેખો દૃષ્ટિગોચર થવા લાગ્યા છે. તેમજ પરમ કૃપાળુ પૂજય મુનિવર્ય કર્પૂરવિજયજી મહારાજે પણ પૂર્વોક્ત શુભાશયથી શ્રમ લઇને પોતાની અમૃત દૃષ્ટિનો "જૈન હિતબોધ" રૂપી જે પ્રથમ કટાક્ષ ફેલાવ્યો છે, તે ભવ્યજીવોને અધિકાધિક વિશેષ બોધદાયી છે. જેનો લાભ લઇને ભવ્યજીવો અજ્ઞાન વિષનો નાશ કરવા અધિકારી બનશે એવી પૂર્ણ ખાત્રી છે.

આ "જૈન હિતબોધ" ગ્રંથમાં કેટલું ગાંભીર્ય, તત્ત્વ અને રહસ્ય છે? તેનું વર્ણન અમો પ્રસિદ્ધ કર્ત્તા ગ્રંથ ગૌરવ ભયથી વિરમીને અમારા સુજ્ઞ સ્વધર્મિ બંધુઓને જાણવા ભલામણ કરીશું. "જેમ જેમ આ ગ્રંથનું પુનઃ પુનઃ મનન થશે, તેમ તેમ તેમાંથી અપૂર્વાપૂર્વ આસ્વાદ આવ્યા વિના રહેશે નહીં." એવો અનુભવ અતિશયોક્તિમાં ગણાશે નહીં.

પ્રસ્તુત ગ્રંથની પ્રથમ આવૃત્તિ પાલીતાણામાં શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ તરફથી છપાવવામાં આવી હતી; પરંતુ આવા ગ્રંથ રત્નોની વિશેષ ઉપયોગિતા જણાવાથી પૂર્વોક્ત મુનિરાજને નમ્ર વિનંતી કરતાં તેઓ કૃપાળુએ બીજી આવૃત્તિ છપાવવાની આજ્ઞા આપવાથી આ બીજી આવૃત્તિ છપાવીછે, તેથી આ સ્થળે અમો તેઓશ્રીના સંપૂર્ણ આભારીએ છીએ. સદરહુ આવૃત્તિમાં "જૈન ધર્મપ્રકાશ "ના માસિક ચોપાનીયામાંથી ઉક્ત મુનિરાજના છૂટક લેખો પણ તેમનીજ આજ્ઞા લઇ દાખલ કરવામાં આવ્યા છે.

આ ગ્રંથ છપાવવામાં દ્રવ્યની મદદ કરનાર ધર્માનુરાગી સદ્‌ગૃહસ્થોનો આભાર માનવા સાથે આવા સન્માર્ગમાં સદ્ દ્રવ્યનો વ્યય અનેકશઃ થાઓ, એવું ચાહીએ છીએ. તથાસ્તુ.

લી૦ પ્રસિદ્ધ કર્ત્તા.

# जैन हित बोध.

## श्री वीर प्रभुनुं निर्वाण अने आपणुं कर्त्तव्य.

દેવેન્દ્ર, નરેન્દ્ર અને યોગીન્દ્રને માન્ય પણ ચરમ તીર્થંકર શ્રી વીર પરમાત્માએ ઉત્કૃષ્ટ યોગ બળ તથા તપ બળથી ઘાતી કર્મનો સંપૂર્ણ ક્ષય કરી અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અને અનંત વીર્યરૂપ અનંત ચતુષ્ટય સંપ્રાપ્ત કરી—પ્રગટ કરી ત્રિભુવનના હિતમાટે દેવ વિનિર્મિત સમવસરણના મધ્યમાં સુર સ્થાપિત સિંહાસનપર બિરાજમાન થઈ દ્વાદશ [ ૧૨ ] પર્ષદા મધ્યેઅમૃત સમાન મધુર દેશના જળ વર્ષાવી ભવ્ય સમૂહને પ્રતિ બોધી શ્રી ઈન્દ્રભૂતિ પ્રમુખ ગણધરોને ત્રિપદી આપી, સાધુ, સાધ્વી, શ્રાવક, અને શ્રાવિકારૂપ ચતુર્વિધ શ્રી સંઘ ( તીર્થ ) ની સ્થાપના કરી ત્યારથી ભારત ભૂમીમાં જીન શાસન વિશેષે જયવતું વર્તવા માંડ્યું. પ્રભુજીના પવિત્ર ગુણો ( અતિશયો ) થી સર્વત્ર શાન્તિ પ્રસરવા માંડી. પ્રભુનાં પરમ પવિત્ર અમૃત વચનો શ્રવણ કરી પ્રાણીઓ કરૂણા બુદ્ધિ સાથે ઉત્તમ પ્રકારની મૈત્રી, મુદિતા, અને મધ્યસ્થતા ધારતા થયા. અવિવેક, અનીતિ, અન્યાય કે અસત્યનો માર્ગ ત્યજી વિવેક પૂર્વક નીતિ, ન્યાય કે સત્ય માર્ગને અવલંબતા થયા. સાધર્મીઓ પ્રતિ પરમ પ્રમોદ ભાવ ધારતા થયા. પ્રતિજ્ઞા કરવામાં દક્ષ ( ડાહ્યા ) હોઈ ગૃહિત પ્રતિજ્ઞાને પ્રાણની પેરે પાળવા લાગ્યા. શીલનેજ ખરૂં ભૂષણ વા અલંકાર, વિવેકનેજ ખરાં લોચન, અને સત્ય ભાષણનેજ મુખ મંડન માનતા થયા. ઉત્તમ આચાર અને વિચારમાં કુશળ તથા પ્રમાદ રહિત થયા. સંત સુસાધુ જનોના દાસ થયા. મન અને ઈન્દ્રિઓનો યથાયોગ્ય નિગ્રહ કરવા લાગ્યા. કષાય તાપ દૂર કરવા શ્રી સર્વજ્ઞ ભાષિત ઉત્તમ ક્ષમા, માર્દવ, આર્જવ, અને સંતોષનું

સેવન કરવા લાગ્યા. મદ્યાદિક દુર્વ્યસનોનો સર્વથા ત્યાગ કરવા તત્પર થયા. વિષય રસને વિષવત્ લેખવા લાગ્યા. નિદ્રાને વૈરીણી માનવા લાગ્યા. અને સ્ત્રી કથાદિ વિકથાને હલાહલ ઝેર તુલ્ય નિંદવા લાગ્યા. સ્વલ્પમાં પ્રમાદ માત્રને કટ્ટા દુશ્મન સમ લેખી તેથી વિરમ્યા. સર્વ જીવોને આત્મ સમાન લેખી તેમનું બનતું સંરક્ષણ કરવા તત્પર થયા. કોઈ જીવને કલેશ ન થાય તેવું હિતમિત ભાષણ કરવા લાગ્યા. પર દ્રવ્ય અને પર દારા પ્રતિની પ્રીતિને જલાંજલી દેવા લાગ્યા. પર દ્રવ્યને ધુળનાં ઢેફાં વા લોષ્ટવત્ નિર્માલ્ય ગણવા લાગ્યા. અને પર દારાને કાળી નાગણી સમ ગણી, તેનાથી દૂરજ રહેવા લાગ્યા. શ્રી સર્વજ્ઞ પ્રભુની આજ્ઞાને શેષાવત્ મસ્તકપર ધરવા લાગ્યા. અર્થને અનર્થ મૂલક જાણી તેનો સપ્ત ક્ષેત્રાદિમાં યથા અવસર વિવેકથી વ્યય કરવા લાગ્યા. દીન દુઃખી જનોની ભીડ ભાંગવા તત્પર થયા. સીદાતા સ્વ સાધર્મી ભાઈઓને ભક્તિભરથી ઉદ્ધરવા તન મન અને ધનનો સદુપયોગ આદરવા લાગ્યા. સ્વસાધર્મી જનોની ઉન્નતિ થવામાં પોતાનીજ ઉન્નતિ માનવા લાગ્યા. સ્વસાધર્મી ભાઈઓની ન્યૂનતા સહન થઈ નહિ શકવાથી તેમને સ્વ બરાબર કરવા બનતી કોશીશ કરવા લાગ્યા. તેમજ સ્વધર્મી ભાઈઓની અધિકતા દેખી અંતરથી રાજી પણ થવા લાગ્યા. રાગ દ્વેષનો વિવેકથી જય કરવા, શ્રી વીતરાગની સાક્ષાત શાન્ત રસદાયી, શાન્ત રસમય મોહન મુદ્રાની તથા સિદ્ધાંત [આગમ] વાણીની પરમ ભક્તિ ભાવથી સેવા ઉપાસના કરવા લાગ્યા. કલેશ—કલહને તો અલચ્છી—દારિદ્રનું મંદિર જાણી, સર્વથા પરિહરવા લાગ્યા. આળ—અભ્યાખ્યાનનું પૈશુન્ય—ચાડીયાપણાને તથા પરપરિવાદ—અવર્ણવાદ બોલવાને પરમ અન્યાયરૂપ જાણી, તેમનાથી સર્વથા વિમુખ થવાજ યત્નવાન થયા. સુખ સમયે વા દુઃખ સમયે સમભાવથી પવિત્ર નિયમ ધુરાને અડગ રીતે ધારી, સ્વજૈનતા સાર્થક કરવા લાગ્યા. માયા મૃષા—બોલવું કાંઇ અને કરવું કાંઇ, તેને તો વધારેલા

વિષ જેવુંજ લેખી પ્રયત્નથી પરિહરવા લાગ્યા. તેમજ મિથ્યાત્વને તો પરમ શલ્ય, પરમ રોગ, તેમજ ઝેર જેવું જાણી, તેનો સંસ્પર્શ પણ નહિ કરતા. આવી અતિ કલ્યાણકર ઉમદા નીતિને અવલંબીને સુશ્રાવક વર્ગ વર્તતો, અને સુસાધુ વર્ગ તો મહા વૃતોરૂપ મહા પ્રતિજ્ઞાઓને સદ્દવિવેકથી ગ્રહણ કરી, સિંહ કીશોરની પેરે બહાદુરીથી પાળી સર્વજ્ઞ પુત્રનું ઉત્તમ બીરદ સાર્થક કરતા. સફરી વહાણની પેરે આ સંસાર સમુદ્રને સરળતાથી પોતે તરતા અને સ્વઆશ્રિત સાધુ અને શ્રાવક વર્ગને પણ સુખેથી તારી શકતા. પરોપકારને પોતાના પવિત્ર સ્વાર્થરૂપજ ગણતા.

આવી પરમ ઉદાર સર્વજ્ઞ નીતિનું સમ્યક્ સેવન કરતા—સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા રૂપ જંગમતીર્થ સ્વસમાગમમાં આવતા ભવ્ય જીવોને સદુપદેશ જળથી સિંચી પાવન કરી, શ્રી જિન શાસનની શોભા—મહાત્મ્ય વધારી શાસન—પ્રભાવનારૂપ પરમ લાભને પામતા. આ સર્વ પ્રભાવ ધર્મ ચક્રવર્તી શ્રી જીનેશ્વર દેવનોજ ગણાય છે. અનુક્રમે પ્રભુ પૃથ્વી તળપર પ્રતિબંધ રહિત વિચરી, અનેક ભવ્ય સત્વોનો ઉદ્ધાર કરી, સ્વ—અવશેષ અઘાતી કર્મોનો સર્વથા ક્ષય કરી, પંચમ ગતિને પ્રાપ્ત થયા. અક્ષય, અનંત, અવ્યાબાધ, અને અપુનર્ભવ શિવ સંપદાને વર્યા.

પરમ સિદ્ધ નિરંજન થઇ લોકાગ્ર સ્થીતિ ભજી, પરમ નિવૃત્તિ સુખ પામ્યા. આનું નામ નિર્વાણ કલ્યાણક કહેવાય છે. જ્યારે ચરમ તીર્થંકર શ્રી વીરપરમાત્મા નિર્વાણ થયા, ત્યારે ચલિતાસન દેવેન્દ્રાદિકોએ આવી સ્વ સ્વ ઉચિત કૃત્ય કરી, ભાવ ઉદ્યોત ભગવંતનો વિરહ થવાથી દ્રવ્ય ઉદ્યોત કર્યો. દિવાલિકા પ્રકટી, ત્યારથી લોકમાં પણ સર્વત્ર મંગલકર દિવાળી પર્વ રૂઢ પ્રસિદ્ધ થયું, પ્રભુએ અંતે સોળ પ્રહર પ્રમાણ ભવ્ય પ્રાણીઓને અખંડ દેશના દીધી હતી, જેમાં પુણ્ય, પાપ ફળ વિપાકનું

સ્વરૂપ પ્રતિપાદન કર્યું હતું, બીજા પણ અણ પૂછયા અનેક અધ્યયનો કહી, પ્રભુ સર્વ જન્મ મરણના બન્ધનોને સર્વથા છેદી સર્વોત્કૃષ્ટ મોક્ષ સુખ પામ્યા. તેવા ઉત્તમ સુખ પામવા ઉત્કૃષ્ટ ભાવથી જે ભવ્ય પ્રાણીઓ દીવાળી પર્વનું છઠ્ઠ, અઠ્ઠમાદિ તપ કરી વિધિવત્ શ્રી વીર પ્રભુનું ધ્યાન ધરે છે, તેઓ પણ પરિણામ વિશુદ્ધિથી ભવ દુઃખનો અંત કરી શ્રી ગૌત્તમ સ્વામીની પેરે નિર્મળ અધ્યવસાયયોગે શુકલ ધ્યાનનો મહા લાભ પામી, સર્વ ઘાતી કર્મોનો ક્ષય કરી, કેવળ જ્ઞાન પામી. પરમ મહોદય—મોક્ષપદને વરે છે. શ્રી ગૌતમ સ્વામીના પવિત્ર દ્રષ્ટાંતથીજ સિદ્ધ થાય છે કે, અંતે પ્રાણી માત્રને સ્વશ્રેયઃ સાધવા સદ્વિવેક ધાર્યા વિના છુટકો નથીજ. છતી સામગ્રી પામીને જે ભવ્ય સત્વો સદ્વિવેક ધારી તેનો યથાયોગ્ય લાભ લે છે, તેમનો તો અવતાર સફળ છે, પરંતુ જે મોહ મુઢ માનવો આવી દુર્લભ સામગ્રી પામીને પણ તેને એળે ગુમાવે છે. તે પામર પ્રાણીઓને પાછળથી અવશ્ય પસ્તાવું પડે છે.

એમ સમજીને શાણા માણસોએ સદ્વિવેક સજવા અને અવિવેક ત્યજવા બનતો પ્રયત્ન કરવો ઉપયુક્ત છે. સર્વજ્ઞ વીતરાગ વીર પરમાત્માના આપણે સર્વે સેવક કહેવાતા છતાં આપણા પરમ ઉપકારી પિતા સમાન મહાવીર સ્વામીની પવિત્ર આજ્ઞા—મર્યાદા લોપી સ્વચ્છંદપણું આદરી આપણી મોજ મુજબ સન્માર્ગ તજી ઉન્માર્ગ સેવીએ, તે શું આપણને ઓછું શરમાવનારૂં છે ? સ્વ સહોદર કરતાં અધિક પ્રેમપાત્ર આપણા સાધર્મીઓ સાથે ભેદ ભાવ રાખી કુસંપ કરીએ, તે શું ઓછું લજ્જાસ્પદ છે ? સ્વ સાધર્મી ભાઇઓની સાથેની શ્રી સર્વજ્ઞ કથિત સાધર્મી વાત્સલ્યની ઉત્તમ નીતિ રીતિને તજી, સ્વચ્છંદપણે સંત સુસાધુ જનો ધિક્કારી કાઢે, તેવી કઢંગી નીતિ આદરી મદોન્મત્તપણે હિત વચન રૂપ અંકુશને પણ ન ગણીએ, એ કેવું નિન્દાપાત્ર તથા દુઃખજનક ગણાય ? દ્રવ્ય અને ભાવથી સીદાતા સાધર્મી ભાઇઓને સ્વશક્તિ અનુસાર સહાય આપવાની

પોતાની પવિત્ર ફરજ વિસ્મૃત કરી, તેમનાં હૃદયભેદક દુઃખ સામા ટગમગ જોયા કરી, અનેક ઉડાઉ ખર્ચોમાં પૈસાનો ગેર-ઉપયોગ કરી, ઉપર દર્શાવ્યા મુજબ સીદાતા સાધર્મીઓને સંગીન આશ્રય આપવામાં ભાગ લેવાની ખરી તકે નબળાં બહાનાં કાઢી અવળું મુખ કરવું, તે કેવું લજ્જાસ્પદ તથા હાસ્યજનક છે ? બડેખાં કહેવાઈ લાડી, વાડી અને ગાડીની ખાતર અનર્ગળ ધનનો વ્યય કરતાં નહિ ડરતાં સદ્ધર્મ ક્ષેત્રમાં શુભ પરિણામથી નિઃસ્વાર્થપણે સ્વદ્રવ્યનો સદુપયોગ કરતાં સંકોચ કરનાર વિવેક વિકળ જનોને કોની ઉપમા આપવી, તે વિચારવા જેવું છે ! અલબત પરભવનું સાધન કરવા પશ્ચાત્ પડનારા, કોઈ શુભ ઉપમાને તો લાયક થઈ શકેજ નહિ. આ કરતાં પણ વધારે શોકજનક તો એ છે કે, ધર્મની બાબત તેમને તપ્તત્રપુ જેવી લાગે છે, અને માન પાનની ખાતર પોતાના સર્વસ્વને ચાહોમ કરવા તૈયાર થાય છે. આવા સ્વચ્છંદી જનોનું અસ્તિત્વ જગતમાં કેવળ ભારભૂતજ મનાય છે. પ્રાપ્ત થયેલી લક્ષ્મી અંતે આવા વિવેક વિકળનો જ્યારે ત્યાગ કરી જતી રહે છે, ત્યારે તે અજ્ઞ જનો આંખ ચોળીને રહે છે, અને સ્વચ્છંદપણે ચાલવાના પ્રાયશ્ચિત તરીકે પશ્ચાતાપ કરતાં બાકીનું આયુષ્ય પુરૂં કરી, યમના અતિથી થાય છે. સ્વચ્છંદપણાનાં સાચાં ફળની પરીક્ષા તો ત્યાંજ થાય છે. બુદ્ધિબળ પામ્યા છતાં તેનો સદુપયોગ નહિ કરતાં, ગેર ઉપયોગ કરનારના તેવાજ હાલ થાય છે. તત્વાતત્વનો વિચાર કરી અતત્વ ત્યજી, તત્વ ગ્રહણ કરવું, એજ અક્કલમંદ પુરૂષોનું સાર્થક્ય છે. છતાં અનેક કુતર્ક, છળ, પ્રપંચ રચી, મુગ્ધ ભોળા જીવોને વાગ્જાળ કે મોહજાળમાં પાડી સ્વ પરને અનર્થ ઉપજાવતા, અનેક દુરાચારી જનોને આપણે પ્રત્યક્ષ દ્રષ્ટીએ જોઇએ છીએ. આવા આનાચાર યા દુરાચારને સેવનારની બુદ્ધિજ તેમના પોતાના અને પરના દ્રવ્ય અને ભાવ પ્રાણ હરવા ભારે શસ્ત્રરૂપજ થાય છે. તેવી નીચ બુદ્ધિ ધરવાથી સ્વ પરને અનેકશઃ અધોગતિનુંજ કારણ બને

છે. છતાં દુર્જનો પોતાનો દુર્જન સ્વભાવ ત્યજતા નથી, એ પ્રત્યક્ષ મહા હાનીકારક છે.

આમ સમજી સજ્જનો સદ્બુદ્ધિનો બનતો સદુપયોગ કરવા ચુકતા નથી. શુભાશય સજ્જનો દુર્જનોની પેરે કદાપિ નિર્દય પરિણામ ધારી જીવ હિંસા કરતા નથી, અસત્ય બોલતા નથી, પર દ્રવ્ય હરતા નથી, પર દારા સેવતા નથી, મહા મુર્છા ધરતા નથી, સર્વજ્ઞ પુત્રોની રૂડી હિત શિક્ષા પામી, પરભવથી ડરી પાપનો પરિહાર કરે છે. ક્રોધ, માન, માયા, અને લોભરૂપી ચંડાલ ચોકડીનો સંગ કરવા ચાહતા નથી, ક્રોધ કષાયના તાપને ચંદન કરતાં શિતલ, સમતા રસથી શાંત કરે છે. જાતિમદ, કુળ મદ, બળ મદ, તપ મદ, બુદ્ધિ મદ, રૂપ મદ, લાભ મદ, અને ઐશ્વર્ય મદરૂપ આઠ ઉન્નત શિખરયુક્ત માનરૂપી દુર્ધર પર્વતને મૃદુતારૂપ વજ્રવડે ભેદી નાંખે છે, માયારૂપી સાપણના ઝેરને ઋજુતારૂપ જાંગુલી મંત્રના યોગે ટાળી શકે છે, અને લોભરૂપી અગાધ દરીઆને સંતોષ અગસ્તિની સત્સાહાચથી શોષી નાંખે છે, રાગ અને દ્વેષને કટ્ટા શત્રુ જેવા સમજીને તેમનો વિશ્વાસ કરતા નથી, અર્થાત્ સંસારના ક્ષણિક પદાર્થોપર રાગ કે દ્વેષ કરતા નથી, કલહને સ્વપરના કલેશનું કારણ જાણીને સર્વથા ત્યજે છે. પરને મિથ્યા આળ દેવું, રહસ્ય ભેદ કરવો, ( ચાડી ખાવી ) તથા પર નિન્દા કરવાના સ્વભાવને કર્મ ચંડાલ સમાન સમજી સર્વથા છંડે છે. સુખ દુઃખ સામગ્રી સમયે સમભાવ રાખી હર્ષ વિષાદ કરતા નથી, માયા, મૃષાને હલાહલ વિષ જેવું જાણે છે, તેમજ મિથ્યાત્વને સર્વ પાપનું મુળ લેખીને તેનો સંગ લગાર પણ કરતા નથી. આમ સહજ પાપ નિવૃત્તિ પૂર્વક ધર્મ વૃત્તિ ધારવાથી સજ્જનો સ્વ જન્મ સફલ કરે, છે. પાપ કર્મમાં રાચવાથી દુષ્ટ વાસના વિરમ્યા વિના આવી ઉત્તમ, શુદ્ધ ઉદાત્ત ભાવના પ્રગટ થતીજ નથી. સજ્જન સ્વભાવ હંસ સમાન છે, અને દુર્જન સ્વભાવ સુકર ( ભુંડ ) સમાન છે. સાધુ, સાધવી, શ્રાવક, શ્રાવિકા સર્વે સર્વજ્ઞ પ્રભુ શ્રી વીર પરમાત્માના

સેવક હોવાથી તે પરોપકારી પરમાત્માની પ્રજારૂપ ગણાય છે. અલબત પરમાત્માની પવિત્ર આજ્ઞા મુજબ વર્ત્તવાના કામી સુસાધુ જનો પ્રભુજીના વડીલ પુત્રો કહેવાય છે. અને શ્રદ્ધા શીલ શ્રાવકો પ્રભુજીના લઘુનંદન ( નાના પુત્ર ) કહેવાય છે. આર્યા ચંદનબાલા, મૃગાવતી વિગેરે મહા સતીઓની પેરે પ-રમ વિનયભાવ પૂર્વક પવિત્ર મહાવૃતોએ પાળવા તત્પર સુસા-ધ્વી સમૂહ પ્રભુજીની મોટી પુત્રીઓ, અને શુલસાદિકની પેરે સુશ્રદ્ધા ધારી શ્રાવિકાઓ નાની પુત્રીઓ ગણાય છે.

આ ઉપરથી એકજ પરમાત્માની પવિત્ર આજ્ઞાનું પાલન કરનાર સાધુ, સાધ્વી અને શ્રાવક શ્રાવિકા વચ્ચે પરસ્પર કેવો ઘાડો સંબંધ રહ્યા છે, તે સ્પષ્ટ દેખાઇ આવે છે. સંસારીક સંબંધ કરતાં આ ધર્મ સંબંધ કેટલો બધો પવિત્ર અને કિમતી છે, તે સમજવા જેવું છે. સંસાર ચક્રમાં કર્મ વશ વર્તી ફરતાં માતા, પિતા, પુત્ર, કલત્રાદિ સંબંધો જેવા સુલુભ છે, તેવા પૂર્વોક્ત ધર્મ સંબંધો સુલભ નથી, કિન્તુ દુર્લભજ છે. છતાં કોઈકજ સુલભ બોધી ભાગ્યશાળી ભવ્યો ભવાટવીમાં અતિ દુર્લભ ધર્મ સંબંધ પામી, શ્વસાધર્મી ભાઇઓ અને બહેનો પ્રતિ ખરો વાત્સલ્યભાવ ધરાવે છે. સ્વ સાધર્મી ભાઇઓ અને બહેનોના ગુણ રત્નોની ઉમદા કિંમત તેઓજ આંકી શકે છે. સીદાતા, સાધર્મીઓના દુઃખની દાઝ તેમનાજ દીલમાં વસે છે. સ્વ સાધર્મીઓનાં દુઃખ જોઈ, આવા ભાગ્યશાળીઓનેજ કમકમાટી છૂટે છે. યથા શક્તિ તન, મન અને વચનવડે સ્વાર્થ ભોગ આ-પી સ્વ સાધર્મીઓની સાચી સેવા પણ આવા ભાગ્યશાળીઓજ બજાવે છે. ઉત્તમ પ્રકારની ધર્મની તાલીમ ( કેળવણી ) આપી તેમને ધર્મ સન્મુખ, અને વ્યવહારીક કેલવણી આપી વ્યવહાર કુશળ કરે છે, જેથી તેઓ ઉભય લોકમાં સુખી થાય છે. સાચો સાધર્મી સંબંધ સમજ્યા વિના આવી પરોપકાર વૃત્તિ કેમ જાગી શકે વારૂ? આવા શુભાશય સજ્જનો શું ક-દાપિ સ્વ સાધર્મીઓથી ભેદ ભાવ રાખે ખરા? તેઓનું અનુ-

જ્ય દુઃખ દેખી શું નિઃશંકપણે સ્વચ્છંદી મોજ મજા માણે ખરા? અથવા સ્વ પરના શ્રેયનો અતિ ઉત્તમ માર્ગ મુકીને, મિથ્યા માન-પાનની લખલુંટમાં પડે ખરા? અરે! સ્વ પરના ઉદ્ધારનો શ્રેષ્ટ માર્ગ સમજી સુજ્ઞ કુલીન પુરૂષો કદાપિ પણ અનર્થકર ઉન્માર્ગ પકડેજ કેમ? તેવા શાણા સજ્જનો સારી રીતે સમજે છે કે, જ્ઞાની પુરૂષો આપણા નિઃસ્વાર્થ મિત્ર–બંધુ છે. તેઓ કેવળ પરમાર્થ દાવેજ આપણને હિત માર્ગ બતાવે છે, તો તેવા મહાત્મા પુરૂષોની હિત શિક્ષાનો અનાદર કરી સ્વચ્છંદ વૃત્તિ ભજવી એ કેવળ ઉન્માદરૂપજ છે. તે તો અમૃતનો કુંપો ઢોળી નાંખી, વિષનો કુંપો ભરી લેવા જેવું છે, સોનાના થાળમાં ધુળ ભરવા જેવું છે, ચિન્તામણિ રત્નને કાગડાને ઉડાડવામાં ફેંકી દેવા બરાબર છે, કલ્પવૃક્ષને કુહાડાથી કાપી ત્યાં આકડો વાવવા જેવું છે, ગજ વેચી ગર્ધવ લેવા જેવું છે, સમુદ્ર તારવા સમર્થ નાવને મુકી પથ્થરને પકડવા જેવું છે. સુતરના દોરાની ખાતર નવસરો મોતીનો હાર તોડી નાંખવા જેવું છે, ખીંટીની ખાતર મહેલ પાડવા બરોબર છે, તેમજ એક ફલક (પાટીઆં) ની ખાતર ભર સમુદ્રમાં પ્રવહણ ભાંગવા જેવું છે. જે કુબુદ્ધિ જનો સ્વચ્છંદપણે ચાલી સર્વજ્ઞ દર્શિત સત્ય માર્ગને લોપી ઉન્માર્ગ ગ્રહણ કરે છે, તેવા નફટ નાદાન લોકો સજ્જન વર્ગમાં હાંસી પાત્ર તથા નિન્દા પાત્ર થાય છે, એટલુંજ નહિ કિન્તુ વિષય કષાયને વશ પડી કરેલાં દુષ્કૃત્યોના યોગે ભવાંતરમાં નરક નિગોદાદિ મહા દુઃખના ભાગી થાય છે, એમ સમજી સજ્જનો પરભવથી ડરી, સ્વચ્છંદપણું તજી સર્વજ્ઞ પરમાત્માએ પ્રદર્શિત સત્ય માર્ગનેજ સ્વીકારી નિર્ભયપણે તેનુંજ સેવન કરે છે, તો અંતે તે મહાનુભાવો દુઃખોદધિનો પાર પામી અક્ષય સુખ સંપત્તિ સ્વાધીન કરી શકે છે. એવાં અનેક દ્રષ્ટાંતો આપણે આગમોથી સાંભળી આપણું સકર્ણપણું સાર્થક કરવા તેવા મહાશયોના સચ્ચરિત્ર અમૃતનું પાન કરી સ્વ કર્તવ્ય સમજી સ્વ પર શ્રેય સાધવા સર્વ કાયરતા પરહરી ત્રિકરણ શુદ્ધિથી સદુદ્યમ કરવો ઘટે છે. ઇતિ શમ્.

## આપણું કર્તવ્ય શું છે ?

અહો ભવ્ય સત્વો ! અદ્યપિ પરમ પૂજ્ય પિતા સ્થાનીય શ્રી વીર પરમાત્માના પવિત્ર પગલે ચાલી, આપણે બહુ કરવાનું છે. આપણી ઘણી ન્યૂનતા ( ખામીઓ ) દૂર કરવાની છે, તે સર્વે એકી સાથે પુષ્ટ આલંબન–નિમિત્ત કારણો વિના બની શકે નહિ, તોપણ શ્રી વીર પ્રભુની પવિત્ર આજ્ઞાને અક્ષરશઃ અનુસરી જગજ્જયવંતા જીન શાસનની શોભા વધારનારા વૃદ્ધ આચાર્યાદિ મહા પુરૂષોના પગલે યથાશક્તિ ચાલી, આપણે આપણી મોટી મોટી ખામીઓ સમજી સમજીને અવશ્ય દૂર કરવી જોઇએ.

પ્રિય ભાઇઓ અને બહેનો ! પ્રથમ તો આપણા સર્વજ્ઞ વીતરાગ પરમાત્મા, અમૃત જેવી મધુરી વાણીથી આપણને શાને માટે બોધ આપે છે, તેજ આપણામાંનો બહોળો ભાગ ભાગ્યેજ જાણતો હશે. આપ સર્વે એમ તો જાણતા હશો કે, સમ્યક્ જ્ઞાન (જાણપણા) વિનાની ક્રિયા આંધળી ગણાય છે, તેમજ સમ્યગ્ જ્ઞાન પૂર્વક કરાતી ઉચિત ક્રિયા શુભ ફળદાયી થાય છે, છતાં આપણે આપણાં આવશ્યક કૃત્યોનું પ્રયોજન શું છે, તેટલું પણ જાણવા જેટલો શ્રમ લઇએ નહિ, એ કેટલું બધું શોચનીય અને લજ્જાસ્પદ છે ? આપણે આપણા ઇષ્ટદેવ, ગુરૂ, ધર્મ કે ધર્મી ભાઇઓ અને બહેનોની ભક્તિ શા માટે કરવાની છે ? હિંસા, અસત્ય, અદત્ત, અબ્રહ્મ, અને પરિગૃહ રૂપ પંચાશ્રવનો રોધ શા માટે કરવાનો છે ? ક્રોધાદિ ચાર કષાયનો ત્યાગ શા માટે કરવાનો છે ? પાંચે ઇંદ્રિઓ તથા મનનું દમન શા માટે કરવાનું છે ? દાન, શીલ, તપ, ભાવના, વૈરાગ્ય અને સૌજન્યાદિ સદ્દગુણોનું સેવન આપણે શા માટે કરવાનું છે ? આ સર્વે બાબતો સંબંધી સમ્યગ્ જ્ઞાન મેળવવું કેટલું બધું આવશ્યક છે ? તે તે ધર્મ ક્રિયા સંબંધી યથાર્થ જ્ઞાન પૂર્વક વિવેકી સંદ્દવર્તનથી આપણે કેટલો બધો ઉમદા લાભ મેળવી શકીએ વારૂ ? અરે ! તે તે પવિત્ર સર્વજ્ઞ પરમાત્મા પ્રણીત ધર્મ

ક્રિયા કરતાં આપણને કેટલી બધી લહેજત-મિઠાશ ઉપજે ? તે તો ખાસ અનુભવ ગમ્યજ હોવાથી વર્ણવી શકાય નહિ. પવિત્ર ધર્મ સંબંધી સર્વ સત્ક્રિયા કરવાનો તથા અનાદિ સ્વચ્છંદપણે ધર્મ વિરૂદ્ધ કરાતી સર્વ અસત્ ક્રિયા ત્યજવાને મૂળ હેતુ વિષય વાસના ત્યજી નિષ્કષાય શુદ્ધ આત્મ સ્વભાવ પ્રકટ કરવા આપણા અંતરંગ શત્રુભૂત રાગ, દ્વેષ અને મોહાદિ મહા દોષો દૂર કરવાનો છે. આપણે સમજી રાખવું જોઇએ કે, એકલા રાગ અને દ્વેષ, મોહના નંદન છતાં આપણી મુગ્ધતા-અજ્ઞાનથી મોહરાજના જોર વડે આપણને ભવ ભવમાં સંતાપે છે, તોપણ તત્વથી તેમને મિત્રની પેરે સેવીએ છીએ. રાગ, દ્વેશ એકલા જગતને ગંજવા સમર્થ છે, તો મોહ સહિત તેમની તો શીજ વાત કરવી ? જ્ઞાની પુરૂષો તે ત્રણેને મહા શત્રુભૂત કહે છે. ભવ ભવમાં પવિત્ર ધર્મની સમર્થ સહાય વિનાના અશરણ—અનાથ પ્રાણીઓને બહુ બહુ પ્રકારે સંતાપનારા તે ત્રણેનો લગાર પણ વિશ્વાસ નહિ કરવા-તેમનાથી ચેતતા રહેવા જ્ઞાની પુરૂષો આપણને નિઃસ્વાર્થપણે સમજાવે છે, છતાં મુગ્ધતાવડે તેવા હિત ઉપદેશની ઉપેક્ષા-અનાદર કરી, સ્વચ્છંદપણે આપણે ઉક્ત દોષોનેજ પોષી તેમનીજ પુષ્ટિ કરીએ છીએ, એ કેવું અનુચિત વિરૂદ્ધ વર્તન છે ? આપણા અનાદિ અંતરંગ કટ્ટા શત્રુઓનું અહોનિશ પોષણ કરતાં-તેમની ઇચ્છા-આજ્ઞા અનુસાર વર્તતાં અને તેમનોજ વિશ્વાસ કરતાં આપણને ક્ષેમ કેમ સંભવે ? અપ્રશસ્ત રાગાદિ દુશ્મનોને દૂર કરવા શ્રી જીનેશ્વર ભગવંતે સર્વજ્ઞ દર્શિત સત્ક્રિયામાં પ્રીતી પૂર્વક પ્રવતવા નિર્દેશ કર્યા [ ફરમાવ્યા ] છતાં આપણે બહુધા સત્ક્રિયાનું સ્વરૂપ પ્રયોજનાદિ સમ્યગ ( બરાબર ) નહિ સમજવાથી સર્વજ્ઞ સુચિત સત્ક્રિયાને વિવેક પૂર્વક પ્રીતિથી અને સ્થિરતાથી ખેદ રહિત સેવવાને બદલે બહુધા અરૂચિ-અસ્થિરતાદિથી સેવીએ છીએ, એ કેવું અસમંજસ-અજ્ઞાન કૃત્ય છે ? શ્રી જીનેશ્વર —રાગ, દ્વેષ અને મોહ મહા મલ્લના સર્વથા વિજેતા, જગત

પ્રભુની પ્રસન્નતા પૂર્વક સ્થિરતા લાવી પૂર્ણ પ્રતિથી પૂજા અર્ચા ના કરનાર પૂજક પોતેજ પૂજ્ય પદને પામે, પણ એથી વિરૂદ્ધ વર્તનાર ન પામી શકે. અરે ! પંચ અભિગમ સાચવી, વિવેક પૂર્વક વિકથા વર્જી પાંચે ઈંદ્રિઓનો નિગ્રહ કરી, પૂર્વોક્ત રાગ દ્વેષાદિરૂપ ચંડાળ ચોકડીને ત્યજી, ઉત્તમ શિલ સંતોષ ધારી, વિધિ પૂર્વક પ્રભુ ભક્તિ રસિક જનો, જે શાંત રસનું પાન કરી સર્વ ભવ તાપ હરે છે, તેનું ભાન પણ ભૂલા ભમનારા મુગ્ધ જનોને ક્યાંથી હોય ? શ્રી સદ્ગુરૂ-કહેણી અને રહેણીને પૂરી પાળવામાં પ્રસાદ રહિત સંત-સુસાધુ જનોની પવિત્ર ચરણ સેવામાં અભિમુખ થઈ, રસિક સુવિનીત શિષ્ય વૃંદો ભ્રમર ગણની પેરે જે સુગંધ-પરિમળ લુંટે છે, તેનો ખ્યાલ પણ સદ્ગુરૂ સેવા વિમુખ-અવિનીત શિષ્ય સમૂહને ક્યાંથી આવે ?

**શ્રી સિદ્ધાંત**—સર્વજ્ઞ વીતરાગ પ્રણીત હોવાથી સદ્વિવેકી સજ્જનોવડે સંપૂર્ણ શ્રદ્ધાથી ગ્રાહ્ય હોઈ, તેમજ પૂર્વાપર વિરોધ દોષ વર્જિત હોઈ, સર્વ સમ્મત આગમ રહસ્યરૂપ મકરંદનું યથેષ્ટ શ્રી સદ્ગુરૂની સમ્યક સેવા ભક્તિ પૂર્વક પાન કરનારા મધુકર સદૃશ મુનિગણ—સમૂહ જેવી લહેજત— મીઠાશ મેળવી શકે તેના અનંતમે અંશે પણ શું અમૃત રસ આવી શકે ? નહિજ. છતાં સદભાગ્ય યોગે સાંપડેલી સદબુદ્ધિવડે ઉક્ત અમૃતરસ ચાખવા પંચ પ્રમાદ વશ વર્તી જે મંદ ભાગ્યો ચુકે છે, યાવત્ બુદ્ધિનો અવળો ઉપયોગ કરે છે, તેવા જડ ભરતો સ્વચ્છંદપણે કેટલું બધું ગુમાવે છે, તે કહી શકાતું નથી. શ્રી સર્વજ્ઞ પ્રણીત સિદ્ધાંત પ્રમાણે અક્ષરશઃ વર્તવાની આપણી અતિ પવિત્ર ફરજ ભૂલી જઈ ઉલટા પવિત્ર આગમોની આશાતના થાય, ત્યાં સુધી આપણા અજ્ઞ ભાઈઓ ઉપેક્ષા કરે છે, તે બહુજ અનુચિત છે. શ્રી સર્વજ્ઞ ભાષિત સિદ્ધાંતો નિષ્પક્ષપાતપણે જગત માત્રને હિતકારી હોવાથી તેમનું બહુ માન સાચવવું— તેમનું સંરક્ષણ કરવું, તે આપણી ખાસ ફરજ—આપણું ખાસ કર્તવ્ય આપણે લક્ષમાં લેવા યોગ્ય છે.

**શ્રી સંઘ**—શ્રી સર્વજ્ઞ પ્રભુની પવિત્ર આજ્ઞા મુજબ વર્તવાવાળા સુસાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા જંગમ તીર્થરૂપ ગણાય છે. શ્રી તીર્થંકર પ્રભુ પોતે પણ ઉકત ગુણ-આકર સંઘનો ઉચિત આદર કરે છે, તો અન્ય સાધારણ પ્રાણીઓએ ઉકત ગુણનિધિ શ્રી સંઘ પ્રતિ કેટલા સન્માનની દ્રષ્ટિથી નિહાળવું ઉચિત છે, તેનો સમ્યગ વિચાર કરવો ઉપયુકત છે. સાધર્મીભાઈઓ અને બ્હેનો પરમ પૂજ્ય પિતા સ્થાનીય શ્રી વીર પરમાત્માની પવિત્ર પ્રજા—સંતતિ—પુત્ર પુત્રીપણાનો હાવો—હક ધરાવે છે, તો સર્વને પરસ્પર કેવી સભ્યતા તથા સુશિળતા સહીત સુસંપ ધારી ગુણ ગ્રાહક બુદ્ધિવડે શાસનની શોભા વધારવી જોઈએ ? આવી અગત્યની વાતપ્રતિ દુર્લક્ષ્ય રહી સ્વચ્છંદપણે વર્તી દૂધમાં પણ પોરા જોવા જેવું અતિ અનુચિત વર્ત્તન રાખવું કેટલું બધું લજ્જાસ્પદ ગણાય ? શ્રી સવજ્ઞ ભગ-વાનનું, નિર્ગ્રંથ અનગાર—સંત સુસાધુ—મુમુક્ષુ જનોનું, શ્રી સિદ્ધાંતનું કે ચતુર્વિધ શ્રી સંઘનું ફરમાન તત્વથી એક સરખુંજ હોવું જોઇએ. કેમકે તે સર્વેમાં મોક્ષ સાધવારૂપ મહાન હેતુ સરખોજ રહેલો છે. નીતિ ન્યાય કે પ્રમાણિકપણાના ઉત્તમ ધોરણ પ્રમાણે ચાલવાને બદલે શ્રી સર્વજ્ઞ પ્રભુની ગણાતી પ્રજા અનીતિ અન્યાય કે અપ્રમાણિકપણે ચાલે એ કેટલું બધું શરમાવા જેવું ? સર્વત્ર સુખદાયી સન્માર્ગ મૂકી ઉન્માર્ગ પકડવો તે કેવાં ભયંકર દુઃખને પોષનારો થાય ? દશ દ્રષ્ટાંતે દોહીલો મનુષ્ય ભવ પામી, ચિન્તામણી સદૃશ સર્વજ્ઞ ભાષિત ધર્મને સમ્યગ્ નહિ સેવતાં કેવળ કટ્ટા દુશ્મન જેવા કે હાલાહાલ ઝેર જેવા વિષય કષાય તથા વિકથાદિ મહા પ્રમાદોને પોષવા એ કેવાં કટુ ફળને અર્પવા સમર્થ થશે, તે શાણા માણસે દીર્ઘ દ્રષ્ટીથી વિચારવું ઘટે છે. મુળગી મુડી—પુન્યની ગાંસડી ગુમાવી ખાલી હાથે જવું એ કેવું અધમ છે ? ગુણ રાગી મધ્યસ્થ સજ્જનો આવી કઢંગી નીતિ રીતિ સ્વીકારે કે અનુમોદે નહિજ. તેઓ તો શ્રી જીન આજ્ઞાને અંતરથી

અનુસરનારનેજ સત્યવંત લખે છે. તેમનાપરજ રાગ ધરે છે. તેમનુંજ વિશેષે હિત કરવા પ્રેરાય છે. યાવત્ પૂર્વ પુણ્ય યોગે પ્રાપ્ત થયેલી આ દુર્લભ સામગ્રીને સફળ કરવા યથાશક્તિ શ્રી જીન આજ્ઞાને અનુસરવા લક્ષવાળા સજ્જનોપ્રતિજ તેઓ સંપૂર્ણ દીલસોજી ધરાવે છે, તેવા સાધર્મી જનો પ્રતિ પૂર્ણ પ્રેમભાવ યા ભક્તિ ભાવ તેઓ ધારે છે, તેમને પોતાના પ્રાણપ્રીય મિત્ર કે બન્ધુ જેવા લેખે છે. યાવત્ તેવા સત્યવંત વિવેકી સજ્જેનોની ખાતર પ્રસંગે પોતાનું સર્વસ્વ પણ અર્પણ કરે છે. પ્રીય ભાઇઓ અને બહેનો ! આપ સર્વ વિચારો કે, જે ધર્મની ખાતર સજ્જન લોકો આટલી ખંત રાખે છે, સ્વાર્થ ભોગ આપવા તત્પર રહે છે, યાવત્ પોતાના પ્રાણને પણ પ્રસંગે ક્ષણમાં ત્યજવા તત્પર થાય છે. તે પવિત્ર ધર્મના ઉંડા રહસ્યો પામવા અને તદ્રત્ વર્તી સ્વજન્મ સફળ કરવા વિવેકી જનોએ કેટલું બધું પ્રયત્નશીળ રહેવું ઉચિત છે ?

કહ્યું છે કેઃ—**आणा जुत्तो संघो सेसो पुण अट्ठि संघाओ** જેનો પરમાર્થ એ છે કે, જેઓ જગદ્દગુરૂ શ્રી જીનરાજ દેવની આજ્ઞાને અનુસરીને ચાલે છે, તે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાનો શ્રી સંઘમાં સમાવેશ થાય છે. અને તેથી વિપરીત સ્વચ્છંદે વર્તનારા તો કેવળ અસ્થિ, માંસ, મેદ, રૂધીર આદિનાં પુતળાંરૂપ સાર રહિત છે. તેવા અસાર સત્વહીન જનોનો શ્રી સંઘમાં સમાવેશ થઈ શકતોજ નથી. આમ સમજી વિવેકી મનુષ્યોએ પોતપોતાની સાધુ, સાધ્વી, શ્રાવક કે શ્રાવિકા તરીકેની ઉત્તમ ફરજ પ્રમાણે વર્તી સ્વ નામ સાર્થક કરવા અને જીન શાસન દીપાવવા પ્રયત્ન કરવો ઘટે છે. કેમકે એવા સાર્થક નામધારી સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાવડેજ શાસનની શોભા છે. આવો ગુણનિધિ શ્રી સંઘ જગત્ માન્ય થાય છે-તે જંગમ તિર્થરૂપ હોઈ સમાગમમાં આવતા ભવ્ય જીવોને પાવન કરે છે. જેમનું પુર્ણ ભાગ્ય હોય તેમનેજ આવા પવિત્ર તીર્થરૂપ શ્રી સંઘનું દર્શન. વંદન, પૂજન ઈત્યાદિ થાય. શ્રી સંઘ ગુણરૂપી રત્નોથી

ભરેલો રત્નાકર—દરિયો છે. માટે ગુણાનુરાગી સજ્જનો એ અવશ્ય આદરણીય અને પુજનીય છે. શ્રી સંઘની સમ્યગ્ સેવનાથી અનેક ભજનનો આ ભયંકર ભવોદધિ તરી સર્વ દુઃખોનો અંત કરી અક્ષય સુખ પામ્યા છે. હિંસા, અસત્ય, અદત્ત, અબ્રહ્મ, અને પરિગ્રહરૂપ પંચ મહા આશ્રમ—કર્મ આવાગમ દ્વાર ખુલ્લાં હોવાથી આત્મા બહુજ મલીન થાય છે, અને તે આશ્રમ દ્વાર બંધ કરી અહિંસાસત્યાદિસંવરના સમ્યગ્ સેવનથી આત્મા નિર્મળ થાય છે, છતાં શ્વાન, કાગ, કે ભુંડ જેવા ભુંડા સ્વભાવવાળા દુર્જનો હિંસાદિ કુકર્મોમાંજ રાચેમાચે છે. અને રાજ હંસ જેવા શુદ્ધ સ્વભાવ સંપન્ન સજ્જનો તો હિંસાદિ કુકર્મોનો ત્યાગ કરી વિવેક પુર્વક શુદ્ધ દયા, સત્ય, સંતોષાદિ સંવરનુંજ સેવન કરવામાં આનંદ માનીતેનેજ અભિમુખ રહે છે. દુર્જનો અન્ય જીવોને પાપાચરણથી મહા ત્રાસ ઉત્પન્ન કરી, અંતે તેના કુટુક વિપાક ( ફળ ) ના ભાગી થાય છે. તેમને નરકાદિની ઘોર વેદના વેઠવી પડે છે. યાવત સ્વચ્છંદપણે વર્તી કરેલાં કુકર્મ યોગે દુઃખ દાવાનળથી પચાતા એવા તે પામરોનો કોઈ પણ બચાવ કરી શકતા નથી. અનાથ—અશરણ એવા તેમને બાપડાઓને તે સર્વે સહન કરવુંજ પડે છે. સ્વાધીનપણે એવાં કુકર્મો કર્યાં ન હોત તો, પરાધીનપણે આટલું બધું સહન કરવું પડત નહિ, એટલુંજ નહિ પણ શુભ મતિ યોગે દયા, સત્ય, સંતોષાદિ સંવર આદરી, આત્માને નિર્મળ કરી પરમ સુખ પ્રાપ્ત કરત. પરંતુ વિષના બીજથી અમૃતના ફળની આશા કેમ રાખી શકાય ? નિષ્ઠુર દીલથી આવાં કુકર્મો કરનારને અનેકવાર નરકાદીનાં ઘોર દુઃખ ભોગવવાં પડે છેજ, એમ સમજી સર્વજ્ઞ પરમાત્માની પવિત્ર આજ્ઞા અનુસાર દયા, સત્ય, સંતોષાદિ સદ્ગુણો ધારવા વિવેકી જનો પ્રયત્નશીલ રહે છે, અને તેમને પ્રાણની જેવા પ્રિય લેખી, કુકર્મોનો સર્વથા ત્યાગ કરે છે. આમ સદા વિવેકથી જીન આજ્ઞાને અનુસરનાર સજ્જનોને ત્રણ જગતમાં કોઈનો પણ ભય નથી, કોઈ પણ

તેનો વાળ વાંકો કરવા સમર્થ નથી. વિવેકવડે પ્રાણી માત્રને અભય દેનારને સર્વત્ર અભય મળે છે, એ વાત નિર્વિવાદ સિદ્ધ છે. મરણ સમાન કોઈ દુઃખ કે ભય નથી. આપણને જે જે અનિષ્ટ છે તે તે દુઃખ યા ભય સામાને પમાડવા જેવું એકે પાપ નથી. સર્વ જીવોને આત્મસમાન લેખી, કોઈનું કાંઈ પણ અનિષ્ટ નહિ કરતાં જેઓ તેમની સાથે પરમ મૈત્રીભાવ ધરે છે. તેવાનુંજ જીવ્યું લેખે છે, બીજાનું નહિ. એમ સમજી શાણા સજ્જનોએ મૈત્રી ભાવની વૃદ્ધિ કરી સ્વ પરને શાંતિ–સમાધિ ઉપજાવવા ખપ કરવો, એજ સર્વ સુખનું સાધન છે. ક્રોધ, માન, માયા, અને લોભરૂપ કષાયનું સ્વરૂપ સમ્યગ વિચારી એ ચાંડાલ ચોકડીનો સજ્જનો સર્વથા ત્યાગ કરવા તત્પર થાય છે. ક્રોધાગ્નિ, ક્ષણમાં કરેલી સુકૃત કરણીને દહન કરી ભસ્મીભૂત કરી નાંખે છે. માન, મહીધર ( પર્વત ) પર ચઢેલા પ્રાણી નીચા પડે છે, લઘુતા—હલકાઈ પામે છે, માયા શલ્ય પ્રાણીને અનેક ભવમાં સાલે છે, અને લોભ, પિશાચ પ્રાણીને પ્રાણાંત કષ્ટમાં નાંખે છે, એમ સમજી શાણા વિવેકી જનો સમતા જલથી ક્રોધાગ્નિને ઠારવા મૃદુતા પવિ [ વજ્ર ] થી માન મહીધરને છેદવા, સરલતા સદ્ ઔષધથી માયા શૈલ્યને નિર્મૂળ કરવા, અને સંતોષ મંત્રથી લોભ પિશાચને વશ કરવા શક્તિમાન થાય છે. આ વાત અનુભવ સિદ્ધ છે. ચારે પ્રકારના કષાય ખરેખર પ્રાણી માત્રને ચાર ગતિરૂપ સંસારમાં અનેકશઃ ભ્રમણ કરાવે છે, માટે સદ્‌વિવેકધારી સજ્જનોએ અવશ્ય તેમનો પરિત્યાગ કરવો આવશ્યક છે. પંચેન્દ્રિઓ અને મન પ્રત્યેક નિર્બંધ—ઉદ્ધત ઘોડા જેવા છતાં, શ્રી જીનેશ્વર પ્રભુના વચનરૂપ લગામવડે વિવેકી જનો તેમને વશ કરી શકે છે. જે અજ્ઞ અવિવેકી લોકો મન અને ઇન્દ્રિઓના દાસ થઈને ચાલે છે, તેમની અવદશા થાય છે. પ્રત્યેક ઇન્દ્રિયજન્ય કામનાને આધીન રહેતાં પતંગ, ભ્રંગ, મીન [ મચ્છ ], ઈભ [ હાથી ] અને સારંગ [ હરિણ ] દુર્દશાને પામે છે, તો પાંચેની લાલસાના

પાશમાં પડેલા પ્રાણીનું તો કહેવુંજ શું ? દુર્જન કરતા પણ તે ત્યાજ્ય છે, કેમકે દુર્જન એકજ ભવમાં દુઃખ દે છે, અને આ તો ભવોભવ દુઃખદાયી થાય છે. મન તો મદોન્મત હસ્તીની જેવું નિરંકુશ હોઈ, ગુણવાનને દુઃખ પાશમાં ફસાવે છે, માટે શ્રી જીનેશ્વર પ્રભુની આજ્ઞારૂપ અંકુશથી તેને કબજે કરવું યોગ્ય છે. ઇન્દ્રિયજન્ય, સ્થૂલ ક્ષણિક વિષયોમાં સ્વચ્છંદતાએ ભટકતા મનનો નિગ્રહ કરી ઇંદ્રિઓનો પણ નિરોધ કરવો. ઇન્દ્રિયજન્ય સુખમાં આસક્ત, ઇન્દ્રિય પ્રેરક મનજ વક્ર હોવાથી તદનુસાર ઇન્દ્રિયને પ્રેરે છે, માટે મનને ઈષ્ટ વિષયાદિમાં પ્રવર્તતું પ્રયત્નથી રોકતાં ઇન્દ્રિઓને સહેજ રોકી શકાય મોહ મદીરાથી મત્ત થયેલું મન–મર્કટ મોજમાં આવે તેમ વિવિધ વિષયોમાં વર્તી–ભટકી સ્વ સ્વામીને સંતાપે છે, તેજ મન–મર્કટને સદુ પદેશ શ્રંખલાથી બાંધતાં સ્વામી સુખી થઈ શકે છે. સદુપદેશવડે સમજાવી ઉન્માર્ગે પ્રવર્તતા મનને સવળે રસ્તે આણી શકાય છે. સુશિક્ષિત થયેલું મન પછી વિષ જેવા વિષય રસમાં રાચતું નથી, તે તો જ્ઞાન ધ્યાનની અમૃત જેવી મીઠી લહેજત લેવા લોભાય છે. શ્રી સર્વજ્ઞ વીતરાગ પ્રભુનું દર્શન તેને ઘણુંજ વાહલું લાગે છે, પ્રભુની પવિત્ર વાણી તેને અમૃત જેવી મીઠી લાગે છે, શુદ્ધ દેવ, ગુરૂ, અને ધર્મ કે ધર્મી ભાઇઓની ભક્તિ કરવી તેને બહુ રૂચિકર લાગે છે. સદ્‌ગુણી–સંત સુસાધુજનોની સ્તુતિ કરવી, તથા સદ્‌ગુણોની અનુમોદન કરવી તેને બહુજ રૂચે છે. સહજ સુવાસ પામવા સહજ યત્નવંત થાય છે, સહજ સ્વભાવ સાધવા મન અનુકુળ થઈ રહે છે; એ સર્વે સત્ય–નિર્દંભ સર્વજ્ઞ ઉપદેશનોજ મહીમા છે; વિભાવમાં વર્તતાં મન અને ઇન્દ્રિઓનો તે નિગ્રહ કરે છે; મન અને ઇન્દ્રિઓ વશ થતાં અંતરઆત્માનો જય, અને મોહનો પરાજય થાય છે, જેથી આત્મા અંતિમ સુખનો સ્વામી થાય છે. સાચો શૂરવીર અને સાચો પંડિત તેજ કહેવાય છે કે, જે ક્ષણિક વિષય રસમાં નહિ મુંઝાતાં અક્ષય, અનંત, અવ્યાબાધ,

અતિ દિવ્ય સુખ સ્વાધીન કરવામાં તેમજ તેનો સાક્ષાત્ સં-પુર્ણ ભોગવટો કરવામાં તત્પર રહે છે.

દાન, શિલ, તપ અને ભાવના—અભય દાન, સુપાત્ર દાન તથા અનુકંપાદિ દાન, સુવિવેકથી જેઓ આપે છે, અને પાત્ર પરીક્ષા પુર્વક જેઓ સમ્યગ્ જ્ઞાનાદિનું દાન દે છે, તે શુ-ભાશય સજ્જનો ચપળ લક્ષ્મીનો લ્હાવો લઇ પરમાર્થ સાધે છે. તેમજ છતી લક્ષ્મીએ સર્વજ્ઞ દેશિત સપ્ત ક્ષેત્રોમાં યા ખાસ કરીને સીજાતા ક્ષેત્રમાં કૃપણ વૃત્તિથી જેઓ વાવતા—વાવરતા નથી, તેઓ અત્ર જનસમૂહના અપવાદ પાત્ર થઇ, મરી મુર્છાવડે માઠી ગતિ પામે છે.

શીલ—સદાચારવડેજ પ્રાણી તત્વથી શોભા પામે છે. શીલ એજ પ્રાણીઓનો સાચો શણગાર છે. શીલ—સુગંધથી વા-સિત ભવ્ય કમલોપ્રતિ સુગંધ લેવા વિવેકી ભ્રમરો જાય છે. શીલ—સુગંધ રહિત પુટડા—રૂપાળા પ્રાણીઓ આવળનાં ફુલ જેવા નકામા છે. ફાંકડા થઇને ફરતા તેઓ અપમાન પામે છે, અને સુશીલ સજ્જનો રાજ સભામાં પણ સન્માન પામે છે. દેવો પણ તેમને સાનિધ્ય [ સહાય ] કરે છે. તેમને જંગલમાં પણ મંગળ થાય છે. આવો અચિન્ત્ય મહિમા શીલ ગુણનો સમજી શાણા લોકોએ તે અવશ્ય ગૃહણ કરવા યોગ્ય છે.

તપ—બાહ્ય અને અભ્યંતર ભેદે કરી બે પ્રકારનો છે. જે કર્મ-મળને તપાવી બાળી નાંખે છે, યાવત્ આત્માને નિર્મળ કરી શકે છે, તેનું નામ તપ છે, સમ્યગ જ્ઞાનવડે સ્વસ્વરૂપ સમજી રાજ હંસની પેરે વિવેકથી સદ્વર્તન સેવી અનાદિ કર્મ મળ ટાળી આત્મ વિશુદ્ધિ થઈ શકે છે; માટે સમ્યગ જ્ઞાનને જ્ઞાની પુરૂષો તપરૂપજ કહે છે. આત્માને નિર્મળ કરવાના પવિ-ત્ર લક્ષથી કરવામાં આવતો ગમે તે તપ મહા લાભદાયક થાય છે; તેમજ તુચ્છ ફળની આશાએ કરાતો તપ માત્ર અલ્પ ફળ નેજ દે છે. સમતા પુર્વક સેવવામાં આવતા તપવડે ભવોભવનો

તાપ ટળે છે, અને પરમ શાન્તિ પ્રકટે છે. ઉપવાસાદિ બાહ્ય તપ, સમજીને વિવેકપુર્વક સેવનારની અવશ્ય અંતર શુદ્ધિ કરે છે, રોગાદિને દુર કરે છે, અનેક શક્તિઓ—સિદ્ધિઓને પ્રકટાવે છે. યાવત્ અનેક ઉપદ્રવોને શાંત કરી સમાધિ ઉપજાવે છે. એવો ઉત્તમ તપ શાશ્વત સુખનો અભિલાષી કયો મુમુક્ષુ અંગીકાર કર્યા વિના રહે ?

ભાવના—મૈત્રી, મુદિતા, કરૂણા, અને મધ્યસ્થતાદિ ભવ ભવની ભાવઠ ભાંગવા સમર્થ છે. જ્યાં સુધી પ્રાણી માત્ર સાથે મૈત્રી ભાવ આવ્યો નથી, ત્યાં સુધી ચક્રવર્તી સરખો પણ તત્વથી દુઃખી છે. કેમકે તેનું ચિત્ત વૈર અગ્નિથી પ્રદીપ્ત રહે છે, અને તેનું લોહી બળે છે; જ્યાં સુધી સદ્ગુણીનો સંગ કરી પ્રમોદ પુર્વક સદ્ગુણ ગૃહણ કરવા સન્મતિ જાગે નહિ, ત્યાં સુધી અમૂલ્ય આત્મ સંપત્તિ પ્રાપ્ત કરવાનો અપુર્વ માર્ગ મળે નહિ. કેમકે સદ્ગુણ સેવન કરવા પ્રતિ આદરજ થયો નથી; જ્યાં સુધી દીન—દુઃખીનું દુઃખ દેખી દીલમાં કરૂણા બુદ્ધિ જાગે નહિ, ત્યાં સુધી મનની કઠોળતા ટળે નહિ. તેમજ કોમળતા; આર્દ્રતા, સરળતા તથા સમતાદિ સદ્ગુણ શ્રેણિ પ્રકટે નહિ. છેવટ જ્યાં સુધી નીચ અન્યાયી પાપી નિર્દયપ્રતિ ઉપેક્ષા બુધી—રાગ દ્વેષ રહિત મધ્યસ્થા—આવે નહિ, ત્યાં સુધી નિષ્પક્ષપાત સર્વજ્ઞ શાસનના રહસ્યભૂત સાપેક્ષ—દયા ધર્મનું સેવન થાય નહિ. ઉક્ત ચારે ભાવનાઓ પરમ પવિત્ર સર્વજ્ઞ શાસનનો ઉંડો પાયો છે. તેવી પાવન ભાવના વિનાનો ધર્મ કેવળ આડંબર યા દંભરૂપજ છે. આવી ઉત્તમ ભાવના સહિત ધર્મ કરણી દૂધમાં સાકરના જેવો સરસ સ્વાદ આપે છે; અને તે વિના સર્વ ધર્મ કરણી લુખી લાગે છે. અલુણા ધાનની જેમ ચિંત્તને તે આલ્હાદક લાગતી નથી, તેવી ઉત્તમ ભાવનાવંત ભવ્ય કદાચિત્ કોઈ કારણસર ક્રિયા—અનુષ્ઠાન કરવા અશક્ત હોય તોપણ ચિત્તની અતિશય શુદ્ધિ—પ્રસન્નતાથી તે મહાન લાભ ઉપાર્જન કરી શકે છે. તેમજ ઉક્ત સદ્ભાવના રહિત પ્રાણી

ક્રિયાનો ગર્વ કરી દુઃખી પણ થાય છે. વૈરાગ્ય એ એવી તો અપુર્વ અને ચિત્તાકર્ષક ચીજ છે કે, ચક્રવર્તી સરખા પણ છતી છ ખંડની રિદ્ધિ તજી યોગ—દિક્ષા લઇ તેનુંજ શરણ ગ્રહે છે. દુનિયાની સર્વ ચીજોમાં ભય રહેલો છે, પરંતુ વૈરાગ્યમાં ભય નથી, તે અભય છે. માટે સાચા સુખના અર્થી જનો તેનોજ આશ્રય લેવા સ્વીકારે છે. વિષયાસક્ત જીવો જ્યારે પવનની લહેરીઓ લેવા જાય છે, ત્યારે વિવેકી મુમુક્ષુ જનો સર્વ દુઃખને દળનાર વૈરાગ્ય લહરીઓનુંજ સેવન કરે છે. એટલુંજ નહિ, કિન્તુ અન્ય આત્માર્થી જનોને પણ એમજ ઉપદેશે છે. યતઃ—

" ટાળે દાહ તૃષા હરે, ગાળે મમતા પંક,
લહરી ભાવ વૈરાગ્યકી, તાકો ભજો નિશંક. "

વિષય વિરકત થઇ સર્વ સંસાર બંધનને તોડી સહજ મુકિત–મોક્ષ સુખ મેળવવા, યોગ સેવવા ઉજમાળ થયેલા ભવ્યને જેમ જેમ વૈરાગ્યની પુષ્ટિ થાય છે, તેમ તેમ સહજ સંતોષ ગુણથી સહજ સુખની વૃદ્ધિ થાય છે. યાવત વિષય વાસનાના સંક્ષયથી સંપુર્ણ દુઃખનો ક્ષય થાય છે, અને અંતે નિરૂપાધિક અક્ષય સુખ પ્રગટ થાય છે, તેજ પરમાનંદ અને તેજ અજર, અમર, અક્ષય, અવ્યાબાદ, મોક્ષ પદ છે.

સૌજન્ય–સજ્જન સ્વભાવ સુલભ નથી. જ્યારે દુર્જનતા–દુર્જન સ્વભાવ દુર તજાય, જ્યારે નિર્દયતા, નિર્વિવેકતા, અનીતિ આચરણ, અસત્ય ભાષણ પર નિંદાદિ પાપ રતિ અને દુષ્ટ કષાયાદિ દુર જાય, ત્યારે સાજન્મ પામવા પ્રાણી યોગ્ય થાય. ગમે તેવા પ્રસંગે પરનાં દુષણ કહે નહિ, ગુણ માત્રજ ગ્રહે, આત્મ ઉત્કર્ષ ( વડાઇ ) ન કરે. તેમજ પોતાથી બને તેટલો નિઃસ્વાર્થપણે પરોપકાર કરે, તેનું નામ સજ્જન છે. જેમ ચંદનનો શ્વભાવ શીતળતા કરવાનો છે, તેમ સજ્જન પણ પોતાના શાંત–શીતળ સ્વભાવથી સામાને શીતળ કરે છે. જેમ છેદતાં છતાં શેલડીનો સ્વભાવ મધુર રસ આપવાનો છે, તેમ જે પી-

ડાકારી પ્રાણીને પણ સરસ શાંત રસથી સંતોષે છે, તથા જેમ કાંચનને અગ્નિમાં ઘાલ્યા છતાં પોતે પોતાનો વાન બદલી ફીકું પડતું નથી, તેમ સજ્જન ગમે તેવા કષ્ટમાં પણ પોતાનો ભવ્ય સ્વભાવ ત્યજી દુર્જનતા આદરતોજ નથી; જે પ્રાણાંતે પણ પોતાની પ્રકૃતિ વિકૃત થવા દેતા નથી, તેવા સજ્જનોની ક્રોડો વાર બલિહારી છે. એવા સજ્જનોજ સર્વજ્ઞ ધર્મ સેવવા લાયક છે. મલીન વૃત્તિવાળા દુર્જનો લગાર પણ લાયક નથી. શુંભાશય સજ્જનો સ્વ પરને ઉપકાર કરી, સર્વજ્ઞ ધર્મને આરાધી અંતે અનંત અક્ષય મોક્ષ સુખને વરે છે. આમ સંક્ષેપથી સદ્ગુરૂ કૃપા યોગે કથન કરેલું આપણું કર્ત્તવ્ય વિચારી વિવેક આદરી ત્યાજયને ત્યજવા અને આદરનીયને આદરવા આત્માર્થી સજ્જનો વિશેષ લક્ષ આપશે. કરવા યોગ્ય ધર્મ કરણી શ્રી સર્વજ્ઞ દેશિત શાસ્ત્રાનુસારે યથાવિધિ કરીને પણ ગર્વ નહીં ધરશે, કિન્તુ યથાશક્તિ સ્વ સાધર્મી ભાઇઓ અને બહેનોને ઉચિત કાર્યોમાં ઉચિત સહાય આપી, તેમને વિશેષે ધર્મમાં યોજશે: યાવત ગુણી જનોમાંથી ગુણ ગ્રહણ કરી, ગુણની મહત્તા વધારશે; તેમજ નિર્ગુણીપર પણ અનુકંપા આણી, તેને ગુણશાળી બનાવવા બનતો ઉધમ કરશે; સર્વ જગતના જીવ માત્રને પોતાના મિત્ર સમાન લેખશે; કોઇની સાથે કદાપિ પણ વૈર વિરોધ ધરશે નહિ, અને નીચ, નિર્દય, પાપી પ્રાણીઓ પ્રતિ પણ દ્વેષ નહિ ધરતાં વિવેકથી તેમની ઉપેક્ષા કરશે, યાવત ઉત્તમ ભાવનામય અંતઃકરણ કરી, સાવધાનપણે સ્વ કર્ત્તવ્ય કરવા નહિ ચુકશે, એવી આંતર આશા છે. સર્વજ્ઞ પરમાત્મા શ્રી મહાવીર સ્વામીની સર્વ પ્રજા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા માત્રે પ્રભુના પવિત્ર શાસનમાં વર્તી, જેમ જગ હિતકારી જીન શાસનની શોભા વધવા પામે, તેમ સ્વ સ્વ કર્ત્તવ્ય સમજી, વિવેકથી સ્વ શક્તિ ગોપવ્યા વિના તેનો અમલ કરવો, ખાસ અગત્યનો છે સ્વ સંતતિને પણ સુધારવાનો તે ઉત્તમ રસ્તો છે. ટુંકાણમાં સર્વ દુઃખ (દારિદ્ર, દુર્ભાગ્ય) દાયક સ્વચ્છંદતા મૂળ

દોષ માત્રને વારી અનાદિ અજ્ઞાન અંધકાર ટાળવા અને સર્વ સુખાકારી સર્વજ્ઞ આજ્ઞા મૂળ સદ્દગુણ માત્ર સદ્દભાવ પૂર્વક સેવી ઘટ ઘટ સત્તાગત રહેલો અનંત અક્ષય કેવળ જ્ઞાન ઉદ્યોત પ્રગટ કરવા આપણે સર્વે પાપી પ્રમાદને પરિહરીને પરમ ઉલ્લાસ—ઉત્સાહથી સદુદ્યમ સેવીશું તો અવશ્ય આપણા આસન્ન ઉપકારી ભગવાન શ્રી મહાવીર સ્વામીની પેરે અનંત ગુણ રત્ન દીપકની માળાવડે આપણુ સર્વેને નિત્ય દીપોત્સવ (દીવાળી) મેશે. તથાસ્તુ. એવો મહા મંગળકારી દિવસ સાક્ષાત્ દેખવા ક્યારે આપણે ભાગ્યશાળી થઈશું ?

અહો ! સર્વ દુઃખ, કષ્ટ કે આપદાનું મુળ, કાળો કુસંપ ક્યારે ટળશે ? અને "સંપ ત્યાં જંપ" એવી ઉત્તમ વીણાનો જય ઘોષ ક્યારે થશે ? સુસંપનાં ઉત્તમ બીજ—જ્ઞાન, વિવેક, વિનયાદિ વાવવા અને કાળમુખ કુસંપનાં કનિષ્ટ બીજ ઈર્ષા—અદેખાઇ, અભિમાન અજ્ઞાનાદિ નિર્મૂળ કરવા આપણે ક્યારે ભાગ્યશાળી થઇશું ? પરમ ઉપકારી પરમાત્મા પ્રણીત ઉત્તમ નીતિ અને ન્યાયના નિયમો પાળવા, અને સર્વ અલચ્છીના કારણભૂત અનીતિ અન્યાયના માઠા સડાને પરિહરવા આપણે ક્યારે સમર્થ—સત્વંત થઈશુ ? આપણા પરમ પવિત્ર સર્વજ્ઞ પરમાત્મા પ્રતિની આપણી પવિત્ર ફરજ ક્યારે યથાર્થ સમજી તેને અદા કરવા યત્નશીલ થઇશું ? આપણા નિઃસ્વાર્થી મિત્ર, બન્ધુ કે માતા પિતા તુલ્ય શ્રી સદ્દગુરૂની પવિત્ર આજ્ઞા પ્રમાણે વર્તવા આપણે ક્યારે ભાગ્યશાળી થઈ શકશું ? શ્રી સર્વજ્ઞ ભાષિત નિષ્પક્ષપાત ધર્મને પણ સુવર્ણ કે રત્નની પેરે બરાબર પરીક્ષા કરી નિઃસંદેહપણે સ્વીકારી તેમાં નિશ્ચલતા ધારી સહજ. સમાધિ લાભ સંપ્રાપ્ત કરી ક્યારે કૃતાર્થ થઇશું ? શ્રી તીર્થંકર દેવ માન્ય શ્રી સંઘ—તીર્થની સર્વ આશાતના વર્જી તેની યથા વિધિ સેવા કરી સ્વજન્મ સફળ કરવાનો દિવસ ક્યારે આવશે ? શ્રી સર્વજ્ઞ આગમોની પણ સર્વ આશાતના વર્જી તત્કથિત આજ્ઞાઓને અમૃતની માફક આનંદથી ગૃહી

અનુસરવા ક્યારે ભાગ્યશાળી થઇશું ? અહો પ્રિય ભાઇઓ ! જ્યારે આપણે આવી ઉત્તમ સામગ્રીનો પૂર્વ પુણ્ય યોગે સંયોગ પામી શ્રી સર્વજ્ઞ પ્રભુની પવિત્ર આજ્ઞાને અક્ષરશઃ આરાધવા અત્યંત રૂચિ અને શ્રદ્ધા સહિત કર્તવ્ય પરાયણ થઇશું, ત્યારેજ સર્વ દુઃખ દોહગને ચૂરીને આપણે સંપૂર્ણ સુખી થઇશું. તથાસ્તુ. પરંતુ જ્યાં સુધી જગહિતકારી શ્રી જીન આજ્ઞાનો અનાદર કરી સ્વચ્છંદવડે અનેક પાપારંભ કરી, આપણે છળ પ્રપંચાદિથી પાપી પેટને પોષીશું, ત્યાં સુધી સુખનો દહાડો દૂરજ સમજવો. જ્યાં સુધી ક્ષણિક વિષય સુખને કારણે નિર્દયપણે લાખો બલકે કરોડો જીવોની હિંસા કરતાં કાંઇ પણ ડર લાગતો નથી, અસત્ય ભાષણ કરવાથી લગાર પણ પાછી પાની કરાતી નથી, અનીતિ અને અન્યાય આચરણથી પરદ્રવ્ય હરણ કરવું પ્યારૂં લાગે છે, પરદારા સેવન અને વેશ્યા ગમન કરતાં કાંઇ પણ ભય લાગતો નથી, અને પૈસો પ્રાણવત્ પ્યારો લાગે છે, જેથી ધર્મની પણ ઉપેક્ષા કરી અનાચાર સેવીને પણ દ્રવ્યોપાર્જન કરવામાં તત્પરતા રહે છે, ત્યાં સુધી ઉત્તમ પ્રકારના સંતોષનું સુખ ચાખવા સમયજ શી રીતે આવે ? જ્યાં સુધી પાપ પ્રવૃત્તિ પરાયણ રહી તેમાં રાચી માચી પ્રમાદનેજ પુષ્ટિ આપીએ; ત્યાં સુધી નિષ્પાપ વૃત્તિ ( નિવૃત્તિ ) જન્ય સુખ શી રીતે સાંપડે ? જ્યાં સુધી કષાય—ક્રોધાદિ તાપથી જરા પણ પરાઙ્મુખ થઇએ નહિ, ત્યાં સુધી સમતાદિ સદગુણોની શીતળતાનો સાક્ષાત્ અનુભવ આપણને થઈ શકેજ નહિ. જ્યાં સુધી ઇન્દ્રિય જન્ય સુખ અને વિલાસમાં રસીક—લંપટ બની તેમનું દાસત્વ સેવીએ ત્યાં સુધી અતીંદ્રિય—સહજ સુખનો અનુભવ શી રીતે થાય ?

શ્રી જીનેશ્વર ભગવાને પરમ કરૂણાથી બતાવેલા અમૃત ફળને આપનારા કલ્પવૃક્ષ સમાન દાન, શીલ, તપ અને ભાવના રૂપ ચતુર્વિધ શ્રી ધર્મનો અનાદર કરી, સ્વચ્છંદપણે અધર્મનો આદર કરતાં ઉત્તમ એવા અમૃત ફળનો આસ્વાદ પ્રા-

સ કરવાનો અવસર આવેજ શાનો ? વિષય રસમાંજ નિમગ્ન રહી પશુ વૃત્તિ પોષનારને શાંત—વૈરાગ્ય રસનો આસ્વાદ નજ આવે, એ નિર્વિવાદ છે. પરનાં દુઃખ દેખી રાજી થનાર દુર્જનોને સૌજન્યનો અનુભવ થાયજ શી રીતે ? આવી સ્વચ્છંદતા વૃત્તિથી વર્તનારા જીવોમાં ગુણનો લેશ માત્ર પણ ઉદભવ થઈ શકે નહિ, એ સ્વતઃ સિદ્ધ છે. જ્યાં સુધી સ્વચ્છંદતા તજી સર્વજ્ઞ દેશિત સત્ય શાસ્ત્ર નીતિને સમ્યગ્ સમજી આપણે ત્રિકરણ શુદ્ધિથી સ્વીકારવા ઉદ્યત થઇશું નહિ, ત્યાં સુધી પાપી પ્રસાદ આપણી પુંઠ મુકવાનો નથી. સર્વજ્ઞ પ્રભુની પવિત્ર આજ્ઞાનો અનાદર કરી, સ્વચ્છંદતાએ ચાલવું એનું નામજ તત્વથી પ્રમાદ છે. ઉકત પ્રમાદથી પ્રાણી માત્ર ચતુર્ગતિરૂપ સંસાર ચક્રમાં ફર્યા કરે છે, જન્મ મરણના દુઃખથી મુક્ત થઈ શકતાંજ નથી. માટે સદગુણોની હિત શિક્ષા હૃદયમાં ધારી અનાદિ પ્રિય સ્વચ્છંદતા ત્યજી, જેમ શ્રી સર્વજ્ઞ શાસ્ત્ર નીતિનું બહુ માન પુર્વક સેવન થાય, તેમ પ્રમાદ રહિત પ્રવર્તવા આપણી ખાસ ફરજ છે. સ્વચ્છંદ વર્તનથી આપણે અલ્પ સુખ માટે બહુ ગુમાવીએ છીએ, તેનો ખ્યાલ અવશ્ય કરવા યોગ્ય છે. ક્ષણ માત્ર સુખ, અને બહુ કાળ દુઃખ, લેશ માત્ર સુખ, અને પારાવાર દુઃખ, એવું સ્વચ્છંદ વર્તનનું ફળ જ્ઞાની પુરૂષો કહે છે, માટે આપણેને સર્વે તુચ્છ આશાઓ તજી સદ્વિવેક ધારી, જન્મ મરણાદિ મહા દુઃખ વારક શ્રી જીનેશ્વર પ્રભુની પવિત્ર આજ્ઞા પાળવા પુરતો પ્રયત્ન કરવો યોગ્ય છે. આમ ઉત્તમ લક્ષ રાખી સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા સર્વે સુસંપ સમાધિ કરી, શ્રી સર્વજ્ઞ શાસન પ્રતિની પોતપોતાની પવિત્ર ફરજો અદા કરવા અનુકુળ પ્રયત્ન સેવે તો, જરૂર જગતહિતકારી શ્રી જીન શાસનના વિશેષે ઉત્કર્ષ [ પ્રભાવના—ઉદ્યો ] થવા પામે. અજ્ઞાન વશ અવિવેકવડે થયેલા કુસંપના કારણથી થવા પામેલી મલીનતા દુર થઈ જઇ સર્વજ્ઞ પ્રણીત શાસ્ત્રને સાનુકુળ વર્તતાં સમ્યગ જ્ઞાન—વિવેકના પ્રકાશથી સુ-

સંપ સુદ્રઢ થઇ પવિત્ર શાસનની ઉન્નતિ થવા પામે, એ બીના સ્વતઃ સિદ્ધ છે. યતઃ—

**" કારણ યોગે હો કારજ નીપજેરે, એમાં કોય ન વાદ, પણ કારણ વિણ કારજ સાધીયેરે, એ નિજ મત ઉન્માદ. સંભવ દેવતે ધુર સેવો સવેરે, લહી પ્રભુ સેવન ભેદ, સેવન કારણ પહેલી ભૂમિકારે, અભય અદ્વેષ અખેદ. "**

જેવું કારણ તેવું કાર્ય, પુષ્ટ કારણ આલંબનમાંથી પુષ્ટ કાર્ય નીપજે છે. જો આપણે શ્રી જીન શાસનની ઉન્નતિ–શોભા વધારવીજ હોય તો, કારણો તદનુકુળજ અવશ્ય શેવવાં જોઇએ. આપણે આપ મતિથી ગમે તેટલું વધારે કષ્ટ સહન કરીએ, પરંતુ તે પવિત્ર શાસ્ત્ર નીતિને અનુસરીને થોડું પણ કરીએ, તેની તુલનામાં આવી શકેજ નહિં. માટે પુષ્ટ આલંબનભૂત શ્રી જીન આગમને અનુસરીનેજ સદ્વર્તન આપણું થાય. એમજ આપણે સદા અંતઃકરણથી ઈચ્છવું જોઈએ, અને શ્રી સર્વજ્ઞ પ્રભુ પાસે પ્રાર્થના પણ એવીજ કરવી જોઇએ, જેમ શ્રી આનંદ. ઘનજી મહારાજ કહે છે કે,

**" મુગ્ધ સુગમ કરી સેવન આદરેરે, સેવન અગમ અનુપ, દેજો કદાચિત સેવક યાચનારે, આનંદ ઘન સ્વરૂપ. સંભવ૦ "**

જ્ઞાની પુરૂષોએ ક્રિયા પાંચ પ્રકારની કહી છે. ( ૧ ) વિષ ( ૨ ) ગરલ, ( ૩ ) અનનુષ્ઠાન, ( ૪ ) તદ્દહેતુ, ( ૫ ) અમૃત ક્રિયા તેઓમાં વિષ. ગરલ અને અનનુષ્ઠાન ક્રિયા સંસાર ફળ અને તદ્દહેતુ તથા અમૃત ક્રિયા મોક્ષ ફળને આપે છે. ઐહિક સુખાર્થે, પારલૌકિક સુખાર્થે, અને કેવળ ગતાનુંગાતકપણે તત્વ સમજ્યા વિના કરાતી વિશાદીક ક્રિયા તુચ્છ ફળ આપી, અંતે દુઃખથી મુક્ત કરી શકતી નથી, અને સમ્યગ્ તત્વ સમજીને સહેતુક મોક્ષ–જન્મ મરણનો ફેરો ટાળવા–માટે સાવધાન

પણે કરાતી તદ્દહેતુ ક્રિયા તથા અનુક્રમે ત્રિકરણ શુદ્ધિથી એ-
કાગ્રપણે કરાતી વા થતી અમૃત ક્રિયા શીઘ્ર મોક્ષ ફળ અર્પે
છે. માટે મોક્ષ સુખના અભિલાષી સજ્જનોએ વિષાદિક ક્રિયા
વર્જી તદ્દહેતુ અને અમૃત ક્રિયાનોજ આદર કરવો ઘટે છે. શ્રી
સર્વજ્ઞ ભાષિત સર્વ સત્ક્રિયા સહેતુક હોવાથી તે દરેકનો હેતુ
ગુરૂગમ્ય સમ્યગ જાણી તેમાં વિશેષે આદર કરવો યોગ્ય છે.
જેથી અંતે સર્વ દુઃખને જલાંજલિ દઈ, આપણો અંતરાત્મા
કર્પૂર સમુજ્વલ યશને વરી, પરમાત્મ પદનો અધિકારી થાય,
અને સર્વ બાધક કર્મ–બંધનનો છેદ કરી, અનંત ચતુષ્ટય–
અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અને અનંત વીર્ય
—સમેત થઈ, શિવ–અચલ–અક્ષય અવ્યાબાધ અને અપુન-
રાવૃત્તિ સિદ્ધિ ગતિ નામે શ્રેષ્ઠ ગતિ–સ્થાનને સંપ્રાપ્ત થઈ શકે.

સર્વે પ્રકારના બાહ્ય અને આંતર ક્લેશના સંક્ષયથી સર્વ-
જ્ઞ પ્રભુ શ્રી મહાવીર સ્વામીની સર્વ પ્રજા સાધુ, સાધ્વી, શ્રાવક,
અને શ્રાવિકા માત્રને નિત્ય ભાવ દીવાળી થાઓ, એજ અંતરા-
ત્માનો આશીર્વાદ સર્વ વિવેકી સજ્જનોને સફળ થાઓ! એવી
ભાવ દીવાળી નિત્ય પ્રગટેલી જોવા, વિવેકી સજ્જનો સન્મુખ
થાઓ! સર્વ બાધક ભાવ પરિહરી સાધક ભાવ અંગિકાર કર-
વા તત્પર થાઓ, અને નિર્મળ રત્નત્રયી [સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્
દર્શન, અને સમ્યગ ચારિત્ર ]નું યથાવિધી આરાધન કરવા
ઉદ્યુક્ત થાઓ! જેથી સર્વ શ્રેય–માંગલિક માલા સ્વતઃ સ્વયંવરા
આવી મળે!!! તથાસ્તુ.

## अंत मांगलिक स्तुतिः

શાંત સુધારસ ઝીલ રહી, કરૂણા રસ ભીની આંખડીયાંરે,
નિંદ સ્વપ્નસંકોચ અભાવે, લાજી પંકજ પાંખડીયાંરે. શાંત૦

**सर्व मंगल मांगल्यं, सर्व कल्याण कारणं, प्रधानं
सर्व धर्माणां, जैनं जयति सासनं.**

**इत्यलम्.**

---

તથા આ કર્મ કલંક દૂર કરવા, સંક્ષેપથી બાળ જીવોના હિત માટે અન્યત્ર પણ કહ્યું છે કેઃ—

**"શુદ્ધ ઉપયોગને સમતા ધારી, જ્ઞાન ધ્યાન મનોહારી,**
**કર્મ કલંકકું દૂર નિવારી, જીવ વરે શિવ નારી,**
**આપ સ્વભાવમાંરે અવધુ સદા મગનમાં રહેનાં."**

ઈત્યાદિ રહસ્યભૂત જ્ઞાનિનાં વચનોનો મોક્ષાર્થી જીવોએ પરમ આદર કરવો ઘટે છે. જેનાથી સર્વ સંસાર ઉપાધિથી સર્વથા મુક્ત થઇ, પરમ પદ વેગે પ્રાપ્ત થઇ શકે. સર્વજ્ઞ ભાષિત સદુપદેશનો એજ સાર છે કે, જેમ બને તેમ કાળજીથી રાગ, દ્વેષ, મળ, સર્વથા ટાળી નિર્મળ થાવું. રાગ, દ્વેષ, મળ, સર્વથા દૂર થયે આત્માને શુદ્ધ વીતરાગ દશા પ્રાપ્ત થાય છે. તેવી શુદ્ધ વિતરાગ દશા એજ પરમાત્મ અવસ્થા છે. જે દરેક મોક્ષાર્થી સજ્જને રાગ દ્વેષાદિ મલનો સર્વથા પરિહાર કરી—સદ્વિવેકબળે પ્રાપ્ત કરવી યોગ્ય છે. ઉક્ત સર્વજ્ઞ—ઉપદેશ રહસ્યને સમજી, જે મહાભાગ્ય, રૂચિ—પ્રતિથી સ્વ હૃદયમાં ધારશે, તે સુવિવેકી સજ્જનની સમીપે શિવ સુખ લક્ષ્મી સ્વેચ્છાથી આવી રમશે. ઈતિ શમ.

શ્રી સર્વજ્ઞ પ્રણીત સ્યાદ્વાદ શૈલીને અનુસરીને પૂર્વ આચાર્ય પ્રસાદી કૃત પ્રમાણાદિ ગ્રંથોના આધારે આત્માર્થી ભવ્યોના હિતં અર્થે, જે કાંઇ સ્વલ્પ—સ્વમતિ અનુસારે અત્ર કહેવામાં આવ્યું છે, તેમાં મતિ મંદતાદિ દોષોથી ઉત્સુત્ર—વિરૂદ્ધ—ભાષણ થયું હોય તે સહૃદય—હૃદયો સુધારી, જેમ જગત્ જયવંતા જૈન શાસનની શોભા વધે, જેમ અનાદિ અવિવેક દૂર થાય, અને સદ્‌વિવેક જાગે, જેમ દુરંત દુઃખદાયી શ્રી સર્વજ્ઞ કથિત સન્નીતિનું સદ્ ભાવથી સેવન થાય, જેમ સમ્યગ જ્ઞાન પ્રકાશથી વ્યવહાર શુદ્ધ થાય, જેમ લોક વિરૂદ્ધ ત્યાગથી શુદ્ધ દેવ, ગુરૂ, અને ધર્મનું રૂડી રીતે આરાધન કરી, અંતે અક્ષય સુખ સંપ્રાપ્ત થાય, તેમ વર્તવા સજ્જનો પ્રતિ

મારી અભ્યર્થના છે. પ્રાન્તે પણ પ્રાર્થના ભંગ નહિ કરવાની ઉત્તમ નીતિનું અવલંબન કરી સજ્જનો સત્યનું પ્રમાન કરવા ચૂકશે નહિ. ઉત્તમ હંસની પેરે સજ્જનો ગુણ માત્રનું ગ્રહણ કરી, અને દોષ માત્રનો ત્યાગ કરી, જેમ સ્વ—પરની તત્વથી ઉન્નતિ સધાય, તેમ કાળજીથી વર્તવા અવશ્ય વિવેક ધરશે. આશા છે કે, પરોપકાર પરાયણ સજ્જનો, સત્ય નીતિનો ઉંડો પાયો રચી, તેપર અતિ ઉમદા ધર્મ ઇમારત બાંધી, તેમાં સહ કુટુંબ નિત્ય વિલાસ કરશે. માર્ગાનુસારિતાદિ સદ્ગુણોવડે જગતમાં નિર્મળ યશનો વિસ્તાર કરશે. તેમજ સમ્યગ્ જ્ઞાન, દર્શન, અને ચારિત્રનું યથાશક્તિ આરાધન કરી અંતે અવિનાશી પદ વરી જન્મમરણાદિ દુઃખોનો સર્વથા અંત કરશે, અને સર્વજ્ઞ—સર્વદર્શી થઈ લોકા લોકને હસ્તા મલકની પેરે દેખશે. યાવત્ પરમ સિદ્ધિદાયક પરમાત્મ પદ પામી પૂર્ણાનંદ, ચિદ્રુપ થઇ રહેશે. ઈત્યલમ્.



# प्रमाद पञ्चक परिहार.

" नास्ति प्रमाद परो वैरी "

પ્રમાદ જેવો કોઇ પણ કટ્ટો દુશ્મન નથી.

" नास्त्युद्यमसमो बन्धु. "

સદુદ્યમ સમાન કોઇ સાચો બન્ધુ નથી.

**પાંચે પ્રમાદોનાં શાસ્રોક્ત નામ.**

मज्जं विसय कसाया, निद्दा विगहाय पंचमी भणिया.
एए पञ्च पमाया जीवं पाडंति संसारे.

(संबोध सित्तरी)

૧ મદ્ય [ઉન્માદ] ૨ પંચેંદ્રિય વિષય ગૃદ્ધતા, ૩ ક્રોધાદિ ચાર કષાય, ૪ નિદ્રા પંચક ( નિદ્રા, નિદ્રા નિદ્રા, પ્રચલા, પ્રચલા પ્રચલા, અને સ્ત્યાનર્ધી) તથા ૫ વિકથા ચતુષ્ક (રાજ કથા, દેશ કથા, સ્ત્રી કથા, અને ભક્ત કથા ) એ પાંચે પ્રકારના પ્રમાદ જીવ માત્રને સંસાર ચક્રમાં નિશ્ચયે ભમાવે છે. માટે જગદ્ગુરૂ શ્રી જીનરાજ પૂર્વોક્ત પંચ પ્રમાદને પરિહરવા ઉપદેશે છે.

મદ ( ઉન્માદ ) નો ત્યાગ કરી નિર્મદતા, વિષય વિમુખ થઈ નિર્વિષયતા, ક્રોધાદિ કષાયનો તાપ વારી—શાંત કરી નિષ્કષાયતા, નિદ્રાનો જય કરી નિસ્તંદ્રતા, અને વિકથા—આડકથા—વિષમ ( વિરૂદ્ધ ) કથાને સર્વથા ત્યજી સત્ કથા-ધર્મ કથા—સંત ઉપદેશ શ્રવણ મનન પાલન દ્વારા, સ્વાત્મ હિત સાધવા ઉદ્યુક્ત રહેવા પરોપકાર પરાયણ, શ્રી વીતરાગ પ્રભુ આપણને વારંવાર બોધે છે. એવો ઉત્તમ બોધ શ્રી સદ્ગુરૂની વિનય પૂર્વક સેવા કરનાર ભવ્ય સત્વને શ્રી સર્વજ્ઞ કથિત શાસ્ત્ર

દ્વારા મળી શકે છે. પ્રમાદ શત્રુનું જોર એવું તો પ્રબળ છે કે, તેને વશ પડેલો પ્રાણી, એકાએક તેવો હિત બોધજ પામી શકતો નથી, તો પોતાનું હિત તો શી રીતે સાધીજ શકે ? આવા વિષમ સંયોગોમાં સંત સમાગમ મળવો મહા મુશ્કેલ છે. સંત સમાગમ દ્વારા પ્રાપ્ત થયેલા સદુપદેશ—સુધાથી પ્રમાદ વિષ ટળે છે—ઓછું થતું જાય છે. યાવત્ અનુક્રમે સદુદ્યમ—સહોદરની સહાયથી અપ્રમાદ શિખરે ચડી શકાય છે. જ્યાંથી સિદ્ધિ—સૌધ ( મોક્ષ—મહેલ ) સમીપજ—સન્મુખ દેખાય છે. એવી અપ્રમત્તતા કોણ ભવ્ય ચકોરને અપ્રિય હોય? છતાં ભવ્ય સત્વને પણ સત્સામગ્રીની અપેક્ષા રહે છે. સત્સામગ્રીનો યથાર્થ લાભ, બાધકભૂત પંચ પ્રમાદના પરવશપણાથી લહી શકાતોજ નથી, તેથી જેમ પ્રમાદ પંચકથી પ્રાણી વર્ગ મુક્ત થઇ, સર્વજ્ઞ ધર્મ આરાધવા શક્તિવાન્ થાય, તેમ સમયને અનુસરી સંત સુસાધુ જનોએ પરમાર્થ દૃષ્ટિથી ઉપદેશ કર્યો છે, તે લક્ષમાં લઇ પ્રમાદ પંચકને પરિહરી સ્વકર્તવ્ય યથાવિધિ સમજી, તદ્દવત્ વર્તવા ઉજમાળ રહી, મોક્ષાર્થી જનો સ્વઇષ્ટ સુખે સાધી શકે છે. પરંતુ પ્રમાદ પંચકને પરવશ પડી સ્વચ્છંદપણે વર્ત્તનારા પ્રાણીઓ તો આ મનુષ્ય ભવાદિ દુર્લભ સામગ્રીને નિષ્ફળ ગુમાવીને આગળ વધારે દુઃખી થાય છે. અર્થાત્ સ્વછંદપણે કરેલાં દુષ્કૃતનાં ફળ તેમને અવશ્ય ચાખવાંજ પડે છે. પ્રથમથીજ લાભાલાભ, હિતાહિત વિચારી સ્વચ્છંદપણું ત્યજી પંચ પ્રમાદનો આદર કરવામાં ન આવે, તો આગળ દુઃખી થવું પડે નહિ.

## પ્રમાદ શબ્દનો ટુંકાણમાં અર્થ.

પોતાનો સાચો સ્વાર્થ [સ્વ+અર્થ=સ્વાર્થ, સ્વ (આત્મા)+અર્થ=આત્માર્થ ] સાધવામાં અનાદર કરવો, તેમજ જેનાથી પોતાનો ખરો સ્વાર્થ વિણસે તેવાં દુષ્કૃત્યોનો આદર કરવો, ઉન્માદ સેવવો, વિષય અંધ થાવું, કષાય કલુષિત બનવું, નિદ્રા.

બહુજ કરવી, તથા સ્વાર્થ બાધક વિકથામાંજ વખત રોકવો, વિગેરે અકાર્ય કરવામાં ઉદ્યુક્ત રહેવું, અને ઉચિત કાર્યમાં ઘટતું લક્ષ ન દેવું; યાવત્ સુવિહિત સેવિત સન્માર્ગ ત્યજી—લોપી સ્વચ્છંદે ઉન્માર્ગજ ગ્રહવો તે પ્રમાદ છે.

૧ મદ્ય સુરાપાન કે ઉપલક્ષણથી ગમે તે માદક વસ્તુના સેવનથી પોતાની કે પોતાના કર્તવ્ય—ધર્મ સંબંધી ભાન ભૂલી બેભાન ( ગાંડા, દિવાના, નિટોળા ) બનવું, યાવત્ ઉન્મત્ત થઈ, અહિત અનુચિત પ્રવૃત્તિથી સ્વાર્થ વિનાશક ખોટા માર્ગનોજ આદર કરવો, અને તેમ કરીનેજ સંતોષ માનવો;આવી ઉન્મત્તાઈનું નામ મદ્ય કહેવાય. આવો ઉન્માદજ પ્રાણીને ભવોભવ ભટકાવે છે. ઈંગ્રીશમાં તેને Intoxication કહે છે. જેનાથી પ્રાણી મત્ત અને બેહાલ થાય છે. એવાં માઠાં પરિણામ જેનાથી આવે, તેવાં કારણોજ સેવવાં યોગ્ય નથી. કોઈ પણ અધિકાર, લક્ષ્મી કે જ્ઞાનના મદમાં પણ મૂઢ માણસો દાટ વાળે છે—મહા જુલમ કરે છે. એક પણ ખોટું આચરણ—અપલક્ષણ સેવતાં મૂઢ, લાખો અપલક્ષણો શીખે છે. જેથી પરિણામ સ્વ—પરની પાયમાલી કરી, તે મૂઢાત્મા અધોગતિ પામે છે. એવા અપલક્ષણથી નિવર્તવા અધ્યાત્મ વિત્ ચિદાનંદજી મહારાજ ફરમાવે છે કે:—

### રાગ ભેરવ.

વિરથા જન્મ ગુમાયો,
મૂરખ વિરથા જન્મ ગુમાયો,
રંચક[1] સુખ રસ વશ હોય,
ચેતન અપનો મૂલ નસાયો;
પાંચ મિથ્યાત્વ ધારત અજહું,[2]
સાચ ભેદ નવિ પાયો. મૂરખ. ૧

---

૧ લેશમાત્ર. ૨ અદ્યાપી ( આજસુધી ).

કનક કામની અરૂ એહથી,
નેહ નિરંતર લાયો,
તાકુથી તું ફિરત મોરાંનો,[1]
કનક બીજ[2]માંનુ ખાયો. મૂરખ૦ ૨

જનમ જરા મરણાદિક દુઃખમે,
કાળ અનંત ગમાયો,
અરહટ[3] ઘટિકા[4] જિમ કહોયાકો,
અંત અજહુ નવિ આયો. મૂરખ૦ ૩

લાખ ચોરાશી પહેર્યા ચોલના,[5]
નવ નવ રૂપ બનાયો,
બીન સમકિત સુધારસ[6] ચાખ્યા,
ગિણુતિ કોઉ ન ગિણાયો. મૂરખ૦ ૪

એતીપર[7] નવિ માનત મૂરખ,
એ અચરિત ચિત્ત આયો,
ચિદાનંદ તે ધન્ય જગતમેં,
જિણે પ્રભુશું મન લાયો. મૂરખ૦ ૫

ચિદાનંદજી મહારાજનાં આવાં હૃદય વેધક વચન શ્રવણ કર્યા છતાં, જેમનો મદ ગળે નહિ, જેઓ કુટેવ ત્યજે નહિ, તે મૂઢાત્માના કર્મનોજ દોષ સમજવો.

૨ વિષય ગૃદ્ધતા—પાંચે ઇન્દ્રિયોના તે તે શબ્દ, રૂપ, રસ, ગંધ, અને સ્પર્શ, યોગ્ય દ્રવ્યોમાં આસક્ત બનવું, લંપટ થવું, પ્રાણી માત્રને પરિણામે મહા હાનિકારક નીવડે છે. એકેકી ઇન્દ્રિયને વશ પડેલા બાપડા પતંગીયા, ભમરા, માંછલાં, હાથી, અને મૃગલાંઓ પ્રાણાંત દુઃખ પામે છે, તો પાંચે ઇન્દ્રિયોને એકી સાથે પરવશ પડેલા પામર પ્રાણીઓનું તો કહેવુંજ શું ?

---

૧ મહોન્મત્ત, દીવાનો. ૨ ધતુરો. ૩ પાણીનો રેંટ. ૪ ઘડીયો. ૫ ચોરાશી લાખ યોની. ૬ અમૃત. ૭ તોપણ.

તેમના તો પૂરા ભોગજ મળવાના. છતાં મોહ મૂઢ માણસો, પરિણામ નહિ વિચારતાં, વિષય પાશમાં પડી હેરાન થાય છે, તેવા મુગ્ધ અજ્ઞાની જીવોપર અનુકંપા આણી શ્રી ચિદાનંદજી મહારાજ કહે છે.-

રાગ પ્રભાતી.

**વિષય વાસના ત્યાગો ચેતન, સાચે મારગ લાગોરે.**

જપ તપ સંજમ દાનાદિક સહુ,
ગિણતી એક ન આવેરે;
ઇંદ્રિય સુખમેં જૌં લૌં[1] એ મન,
વક્ર તુરંગ જીમ ધાવેરે. વિષય. ૧

એક એકકે કારણ ચેતન,
બહુત બહુત દુઃખ પાવેરે;
તે તો પ્રકટપણે જગદીશ્વર,
ઈણ વિધ ભાવ લખાવેરે. વિષય. ૨

મન્મથ[2] વશ માતંગ[3] જગતમેં;
પરવશતા દુઃખ પાવેરે;
રસના[4] લુબ્ધ હોય ઝખ[5] મૂરખ,
જાળ પડયો પીછતાવેરે. વિષય. ૩

ઘ્રાણ[6] સુવાસ કાજ સુન ભમરા;
સંપુટ માંહે બંધાવેરે;
તે સરોજ[7] સંપુટ સંયુત ફુન,
કરટીકે[8] મુખ જાવેરે. વિષય. ૪

રૂપ મનોહર દેખ પતંગા,
પડત દીપમાં જાઇરે;
દેખે યાકું દુઃખ કારણમેં,

---

૧ જ્યાંલગી. ૨ કામદેવ. ૩ હાથી. ૪ જીહ્વાઇંદ્રિય. ૫ મચ્છ. ૬ નાસિકા. ૭ કમળ. ૮ હાથી.

નયન ભયે હૈ સહાયરે. વિષય. ૫
શ્રોત્રેંદ્રિય આસક્ત મિરગલા[1],
છિનમેં શિશ કટાવેરે;
એક એક આસક્ત જીવ એમ,
નાના વિધ દુઃખ પાવેરે. વિષય. ૬
પંચ પ્રબળ વર્તે જાકું,
તાકું કહા જ્યું કહીએરે,
ચિદાનંદ એ વચન સુણીને,
નિજ સ્વભાવમાં રહીએરે. વિષય. ૭

સર્વજ્ઞ પ્રભુ વિષયને વિષ સમાન, કે કિંપાકનાં ફળ જેવા કહે છે. શ્વાન કે શુકરની પેરે, વિષયમાં રકત થનારને, કષ્ટ માત્ર ફળ થાય છે. હંસના જેવા વિવેકી જનો, વિષય વાસના ત્યજી વૈરાગ્ય ભાવને લહી સુખી થાય છે. વીતરાગ દશા સાધવા અધિકારી પણ તેજ થઈ શકે છે. જ્ઞાની પુરૂષોએ આ મનુષ્ય ભવની મોટી કિમ્મત આંકી છે, જેનો ક્ષણ પણ લાખેણો કહેવાય છે. તેવા કિમ્મતી ભવનો બનતો લ્હાવો લેવા, શ્રી સર્વજ્ઞ પ્રભુની આજ્ઞાનું શરણ લેવું યોગ્ય છે, એવું પરોપકારશીલ શ્રી ચિદાનંદજી બતાવે છે.

રાગ માલકોશ.

પૂરવ પુણ્ય ઉદય કરી ચેતન,
નીકા[2] નર ભવ પાયારે. પૂરવ.
દીનાનાથ દયાળ દયાનિધિ,
દુર્લભ અધિક બતાયારે,
દશ દ્રષ્ટાંતે દોહીલા નરભવ,
ઉત્તરાધ્યયને[3] ગાયારે. પૂરવ. ૧

૧ હરણ. ૨ શ્રેષ્ઠ. ૩ સૂત્ર, આગમને વિષે.

અવસર પાય વિષય રસ રાચત,
તે તો મૂઢ કહાયારે,
કાગ ઉડાવત કાજ વિપ્ર જ્યમ,
ડાર મણિ પછતાયારે. પૂરવ. ૨

નદી ઘોળ પાખાણ ન્યાયકર,
અર્દ્ધ[1] વાટ તો આયારે;
અર્ધ સુગમ આગળ રહી તિનકું,
જિન કછુ મોહ ઘટાયારે. પૂરવ. ૩

ચેતન ચાર ગતિમેં નિશ્ચય,
મોક્ષ દ્વાર એ કાયારે;
કરત કામના[2] સુર પણ યાકી,
જીનકું અનર્ગલ માયારે. પૂરવ. ૪

રોહણ ગિરિ જિમ રતન ખાણ તિમ,
ગુણ સહુ યામેં સમાયારે;
મહિમા મુખથી વરણત યાકી,
સુરપતિ મન શંકાયારે. પૂરવ. ૫

કલ્પ વૃક્ષ સમ સંયમ કેરી,
અતિ શીતળ જિહાં છાયારે;
ચરણ કરણ[3] ગુણ ધરણ મહા મુનિ,
મધુકર મન લોભાયારે. પૂરવ. ૬

યા તન[4] વિણ તિહું કાલ કહો કિન;
સાચા સુખ નીપજાયારે;
અવસર પાય ન ચુક ચિદાનંદ,
સદગુરૂ યું દરસાયારે. પૂરવ. ૭

આ મહાશયનાં વચનામૃત શ્રવણ કરી, વિષય વિમુખ

---

૧ સાતરાજ લોક, ૨ ઇચ્છા, ૩ મૂળ ગુણ અને ઉત્તર ગુણ
અર્થાત્ ચરણ સિત્તરી, અને કરણ સિત્તરી, ૪ માનવદેહ.

થઈ, અવશ્ય જાગૃત થવું ઘટે છે. તે તે દુષ્ટ વિષયોમાં સ્વેચ્છાએ ભટકતા મન મર્કટ અને ઇન્દ્રિય અશ્વોને રોકી, શ્રી જીન આજ્ઞારૂપ શ્રૃંખલા—સાંકળ આ ચાબકથી નિયમમાં રાખી, તેમને પ્રશસ્ત વિષયો જેવાં કે શ્રી જીન દર્શન, પૂજન, શ્રી ગુરૂ—સંઘ—સાધર્મી સેવન, શ્રી વીતરાગ વચનામૃત શ્રવણ વિગેરેમાં કુશળતાથી પ્રવર્તાવવામાં આવે, તો જરૂર યથેષ્ટ લાભ થઇ શકે. અર્થાત્ સંતોષ અમૃતની વૃષ્ટિથી લીલાલહેર થઇ રહે. તથાસ્તુ.

## ૩ કષાય.

કષ એટલે સંસાર, તેનો આય એટલે લાભ થાય, જેથી તેનું નામ તત્વથી કષાય સમજવું. તે ક્રોધ, માન, માયા, અને લોભ મળીને ચાર પ્રકારે છે. ક્રોધ પ્રીતિનો નાશ કરેછે, માન વિનયનો, માયા મિત્રનો, અને લોભ સર્વેનો વિનાશ કર્ત્તા બને છે. તે દરેકના સંજવલન, પ્રત્યાખ્યાન, અપ્રત્યાખ્યાન, અને અનંતાનુબંધી એમ ચાર ચાર ભેદ થાય છે. જેની દરેકની ઉત્કૃષ્ટ સ્થિતિ અનુક્રમે અર્ધમાસ, ચાર માસ, બાર માસ, અને જીવન પર્યંતની છે. જેનાથી અનુક્રમે યથાખ્યાન ચારિત્ર, સર્વ વિરતિ ચારિત્ર, દેશ વિરતિ ચારિત્ર, અને સમ્યકત્વ ગુણ આવતાં રોકાય છે, અને અનંતાનુબંધી વિગેરે વિરમ્યે સમ્યકત્વાદિ ગુણો સહજ પ્રાપ્ત થઇ શકે છે. માટે ઉક્ત કષાય તાપ દૂર કરવા બહુજ પ્રયત્ન કરવાની જરૂર છે. થોડો પણ કષાય વિશ્વાસ કરવા યોગ્ય નથી. અગ્નિ, ઋણ, અને વૃણની પેરે ઉપેક્ષા યોગે વૃદ્ધિ પામી તે ગંભીર નુકસાન કરે છે. તે શ્રુત કેવળી મુનિઓને પણ પાડી દે છે, તો બીજા અલ્પ સત્વવંતોનું તો કહેવુંજ શું ? એમ સમજી કષાય, ક્રોધ, માન, માયા, અને લોભનો સર્વથા જય, સર્વથા ક્ષય કરવા, સર્વદા ઉદ્યુક્ત રહેવું, એજ સહ્રદય સત્યપુરૂષની ફરજ છે. દુઃખ પણ કષાયતાપ સજીવ છે. કષાયતાપ ટળ્યો, રાગ, દ્વેષ, સર્વથા ક્ષીણ—નિસ્સત્તાક થયા, અને વીતરાગ દશા પ્રાપ્ત થઇ કે, આત્મામાં સર્વજ્ઞ

ક્ષમશાંતિ અસરી, સર્વ ઉપાધિ ટળી, જન્મ મરણ ભય ગયો, અને પરમાનંદરૂપ સહજ શુદ્ધ આત્મ સુખ પ્રકટ થયું. જેનો સાક્ષાત્ અનુભવ શ્રી વીતરાગ કેવળી કે સિદ્ધ ભગવાનનેજ હોઇ. શકે, બીજા ઐહિક સુખના અર્થી જનોને હોઇ શકે નહિ.

ક્રોધ કષાયને ટાળવા શ્રી યશોવિજયજી મહારાજ ઉપદેશે છે કે:—

૧ ક્ષમા સાર ચંદન રસે, સિંચો ચિત્ત પવિત્ત,
દયા વેલ મંડપ તળે, રહો લહો સુખ મિત્ત;
૨ દેત ખેદ રહિત ક્ષમા, ખેદ રહિત સુખરાજ,
તામેં નહિ અચરીજ કછું, કારણ સરીખો કાજ.

क्षमा खड्गःकरे यस्य, दुर्जनः किं करिष्यति
अतृण पतितोऽग्निः स्वयमेवोप शाम्यति.

માનમહીધરને છેદવા શ્રીમદ્ ઉપાધ્યાયજી બતાવે છે કે:—

૧ માન મહીધર[1] છેદ તું, કર મૃદુતા પવિઘાત,[2]
જ્યું સુખ મારગ સરલતા, હોવે ચિત્ત વિખ્યાત.
૨ મૃદુતા કોમળ કમળથેં,[3] વજ્ર સાર અહંકાર,
છેદતહે એક પલકમેં, અચરિજ એહ અપાર.
૩ અહંકાર પરમેં ધરત, ન લહે નિજ ગુણ ગંધ,
અહંજ્ઞાન નિજ ગુણ લગે, છુટે પરહિ[4] સંબંધ.

માયા શલ્ય તજવા વાચક મુખ્ય જણાવે છે કે:—

૧ માયા સાપિણી જગડસે, ગ્રસે સકળ નય સાર,
સમરો ઋજુતા જાંગુલી, પાઠ સિદ્ધ નિરધાર.

લોભ મહા દોષ નિવારવાને મહોપાધ્યાયજી કહે છે કે:—

૧ સાગર[5] સબહી દોષકો, ગુણ ધનકો બડચોર,

---

૧ પર્વત. ૨ વજ્રનો ઘા. ૩ નમ્રતા કમળ કરતાં પણ કોમળ છે. ૪ પરવસ્તુ સાથેનો. ૫ મહાસ્થાન.

વ્યસન વેલીકો કંદહે, લોભ પાસ ચિહુ ઓર.

૨ લોભ મેઘ ઉન્નત ભયે, પાપ પંક બહુ હોત,
ધર્મ હંસ રતિ નહુ લહે, રહે ન જ્ઞાન ઉદ્યોત.

૩ કોઉ સ્વયંભૂ રમણકો, જો નવ પાવે પાર,
સોભી લોભ સમુદ્રકો, લહે ન મધ્ય પ્રચાર.

ઉક્ત ચારે પ્રકારના કષાયો સંસાર વૃક્ષના પ્રબળ મૂળ—આધાર ભૂત છે. તેને છેદ્યા વિના સંસારનો અંત આવેજ નહિ. રાગ અને દ્વેષ પણ તેમનાજ અંગભૂત છે તે છતાં સંસારનો અંત નથી.

શ્રીમદ્ ન્યાય વિશારદ ફરમાવે છે કે:—

રાગ દ્વેષ પરિણામ યુત, મનહિ અનંત સંસાર,
તેહિજ રાગાદિક રહિત, જાનિ પરમ પદ સાર.

નિષ્કષાયતાજ આત્માનો સહજ ધર્મ છે. છતાં ઉપાધિ સંબંધેજ કષાય પ્રભવે છે. યતઃ—

જેમ નિર્મળતારે રતન સ્ફટિક તણી,
તેમ એ જીવ સ્વભાવ;
તે જીન વીરેરે ધર્મ પ્રકાશીયો,
પ્રબળ કષાય અભાવ.

તથા,

જેમ તે રાતે ફુલે રાતડું, શ્યામ ફુલથીરે શ્યામ,
પાપ પુણ્યથીરે તેમ જગજીવને, રાગ દ્વેષ પરિણામ.

ધર્મ ન કહીયેરે નિશ્ચય[1] તેહને,
જેહ વિભાવ વડ વ્યાધિ[2],

---

૧ તે નિશ્ચય ધર્મ ન કહેવાય. ૨ જે મહા વ્યાધિરૂપ વિભાવ–ઉપાધી ( સ્વભાવ–આત્માથી જુદો પુદ્ગલિક ભાવ ) છે તે.

પહેલે અંગેરે એણીપેરે ભાખીયું,
કર્મે હોય ઉપાધિ.
જે જે અંશેરે નિરૂપાધિક પણું,
તે તે જાણોરે ધર્મ,
સમ્યક્ દ્રષ્ટિરે ગુણઠાણા[1] થકી,
જાવ લહે શિવ શર્મ[2].
એમ જાણીનેરે જ્ઞાન દશા ભજી,
રહિયે આપ સ્વરૂપ,
પર પરિણતિથીરે ધર્મ ન છંડીયે,
નવિ પડીયે ભવ કૂપ.

શ્રી સીમંધર.

આ સર્વ હિત બોધનો નિકર્ષ—પરમાર્થ એ છે કે, આત્માની પરિણતિ સુધારવા સતત પ્રયત્ન કરવાની જરૂર છે. કષાયબળ વિરમે તોજ આત્મગુણ પ્રકટ થવા પામે. યાવત્ કષાયનો સર્વથા ક્ષય થાય તો આત્માના સંપૂર્ણ અનંત ગુણ કાયમને માટે પ્રકટ થાય. એટલે કે આ આત્માજ પોતે પરમાત્મ દશા પ્રાપ્ત કરી સિદ્ધિ—સોધ ( મોક્ષ—મહેલમાં ) સધાવી શકે, અન્યથા નહિ. માટે મહા બાધકભૂત કષાય ચોકડીનો જેમ શીઘ્ર ક્ષય થાય તેમ સર્વજ્ઞ કથિત પવિત્ર શાસ્ત્ર આજ્ઞા મુજબ વર્તવા ખપ કરવો યોગ્ય છે. જેથી ઉત્તરોત્તર સુખ સંપત્તિ સહેજે સંપ્રાપ્ત થઇ શકે. તથાસ્તુ.

## નિદ્રા પંચક.

ઉંઘમાંથી જગાડ્યા છતાં શીઘ્ર સુખેથી જાગી શકે તેનું નામ નિદ્રા. મુસીબતે જગાડાય તે નિદ્રા નિદ્રા, બેઠાં કે ઉભા રહ્યાંછતાં પણ ઉંઘે તે પ્રચલા, ચાલતાં ચાલતાં પણ ઉંઘે તે

---

૧ ચોથું ગુણઠાણું. ૨ મોક્ષ સુખ પામે ત્યાં સુધી એટલે ચૌદમા ગુણઠાણા સુધી ઉત્તરોત્તર શુદ્ધ, શુદ્ધત્તર અને શુદ્ધત્તમ વ્યવહારથી ધર્મ કહી શકાય.

પ્રચલા પ્રચલા, અને દિવસમાં ચિન્તવી રાખેલું મહા દુષ્કર કામ પણ ઉંઘમાંથી પોતાની મેળે ઉઠી, કરી આવીને પાછો પોતાનીજ મેળે સુઈ રહે, છતાં પોતાને તેનું ભાન ન હોય એવી અતિ ઘોરાતિઘોર નિદ્રાનું નામ થીણુદ્ધિ કહેવાય છે. તેમાં ઉત્કૃષ્ટ બળદેવ જેટલું બળ આવે છે. તેવો માણસ મરીને અંતે નરકમાં જાય છે. આ પાંચે પ્રકારની નિદ્રા, અનુક્રમે એક એકથી વધારે સખ્ત દુ:ખદાયી નીવડે છે. જ્ઞાની પુરૂષો તેને સર્વ ઘાતીની કહે છે, એટલે તે આત્માના ગુણોને હણનારી છે, તેથીજ મોક્ષાર્થી જનોએ તે વિશ્વાસ કરવા યોગ્ય નથીજ. મહા મુનિયો સરખા પણ તેનો વિશ્વાસ નહિ કરતાં, તેનો ઉદય થતાંજ જાણે ભયભીત થયા હોય તેમ આ પ્રમાણે ઉચરે છે:—

" વેરણ નિદ્રા તું કહાંસે આઇ. "

વગેરે વચનોથી તેઓ એમ જણાવે છે કે, મોટા મોટા મુનિજનોને પણ તે પાડી દે છે, ગબડાવી દે છે, તો બીજા રંક અજ્ઞાની મોહાસક્ત જીવો વિષે તો કહેવુંજ શું? એમ પણ કહેવાય છે કે, તેના એક હાથમાં મુક્તિ, અને બીજા હાથમાં ફાંસી છે. એટલે કે જે મૂઢાત્મા પ્રમાદને પરવશ થયો, તેને તો તેણી ફાંસી દઇ યમનો અતિથિ કરી—મારી મહા દુ:ખનો ભોક્તા કરે છે. પરંતુ જે તેનેજ અપ્રમાદરૂપ વજ્ર દંડથી હણવા પ્રવૃત્ત થાય છે, તેનાપર તે પ્રસન્ન થાય છે. એટલે કે તે મહાશય સર્વ સંસાર ઉપાધિ ત્યજી—જન્મ મરણના ફેરા ટાળી,, નિરૂપાધિક મોક્ષ પદને વરી શકે છે. યાવત્ કેવળ જ્ઞાનાદિ અનંત, અક્ષય સહજ આત્મિક રિદ્ધિ હસ્તગસ્ત કરી, તેનો કાયમ ભોગવટો કરવા ભાગ્યશાળી બને છે. આટલાજ માટે કહ્યું છે કે " ધર્મી માણસ જાગતો ભલો " અને " પાપી માણસ ઉંઘતો ભલો. " પરમાર્થ ખુલ્લો છે કે, નિદ્રા દેવીના જય કરનાર ધર્મી—અપ્રમાદી માણસ સ્વ—પરનું અવશ્ય શ્રેય કરી શકે છે અને મહા પ્રમાદી—પાપી

મનુષ્ય મહોન્મત્ત હોઈ, જાગતાં છતાં અવશ્ય અહિતનુંજ પોષણ કરે છે. માટે મોક્ષાર્થી સજ્જનોએ જેમ બને તેમ નિદ્રાનો જય કરી, તેણીને નિયમમાં રાખીને સ્વ--પર હિત કાળજીથી સાધી લઇ આ અમૂલ્ય માનવ ભવ સફળ કરવો. તથાસ્તુ.

## વિકથા ચતુષ્ક.

યદ્યપિ મુખ્યપણે રાજ કથા, સ્ત્રી કથા, અને ભક્ત કથાજ વિકથારૂપ ગણાય છે. કેમકે મુગ્ધ જીવોને પ્રાયઃ તેવીજ બાબતો વિશેષે પ્રિયહોઈ મુંઝવેછે, છતાં શુદ્ધ સાધ્ય દૃષ્ટિ વિના જે જે જેટલી જેટલી શુદ્ધ સાધ્યને મૂકી સ્વચ્છંદે—શાસ્ત્ર મર્યાદા જાણ્યા કે આદર્યા વિના—વાતો કરે છે, તે તે સર્વે તેટલે તેટલે અંશે વિકથારૂપજ ગણાય છે, આટલા માટેજ ભવ ભીરૂ ગીતાર્થજ શાસ્ત્ર ઉપદેશ દેવા લાયક ગણાય છે. યદ્યપિ ધર્મ કથા ( ધર્મ—ઉપદેશ ) ઉત્તમજ છે, તોપણ ઉત્તમ ચિકિત્સક ( ધન્વંતરી ) જેમ દરેક રોગીનાં રોગનાં ચિન્હ—લક્ષણ—નિદાન તપાસી ગંભીરતાથી તેને ઉચિત ઔષધ માત્રા પથ્ય સાથે બતાવે છે. તેમ ભિન્ન ભિન્ન રૂચિ ભવ્ય જીવોના ભવ રોગ યા કર્મ રોગ હણવા ભવભીરૂ ગીતાર્થ ( સૂત્રાર્થ ઉભય પારંગત ) જ સમર્થ ગણાય છે. તેવા સમર્થ ભાવ વૈદ્ય, ભવ્ય જીવોના ભાવ રોગનું કારણ ગંભીરતાથી વિચારી, તેમના ભાવ રોગને જડમૂળથી કાઢવાનીજ બુદ્ધિથી પ્રેરાઇજે જે શક્ય ઉપાયોથી તેમની આંતર શુદ્ધિ થઇ શકે તેમ હોય, તે તે બનતાં સુધી સાદા અને સરલ ઉપાયોથી પ્રથમજ આંતર મળરૂપી મલીન વાસના ધોઇ કરી, પછી પ્રત્યેક ભવ્ય સત્વની શક્તિના પ્રમાણમાં તેને ધર્મ—રસાયણ આપે છે. જેનું અત્યંત પ્રીતિ પુર્વક પાન કરનાર ભવ્યો અંતે ( પરિણામે ) અજરામર સુખ સંપ્રાપ્ત કરી શકે છે, અને સર્વ આધિ, વ્યાધિ કે ઉપાધિથી મુક્ત થઈ નિરૂપાધિક શિવ શર્મ વરે છે. તથાસ્તુ.

પ્રમાદરૂપ ઝેરનો પ્યાલો ત્યજાવી અપ્રમાદરૂપ અમૃતનો કટોરો પીવા પ્રેરણા કરતા સંતા શ્રી ચિદાનંદજી મહારાજ ઉપદિશે છે કે:—

---

### પદ ૧ લું.

### રાગ ભૈરવ.

જાગરે બટાઉ અબ ભઇ ભોર વેરા[1]  જાગ.
ભયા રવિકા પ્રકાશ, કમુદ હુ થયે વિકાશ,
ગયા નાશ પ્યારે મિથ્યા, રૈનકા[2] અંધેરા. જાગ. ૧
સુતા કેમ આવે ઘાટ, ચાલવી જરૂર વાટ,
કોહિ નાહિં મિત્ત, પરદેશમેં જ્યું તેરા.  જાગ. ૨
અવસર વીત જાય, પીછે પીછતાવો થાય,
ચિદાનંદ નિહચેં, એ માન કહા મેરા.  જાગ. ૩

---

### પદ ૨ જું.

ચાલણાં જરૂર જાકું, તાકું કૈસા સોવણાં.  ચા.
ભયા જબ પ્રાતઃકાળ, માતા ધવરાવે બાળ,
જગ જન કરત હૈ, સકલ મુખ ધોવણાં.  ચા. ૧
સુરભિ[3] કે બંધ છૂટે, ઘૂવડ ભયે અપૂંઠે[4],
ગ્વાલ બાલ મીલકે, વલોવત વલોવણાં.  ચા. ૨
તજ પરમાદ જાગ, તું ભી તેરે કાજ લાગ,
ચિદાનંદ સાથ પાય, વૃથા નહિ ખોવણાં.  ચા. ૩

---

### પદ ૩ જું.

સમજ પરી મોહે સમજ પરી,

---

૧. પ્રભાત વેળા. ૨. રાત્રિ. ૩. ગાયના. ૪. પરાધિન.

જગ માયા અબ જુડી મોહે. સમજ.
કાલ કાલ તું કયા કરે મૂરખ,
નાહિ ભરૂંસા પલ એક ઘરિ. જગ.
ગાફીલ છીનભર નાહિ રહો તુમ,
શિરપર ઘુમે તેરે કાલ અરિ. જગ.
ચિદાનંદ એ બાત હમારી પ્યારે,
જાણો મિત્ત મન માંહે ખરી. જરી.

---

પદ ૪ થું.

રાગ કેરબો.

ચિત્તમેં ધરો પ્યારે,
ચિતમેં ધરો એતી શીખ હમારી પ્યારે. ચિત્ત.
થોડાસા જીવન[1] કાજ અરે નર,
કાહેકું છળ પ્રપંચ કરો. ચિત૦ ૧
કુડ કપટ પરદ્રોહ કરત તુમ,
અરે પર ભવથી કાં ન ડરો. ચિત૦ ૨
ચિદાનંદ એ નહિ માનો તો,
જનમ મરણ ભવ દુઃખમે પરો. ચિત૦ ૩

---

પદ ૫ મું.

રાગ બિહાગ.

તજ મન કુમતા કુટિલકો સંગ, તજ૦
યાંકે સંગ કુબુદ્ધિ ઉપજત હે,
પરત ભજનમાં ભંગ. તજ૦ ૧

---

૧. આયુષ્ય.

કયા ભયો પય પાન પિલાવત,
વિષ ન તજે ભુજંગ.[1] તજ૦ ૨
કૌઆકું[2] કયા કપુર ચુંગાવત[3],
શ્વાન નહવાવત ગંગ. તજ૦ ૩
ખરકું કયા અરગજા[4] લેપત,
મરકટ ભૂષણુ અંગ. તજ૦ ૪
જ્યું પાષાણુ બાણુ નવી ભેદત,
રાતો ભયો નિસંગ. તજ૦ ૫
આનંદઘન પ્રભુ કાળી કાંબરીયાં,
ચઢત ન દુજો રંગ. તજ૦ ૬

પરોપકારેક પરાયણુ શ્રીમદ્ આનંદઘનજી પ્રમુખ પુનઃ પ્રમાદ વિષ અપહરવા, વચનામૃત છાંટતાં છતાં ઉપદિશે છે કે અહો ભ૦યો ! તમે શ્રી જીનવર પ્રભુના ચરણનું શરણુ અવલંબો.

---

પદ ૬ ઠું.

રાગ અલૈયો વેલાવલ.

ઐસે જીન ચરણે ચિત્ત લાવો, રે મના;
ઐસે અરિહંત કે ગુણ ગાવો, રે મના; ઐસે૦
ઉદર ભરનકે કારણેરે,
ગૌઆં વનમેં જાય,
ચારો ચરે ચિહું દિસે ફરે,
વાકી સુરત[5] વછરૂઆ માહીંરે, ઐસે૦ ૧
ચાર પાંચ સાહેલીયાંરે,
હિલ મીલ પાણી જાય,

---

૧. સર્પ. ૨. કાગડાને. ૩. ખવડાવે. ૪. ચંદન. ૫. ધ્યાન, લક્ષ.

તાલી દીયે ખડખડ હસે,
વાકી સુરત ગગરિયાં માંયરે. ઐસે૦ ૨
નટુવા નાચે ચોકમાંરે,
લોક કરે લખ્ખ સોર,
વાંસ ગ્રહી વરતે ચડે,
વાકો ચિત્ત ન ચલે કહું ઠોર. ઐસે૦ ૩
જુઆરી મનમે જુઆરે,
કામી કે મન કામ,
આનંદઘન પ્રભુ યું કહે,
તમે લીયો પ્રભુકે નામરે. ઐસે૦ ૪

---

પદ ૭ મું.
રાગ આશાવરી.

આશા ઓરનકી કયા કીજે,
જ્ઞાન સુધારસ પીજે. આશા—ટેક
ભટકત દ્વાર દ્વાર લોકનકે,
કુકર[1] આશા ધારી;
આતમ અનુભવ રસકે રસીયા,
ઉતરે ન કબહું ખુમારી[2]. આશા૦ ૧
આશા દાસીકે જે જાયા,
તે જન જગકે દાસા;
આશા દાસી કરે જે નાયક,
લાયક અનુભવ પ્યાસા. આશા૦ ૨
મનસા પ્યાલા પ્રેમ મસાલા,
બ્રહ્મઅગ્નિ પરજાલી;

---

૧. કુતરો. ૨. અસર, નીસો.

તનભાઠી અવટાઈ પીએ કસ,
જાગે અનુભવ લાલી. આશા૦ ૩
અગમ પીઆલા[1] પીઓ મતવાલા[2],
ચિન્હી અધ્યાતમ વાસા;
આનંદઘન ચેતન વ્હૈ ખેલે,
દેખે લોક તમાસા. આશા૦ ૪

---

પદ ૮ મું.

રાગ આશાવરી.

સાધુ સંગતિ બીનું કૈસે પૈયે,
પરમ મહારસ ધામરી[3]. સાધુ—ટેક.
કોટી ઉપાય કરે જો બાઉરે,
અનુભવ કથા વિશ્રામરી. સાધુ૦ ૧
શીતલ સફલ સંત સુર પાદપ,
સેવૈ સદા સુ છાંયરી;
વંછિત ફલે ટલે અન વંછિત,
ભય સંતાપ બુઝાઇરી. સાધુ૦ ૨
ચતુર વિરંચી[4] વિરંજન ચાહે,
ચરણ કમળ મકરંદરી[5];
કો હરિ ભરમ વિહાર દિખાવે,
શુદ્ધ નિરંજન[6] ચંદરી. સાધુ૦ ૨
દેવ અસુર ઇન્દ્ર પદ ચાહુ ન,
રાજ ન કાજ સમાજરી;

---

૧. આગમ યા અનુભવ. ૨. શ્રીકાર. ૩. શ્રેષ્ઠ, શાંત રસાધિરાજ. ૪. બ્રહ્મા. ૫. રસ. ૬. નિર્મળ.

સંગતિ સાધુ નિરંતર પાવું.
આનંદઘન મહારાજરી. સાધુ૦ ૪

---

પદ ૯ મું.

પાંચો ઘોડા[1] એક રથ જુત્તા[2],
સાહિબ[3] ઇનકા ભિંતર[4] સુતા[5]. પાંચે—ટેક
ખેડુ ઉસકા મદ મતવારા,
ઘોડેકું દોરાવનહારા. પાંચો૦ ૧
ઘોરે જૂઠે ઓર ઓર ચાહે,
રથકું ફિરિ ફિરિ ઉવટવાહે;
વિષમ પંથ ચિહું ઓર અંધયારા,
તોભિ ન જાગે સાહિબ પ્યારા. પાંચો૦ ૨
ખેડુ રથકું દૂર દોરાવે,
બેખબર સાહિબ દુઃખ પાવે;
રથ જંગલમાં જાય અસૂઝે,
સાહિબ સોયા કછુ અન બૂઝે. પાંચો૦ ૩
ચોર હગોરે ઉહાં મિલિ આયે,
દોનુકું મદ પ્યાલા પાએ;
રથ જંગલમેં જીરણ કીના,
માલ ધનીકા ઉદાલી લીના. પાંચો૦ ૪
ધની જાગ્યા તબ ખેડુ બાંધ્યા,
રાસી પરોના લે સિર સાંધ્યા;

---

૧. ઇંદ્રિયરૂપ ઘોડા. ૨. દેહરૂપ રથમાં જોડયા. ૩. આત્મા.
૪. દેહમાં. ૫. પ્રમાદશીલ થયા.

ચોર ભગે રથ મારગ લાયા,
અપના રાજ વિનય જિઉપાયા. પાંચો૦ ૫
( વિનય વિલાસ ).

---

પદ ૧૦ મું.

જોગ જુક્તિ[1] જાણ્યા વિના,
કહા નામ ધરાવે,
રમા પતિ[2] હે રંકકું;
ધન હાથ ન આવે. જોગ૦ ૧
જોગ ધરી માયા કરો.
જગકું ભરમાવે,
પૂરણ પરમાનંદકી.
સુધી રંચ ન પાવે. જોગ૦ ૨
મન મુંડ્યા વિણ મુંડકું,
અતિ ઘોટ મુંડાવે;
જટા જૂટ શિર ધારકે.
કોઉ કાન ફરાવે. જોગ૦ ૩
ઉર્ધ્વ બાહુ અધો મુખ,
તન તાપ તપાવે;
ચિદાનંદ સમજ્યા વિના,
ગિણતી નવિ આવે. જોગ. ૪

---

પદ ૧૧ મું.
વેલાવલ.

રામ રામ જગ ગાવે,

---

૧. રીતિ—મર્યાદા—રહસ્ય. ૨. લક્ષ્મીપતિ, કુબેર.

અવધૂ રામ રામ જગ ગાવે,
વિરલા અલખ્ખ લખાવે,
અવધૂ રામ રામ જગ ગાવે.
મતવાલા તો મતમાં માતા,
મઠવાલા મઠ રાતા;
જટા જટાધર પટા પટાધર,
છતા છતાધર તાતા. અવ૦ ૧
આગમ પઢી આગમ ધર થાકે;
માયા ધારી છાકે;
દુનિયાદાર દુનોસેં લાગે,
દાસા સબ આશાકે. અવ૦ ૨
બહિરાતમ[૧] મૂઢા જગ જેતા[૨],
માયાકે ફંદ રહેતા;
ઘટ અંતર પરમાતમ ભાવે,
દુર્લભ પાણી તેતા[૩]. અવ૦ ૩
ખગ પદ[૪] ગગન મીન પદ[૫] જલમેં,
જો ખોજે સો બૌરા[૬];
ચિત્ત પંકજ[૭] ખોજે સો ચિન્હે,
રમતા આનંદ ભૌરા. અવ૦ ૪

---

પદ ૧૨ મું.
આશાવરી.

વા પદવી કબ પાઉં,
દીનાનાથ વા પદવી કબ પાઉં. વા—ટેક.

---

૧. બાહ્યદૃષ્ટિ. ૨. જેટલા. ૩ તેટલા. ૪ પંખીની ચાલ.
૫ માંછલાંની ચાલ. ૬ ગાંડો. ૭ કમળ.

વા પદ પાઇ અમૃત રસ ઝીલું,
આનંદ[1] મય હોઇ જાવું. દીના૦ ૧
ચારે ચોર[2] ખડે વટ પાડે,
તાકું દૂર બેઠાવું. દીના૦ ૨
ચાર ચુગલકું[3] પકડી બંધાવું,
ન્યાય અદલ વરતાવું. દીના૦ ૩
અપનું રાજ[4] અપને વશ રાખી,
પરવશ પણ ન રહાવું. દીના૦ ૪
રૂપચંદ કહે નાથ કૃપાસે,
અબ મેં નાથ કહાવું. દીના૦ ૫

---

પદ ૧૩ સું.

પ્રભુ ભજલે મેરા દિલ રાજી.
પ્રભુ ભજલે. પ્રભુ—ટેક.
આઠ પહોરકી ચોસઠ ઘડીયાં,
દો ઘડીઆં જીન સાજી. પ્રભુ૦ ૧
દાન પુણ્ય કછુ ધરમ કરલે,
મોહ માયાકું ત્યાજી. પ્રભુ૦ ૨
આનંદઘન કહે સમજ સમજ લે,
આખર ખોવેગા બાજી. પ્રભુ૦ ૩

સ્વ—પરહિત અર્થે પાપી પ્રમાદ પંચકના પાશમાં પડતાં બચવા જે કાંઇ લખાયું છે, તેને લક્ષમાં લઈ રાજહંસની પેરે સાર ગ્રહણ કરી સજ્જનો સ્વ—પર શ્રેય સાધી અમૂલ્ય માનવ દેહ સાર્થક કરશે તો કર્પૂર સમુજ્વલ મહા યશ વરી અંતે અવશ્ય અક્ષય સુખના અધિકારી થશે. તથાસ્તુ!!!

---

૧ શાંતરસ. ૨ ચારે કષાય. ૩ ચારે વિકથા. ૪ આત્મા.

# श्री जैन श्वेतांबर वर्गना पूज्य मुनिराजो तथा विवेकी श्रावको प्राति अति अगत्यनी सूचनाओ.

પ્રિય ભાઇઓ !

આપ લાંબા અનુભવથી જાણો છો કે, કુસંપથી આપણી ભારે અવનતિ ( ખુવારી ) થવા પામી છે. પૂર્વે જ્યારે શ્રાવક લોકો સુસંપવડે ઘણા વ્યાપાર રોજગારાદિ ન્યાય નીતિથી કરીને અનર્ગલ લક્ષ્મી ઉપાર્જી, તિર્થ યાત્રા સદ્ગુરૂ ભક્તિ, તથા સંઘ સાધર્મી ભાઇઓની યોગ્ય સેવા કરી, પવિત્ર શાસનને અલંકૃત—ઉન્નત કરી ન્યાયોપાર્જીત લક્ષ્મીનો લ્હાવો લઇ સ્વજન્મ સાર્થક કરતા. ત્યારે અધુના કુસંપે કરી ધંધા રોજગારથી, પૈસા ટકાથી, ન્યાય નીતિથી તેમજ ઇજત આબરૂથી શ્રાવક ભાઇઓ બહુધા કમજોર થયા દીસે છે. આવી ભારે અવદશાનું મૂળ કારણ શોધી કાઢવું ખાસ જરૂરનું છે. જ્યાં સુધી કાળમુખ કુસંપને પરિહરી સુસંપ વધારવામાં નહિ આવે, અને એક બીજાની ઉન્નતિ દ્વારા શાસનની ઉન્નતિ કરવા ઉદારતાથી યોગ્ય પગલાં ભરવામાં નહિ આવે, ત્યાં સુધી જૈનોની સ્થીતિ સુધરવાની આશા રાખવી વ્યર્થ છે. આજ કાલ કુસંપ તથા અવિવેકના જોરથી એકલપેટાપણું—સ્વાર્થ ( Selfishness ) અને બેપરવાઇ ( Indifference ) આ બે મોટા દોષોએ શ્રીમંતોના પણ દીલમાં વાસ કર્યો છે. આનું પરિણામ એ આવ્યું છે કે, તેઓ પોતાના સગા ભાઇઓ કે સાધર્મી ભાઇઓને દુઃખી સ્થીતિમાં પ્રત્યક્ષ દેખતા છતાં પરોપકાર બુદ્ધિથી તેમનો ઉદ્ધાર કરવા વિચાર સરખો પણ કરી શકતા નથી.

આમ એક દ્રવ્યવાન જૈન તરીકેની બજાવવા યોગ્ય પોતાની ખાસ ફરજથી જ્યારે તેઓ તદ્દન વિમુખ રહે છે, અર્થાત્ દુઃખી ભાઇઓની કાંઈ પણ દાઝ હૃદયમાં ધરતા નથી, ત્યારે એ સ્વાભાવિક છે કે, અન્ય દ્રવ્ય હીન દુઃખી શ્રાવક વર્ગ પણ તેઓ પ્રતિ પોતાનો અભાવજ પ્રદર્શિત કરે! આમ કુસંપનાં કારણો વૃદ્ધિગત થવાથી કુસંપ પણ વૃદ્ધિ પામતોજ જાય છે. આ પ્રમાણે દિન પ્રતિદિન વધતા જતા કુસંપનાં મૂળ કાપવા જ્યાંસુધી સ્વાર્થી શ્રીમંતો પોતાનું ખાસ કર્તવ્ય લક્ષમાં લઇ પુરતી કાળજી સાથે ભગીરથ પ્રયત્ન કરશે નહિ, અને જે દ્રવ્યને અહીંજ છોડી દઇ ખાલીજ હાથે પોતાને પરભવ સિધાવવું છે, તે અસ્થીર દ્રવ્યનો મોહ તજી તેવડે પોતાના સીદાતા સાધર્મીઓનો બનતો ઉદ્ધાર કરશે નહિ, ત્યાંસુધી દિન પ્રતિદિન થતી જતી કરૂણાજનક સ્થીતિ કદી સુધરી શકશે નહિ, આમ નિશ્ચય પૂર્વક સમજી દાના દીલના મુનીરાજો તેમજ શાસનનું હિત ઇચ્છનારા શ્રાવક જનો પોતપોતાની ઉચિત ફરજો બજાવવા તત્પર થઈ જેમ આ કુસંપનો સડો દૂર થાય, તેમ કરવા ભગીરથ પ્રયત્ન સેવશે તો આશા છે કે તે કામ સમસ્ત જૈન કોમને ભારે મોટા આશીર્વાદ રૂપ થશે. નિઃસ્વાર્થપણે પ્રયત્ન કરનારને અતુલ્ય લાભ સંપાદન થશે અને શાસનની મોટી ઉન્નતિથી બીજા અનેક જીવોને વારંવાર લાભ થઇ શકશે. પ્રિય ભાઇઓ ! આપ જો અન્ય નિરૂપયોગી, ઉપલકીયા ખોટી ધામધૂમ તજી દઇ, આ સમયોચિત સૂચના લક્ષમાં લઈ તેમાં પોતાનું ખરૂં હિત સમજી વિવેકથી વર્તશો તો ખસુસ સમજવું કે, તેથી તમે અલ્પ શ્રમે પણ ભારે મોટો લાભ મેળવી શકશો. સ્વમતિ કલ્પનાનુસારે ગમે તેવું સારૂં કરવા કરતાં વીતરાગ વચનાનુસાર કરવામાંજ મોટો લાભ છે. અક્ષય સુખ મેળવવા ઇચ્છનારે તો જરૂર જ્ઞાનીના વચનાનુસારેજ વર્તવું શ્રેયકારી છે. સ્વમતિ કલ્પનાનુસારે વર્તતાં તો જીવ અનંત

કાળ ભમ્યો તોએ હજી તેનો અંત ન આવ્યો, માટે નિશ્ચયે માનવું ઘટે છે કે, શાસ્ત્રાજ્ઞા મુજબ પરમાર્થ બુદ્ધિથી સમયાદિ ઉચિતજ કાર્ય કરવામાં ખરૂં હિત સમાયેલું છે. આથી વિ-રૂદ્ધ વર્તનાર સર્વ કોઇ આપદાના ભાગી થાય છે. માટે આપણે આપણું ખરૂં હિત ચિન્તવવું એજ આપણું ખાસ કર્તવ્ય છે. જ્ઞાની પુરૂષો તો પરમાર્થ વૃત્તિથી સવળોજ માર્ગ બતાવે છે. છતાં આપણે આપ મતિથી અવળા થઇને તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરીએ છીએ, તો તેમાં આપણા નસીબનોજ દોષ છે.

૨ આપ સર્વે જાણો છો કે, આપણા સર્વમાં કાળમુખ કુસંપે કાળો કેર વર્તાવ્યો છે, તેને નિર્મૂળ કરવાને અગ્રણી ( નાયક ) જનોએ અવશ્ય તત્પર થવું ઘટે છે. નહિ તો તે તેના અતીવ દુષ્ટ વિપાક દેખાડવામાં બાકી રાખશે નહિ. "પાણી પહેલાં પાળ બાંધવી" એ દીર્ઘ દષ્ટિ—સમયજ્ઞની ખાસ નીતિ છે, તો હવે વધારે ઢીલ કર્યા વિના અવશ્ય જાગૃત થવાની જરૂર છે, નહિ તો આગળ ઉપર વધારે પસ્તાવું પડશે.

૩ આપણામાં વિવેકની મોટી ખામી દષ્ટિગત થાય છે, તે હવે અવશ્ય સુધારી લેવી ઘટે છે. અવિવેકથી આપણે અ-ન્યના સુગુણોને પણ ગ્રહી શકતા નથી. અરે ! આપણે તેની પુષ્ટિ કરવી ભૂલી જઈ વિવેકની મોટી ખામીથી ઉલટા તેની નિન્દા પણ કરવા મંડી પડીએ છીએ, માટે જે વીતરાગ વચનાનુસારે સત્ય છે, તેને સાચા દીલથી સત્ય તરીકે અવ-ધારતાં અને આદરતાં આપણે અવશ્ય શીખવું જોઈએ છીએ.

૪ વીતરાગ વચનાનુસારે ખરૂં શું છે, યા શું હોઇ શકે, તે જાણવા માટે શ્રી હરિભદ્રસુરી, શ્રી હેમચંદ્રસુરી, તથા શ્રીમદ્ યશોવિજયજી પ્રમુખ ધર્મ ધુરંધર પુરૂષોએ સર્વજ્ઞ વચનાનુસાર રચિત પ્રમાણિક ગ્રંથોનું બારીકાઇથી

અવલોકન કરવાની ખાસ જરૂર છે. પણ મોટી અફસોસની વાત એ છે કે, આવા ગ્રંથોનું તો કહેવુંજ શું, પણ અતિ સરલ—સાદી ભાષામાં સત્ય સર્વજ્ઞ પ્રણીત ધર્મને પ્રકાશમાં લાવવાની બુદ્ધિથી લખવામાં આવતા લેખો વાંચવાનું પણ મોહ વશ જનોને બની શકતું નથી, તો તે સંબંધી પુરતો વિચાર કરી પોતાની ભૂલ શોધી કાઢી તેને સુધારવાની તક તો તે બાપડા શી રીતે લઈ શકેજ ? અદ્યાપિ પણ આવા અતિ બારીક સમયે મહા ગાઢ મોહ નિદ્રા ત્યજી કાંઇક જાગૃત થઇ કેવળ પરોપકાર બુદ્ધિથી લખાએલા ઉત્તમ લેખો વાંચવાની અમૂલ્ય તક જો જવા દેવામાં ન આવે, અને તેમાંથી બનતો પરમાર્થ ગ્રહણ કરવામાં આવે તો, આશા છે કે, સમયાનુસાર તેવા મૂઢ જીવોનું પણ હિત થઈ શકે.

૫ ઉપકારી મહાત્માઓ ગમે તેવો પ્રયાસ લઈ, પરમ પવિત્ર સર્વજ્ઞ પ્રણીત ધર્મને પ્રકાશમાં લાવવા માટે વિવિધ ધર્મ વિષયો સંબંધી સારા સારા લેખો લખી, શ્રોતા વર્ગનું યા સામાન્ય રીતે સમસ્ત જૈન કોમનું ધ્યાન ખેંચે છે. પરંતુ જ્યાં સુધી આપણા લોકો બેપરવા રાખી સ્વપરનું ખરૂં હિત કેમ થઇ શકે તે જાણવા, જરૂર જેટલો પણ પ્રયાસ લઈ, તેમને વાંચે કે સાંભળે પણ નહિ, કદાચ્ વાંચે સાંભળે તો તત્સંબંધી જોઇએ તેવો વિચાર કરે નહિ, અને કદાચ્ તેમ કરી શકયા તોપણ જ્યાં સુધી તદ્વત્ આચરણ કરે નહિ ત્યાં સુધી સ્વ—પરનું શ્રેય કેમ થઇ શકે ? અમેરિકા જેવા પ્રદેશોમાં એક જાતિ અનુભવવાળા મિત્રના મુખથી સાંભળ્યા મુજબ ખેડુત લોકો પણ ન્યુસપેપરો [વર્તમાન પત્રો] બહુ આતુરતાથી વાંચવા તત્પર રહે છે, અને અહીં તો આપણા પ્રત્યક્ષ અનુભવથી જાણી શકીએ છીએ કે જન સમુદાયનો મોટો ભાગ તો સ્વહિત સાધવા પણ બેપરવા યા આળસુ રહે છે. અહાહા ! આવી અતિ અહિતકારી બેપરવા ત્યજીને આપણા મુમુક્ષુઓ [ સાધુઓ અને

સાધ્વીઓ ] તથા શ્રાવકો અને શ્રાવિકાઓ, સમય વિચારી સ્વ સ્વ હિત સાધવા ઉત્કંઠિત રહે તો આશા છે કે, અવશ્ય વહેલો મોડો પણ આપણામાં કાંઈ સુધારો થઈ શકે ખરો. ખરૂં સત્ય જો સમજાય તો મનુષ્યના અલ્પ આયુષમાં આત્મ સાધન કરી લેવું, તે કુંડામાંથી રત્ન કાઢી લેવા જેવું છે. કાળજીવાળાને તે કાઢવું સહેલું છે, અને આળસુદાસને તો તે મહા દોહેલું છે. પોતાની અનાદિની ભૂલો યથાર્થ જાણવા સમ્યગ્ જ્ઞાનની જરૂર છે. સમ્યગ્ જ્ઞાનના પ્રકાશે કરી—વિવેકવડે ક્ષણિક અને અશુચીમય આ જડ દેહુપરની મમતા ત્યજી, સ્વકર્તવ્ય કરવા લગાર પણ પાછી પાની કરવી યોગ્ય નથી, એમ વિચારીને કે, **देहे दुःखं महा फलं** અર્થાત્ સમજીને સમતા પૂર્વક ધર્મ કરણી કરતાં દેહમાં કાંઇક થતું દુઃખ સહેવું મહા ફળદાયી છે. શાથી જે સમ્યગ્ જ્ઞાન અને સમ્યગ્ ક્રિયાના બળે સંસાર સમુદ્ર તરવો સુલભ થઇ જાય છે, તેમજ તેજ જ્ઞાન અને ક્રિયાના વિરહે ચઉગતિ સંસારમાં અનેકશઃ ભ્રમણજ કરવું પડે છે. માટે પ્રથમ તો સમ્યગ્ વસ્તુ તત્વ જાણવાની, અને તેમ કરી વિવેકવડે તદ્વત્ આચરણ કરવાની ખાસ જરૂર છે. તે બેમાં એકની પણ ઉપેક્ષા કરવી દુઃખદાયી છે, તો બન્નેમાં બેપરવા ધારનાર મુશલાગ્રબુદ્ધિનું તો કહેવુંજ શું ? જેમ મંત્રનો જ્ઞાની મંત્રનો સમ્યગ્ પ્રયોગ કરી વિષધરના પણ વિષને કાઢી શકે છે તેમજ વિવેકી જનો સમ્યગ્ જ્ઞાન અને ક્રિયાના બળે કરી કર્મ વિષધરનું પણ વિષ દૂર કરી શકે છે. પરંતુ એકલા જ્ઞાન કે, એકલી ક્રિયા માત્રથી તે થઇ શકવાનું નહિ. માટે પ્રથમ સન્માર્ગનું બરાબર ભાન કરી, સ્વ શત્રુભૂત પ્રમાદને પરિહરી, પૂર્ણ પ્રેમથી મોક્ષાર્થે ઉભયનું સેવન કરવા ભૂલવું નહિ, એમ સમજીને કે **"महाजनो येन गतःस पन्थाः"** શિષ્ટ—સુવિહિત પુરૂષોએ જે માર્ગ આદર્યો છે, તેજ માર્ગ કલ્યાણકારી છે.

૬ આપણામાંનો મોટો ભાગ એટલો તો જડતાગ્રસ્ત છે કે, તેમની જડતા દૂર કરવા યુગના યુગ વહી જતાં પાર આવવો મુશ્કેલ છે. પરંતુ જો નાનાં ઉછરતાં બાળકોને કે યુવકોને ધર્મ શિક્ષણ આપવાનું હાલ તુરત સારા પાયા પર શરૂ કરવામાં આવે તો, તેનું ઘણું સારૂં પરિણામ આવવાની વકી રહે છે. જો માબાપોએ પોતે ઉત્તમ શિક્ષણ લીધું હોય તો, તેઓ પોતાની ઉછરતી પ્રજાને પણ સારી ધર્મનિષ્ટ બનાવી શકે, અન્યથા નહિ. આજ કાલના માબાપો એક સમયે જ્યારે પોતે પુત્ર પુત્રીની અવસ્થામાં હતા. ત્યારે તેઓને સુશિક્ષણ મળેલું નહિ, તેથી તેઓ ઉત્તમ શિક્ષણ યા ધર્મ શિક્ષણ તેમનાં બાળકોને આપવાને વિજયી ન નીવડયા. તેમજ જો હાલની બાળ સંતતિ ( પ્રજા ) ને સારૂં —સંગીન શિક્ષણ આપવામાં નહિ આવે તો તેઓ પણ એક દેશીય ( એક લક્ષીય ) શિક્ષણ મેળવવાથી સંસારની અસારતા, વૈરાગ્ય, ગાંભીર્ય, પ્રૌઢતા આદિથી વિમુખ રહી સહન શીલતા, ખામોશ આદિ ઉચ્ચ ગુણો જે વ્યવહારમાં આવશ્યક છે, તે પ્રાપ્ત કરી શકવાના નહિ. માટે જો અત્યારથીજ સમયાનુકુળ શિક્ષણ માબાપો વા ગુરૂ જનો તરફથી તે તે બાળકોની રૂચિ અનુકુળ સાદિ—સરલ ભાષામાં આપવામાં આવે તો પ્રાયઃ તેઓ સદ્‌ગુણી—ધર્મનિષ્ટ માબાપો નીવડી પોતાની ભાવી પ્રજા પ્રતિ પોતાની પવિત્ર ફરજો અદા કરવાને ચુકવાના નહી. બાળકોની અતિ કોમળ અને ફલદ્રુપ હૃદય ભૂમિમાં જો સમયોચિત સારાં શિક્ષણનાં બીજો રોપવામાં આવે, અને પછી પ્રતિદિન કાળજી પૂર્વક સૂક્ત વચન જળનું સિંચન કરવામાં આવે તો તેઓમાંથી એવા તો ધર્મના ફણગા ફુટે કે, તેઓમાંનો પ્રત્યેક સાક્ષાત્ કલ્પવૃક્ષની બરાબરી કરી શકે. દરેક જૈનને આંગણે આમ ઉગેલા કલ્પવૃક્ષો કેવાં શોભે વારૂ ?

૭ આવા અતિ બારીક સમયે પણ શ્રીમંતોથી માંડી ગરીબ લોકોવડે કેટલાક નકામાં ઉડાઉ ખર્ચ કરવામાં આવે છે, તેપર શ્રી સંઘ કે જ્ઞાતિના આગેવાનોએ ખાશ અંકુશ મુકવાની આવશ્યકતા છે. આવો ઉડાઉ ખર્ચ કરવા કોઇએ આગ્રહ કરવો ન જોઈએ. મુનિરાજોએ પણ આવા નકામા ખર્ચને બદલે જૈનોનું શ્રેય થાય, તેવો સુલભ રસ્તો તેઓને હેતુ—યુક્તિથી બતાવવો જોઇએ, દષ્ટાંત તરિકે સાત ક્ષેત્રોમાંથી સીદાતા ક્ષેત્રમાં વિશેષે વિવેક પૂર્વક વાપરવા ઉપદેશ દેવો જોઈએ. જો એક મતથી શાસનની શોભા વધે એવાં પગલાં દરેક સ્થળે ભરવામાં આવે તો જરૂર થોડા વખતમાંજ એક સારો અગત્યનો ફેરફાર થઈ શકે. પરંતુ યાદ રાખવું જોઈએ કે, આ સર્વ, વિવેકની મોટી ખામી દૂર કરવાથીજ, સિદ્ધ થઇ શકે. અન્યથા તો તે આકાશ પુષ્પવત્ અસંભવિતજ સમજવું. અરે ! લાભ તોટાને પણ સમ્યક્ નહિ વિચારનારા ખરા વણિકોજ ન કહેવાય, તો સાચા જૈન, વીર સર્વજ્ઞ પુત્રો તો કહેવાયજ શાના ? એક સ્વચ્છંદપણે ચાલવારૂપ અવિવેકજ દૂર કરી શકાય, અને પરમ પવિત્ર પરમાત્માના આગમ અનુસારે નિઃશંકપણે પૂર્ણ શ્રદ્ધા અને પ્રેમથી વર્તવામાં આવે તો આખા જૈન શાસનમાં નિત્ય દીવાળી થઈ રહે. અહો ! આવો શુભ સમય આવેલો આપણે સાક્ષાત્ કયારે જોઇ શકશું ? આપણે થોડું બોલી વધારે સારૂં કરતં કયારે શીખીશું ? આપણામાં ઘુસી રહેલી મલીન વૃત્તિઓનો કયારે અંત આવશે ? તેમજ પ્રસન્ન ચિત્તથી આપણી ફરજો સમજી અદા કરવા આપણે કયારે ભાગ્યશાળી થઈશું ? એક બીજા તરફ મીઠી નજરથી જોઈ ગુણ ગ્રહણ કરતાં કયારે શીખીશું ? અને તેવા કાયમના શુભ અભ્યાસથી દોષ દ્રષ્ટીને સમુળગી કયારે દૂર કરી શકીશું ?

૮ આપણા શ્રાવક લોકોમાં અવસાન વખતે ધર્માદા કહેવાની રીતિ ચાલે છે, તે મુજબ ધર્માદા કર્યા બાદ તરતજ

તે દ્રવ્યની જોઇએ તેવી યોગ્ય વ્યવસ્થા કરી લેવી જોઇએ. તે નહિ કરતાં ઘણા લોકો તો ધર્માદાના દેણામાંજ ડુબેલા દીસે છે; તેમજ તેવા લોકોના સંબંધથી બીજાઓને પણ છાંટા ઉડે છે, માટે તેવા ધર્માદા બાબતનો તરત ખુલાસો કરી, તેનો લાંબો ચેપ ન પહોંચે તેવો દરેક સ્થળે બંદોબસ્ત થવાની ખાસ જરૂર છે. આ વાત ખાસ લક્ષમાં લેવા યોગ્ય છે. સ્વ--પરને ડુબતાં અટકાવી, ધર્માદા દ્રવ્યનો ફૂડચો કરી, સારો ઉપયોગ કરવો, એ સ્વ--પરને તારવાનો રસ્તો હોવાથી, અવશ્ય આદરણીય છે. માટે સુખના અર્થી જીવોએ આ બાબતમાં પ્રમાદ કરવો યોગ્ય નથી.

૯ દિન પ્રતિદિન સમય કઠિન આવતો જાય છે. જેમાં શ્રી સંઘને આધારભૂત મુખ્યપણે શ્રી જીન આગમ, અને જીન પ્રતિમા છે. તે બંનેનો સર્વ આશાતના ત્યજી વિશેષ વિનય કરવો ઘટે છે. શાસ્ત્રોનો જીર્ણ થઇ, વિચ્છેદ ન થાય તે ખાસ લક્ષમાં રાખવું ઉપયુક્ત છે. તેમજ જીર્ણ ચૈત્યોનો પણ ઉદ્ધાર કરવા પ્રતિ વિશેષ લક્ષ રાખવું યોગ્ય છે. મૂર્ખ લોકો લાભાલાભ નહિ વિચારતાં કેવળ યશ, નામ, કીર્તિ માટે મરે છે, પણ જીર્ણોદ્ધારથી ઓછું નામ કે કીર્તિ નથી. જીર્ણોદ્ધારથી તો નામ અમર થવા સાથે અક્ષય યશ અને સુખ મળે છે, માટે સ્વચ્છંદપણું ત્યજી શાસ્ત્ર નીતિથી અક્ષય લાભ લેવા યત્ન કરવો યોગ્ય છે. ઉડાઉ ખર્ચો, જેવાં કે નાત વરા, વિગેરે કરવાને બદલે આવા બારીક સમયે સીદાતા સાધર્મી ભાઇઓને સહાય દઇ, ઉદ્ધારવામાં અથાગ લાભ સમાયેલો છે. તો સુમતિની સલાહ લઇ, સ્વચ્છંદપણું ત્યજી, સ્વ--પરને હિત થાય તેવો માર્ગ સેવવો એજ શાસનના ઉદયનો ખરો રસ્તો છે.

૧૦ આજ કાલ વિવેકની ખામીથી માબાપો બહુધા ખોટા વહેમોથી ભરેલાં તથા બાધક રીત રીવાજોને વળગી રહેલાં દીસે છે, તેમને સુધારવાનું કામ ઘણું કઠિન છે. પ-

રંતુ જો નવી થતી પ્રજા--જૈન બાળકોને તથા યુવક વર્ગ-ને સારૂં ધર્મ શિક્ષણ--નીતિ, ન્યાય, સત્ય, પ્રમાણિકતા સંબંધી સારી તાલીમ આપવામાં આવે તો, થોડી મહેનતે સારો સુધારો અલ્પ સમયમાંજ થવા સંભવ છે; માટે હરેક સ્થળે વિચરતા સાધુ--મુનિરાજો તેમજ સારા કેળવાએલા વિદ્વાન શ્રાવકો આ સંબંધી પોતાની ખાસ ફરજો વિચારી, જોઇએ તેવો સારો પ્રયત્ન કરે તો જરૂર કાંઈ પણ સારો સુધારો થયા વિના રહે નહિ. જો કે વર્તમાન કાળે કેટલાક જૈન યુવકો લેખો લખી ઉચ્ચ આશયથી જૈનોની આધુનિક સ્થીતિ સુધારવા કંઇક પ્રયાસ કરતા દીસે છે, અને તેમ કરતાં તેમનો પ્રયત્ન સર્વથા નિષ્ફળ થતો હોય, એમ કહી શકાય તેમ નથી. તોપણુ એટલું તો કહી શકાય તેમ છે કે, આજ કાલ વિદ્વાન મુનિરાજો કે શ્રાવકો, મોટી ઉમ્મરના જૈન ભાઈઓ અને બહેનોને લેખો લખી યા વ્યાખ્યાનો આપી બોધ કરવા જેટલો શ્રમ લે છે, તેટલોજ શ્રમ જો સંપૂર્ણ ખંતથી કોમળ વયનાં જૈન બાળકોના કોમળ મગજમાં પવિત્ર જૈન તત્વોનું રહસ્ય બહુજ સરલ —સાદી ભાષામાં સમજાવવા, તેમના દિલમાં બરાબર ઉતરે, હૃદયંગમ થાય તેમ અસરકારક પ્રબોધવા, સમય ઉચિત વિચારે તો આજ કાલ કોશના કોશ ભરી ઉપદેશ જળ જેમની હૃદય ભૂમીમાં ઉતરવું મુસ્કેલ છે, તેવા અશિક્ષિત યાવત્ શુષ્ક પ્રાય જનોને સિંચવામાં આવતાં છતાં દીર્ઘ સમય વ્યતીત થયે પણ જે સારો લાભ મળી શકતો નથી, તે કરતાં ઘણો અને ઉત્તમ લાભ અલ્પ સમયમાં બાળ વયના કુમળા છોડવાને વિવેક જળ સિંચવાથી અવશ્ય મળવા મોટી આશા બંધાય છે. આજ કાલના યુવાનો તથા વૃદ્ધોને રસ્તે આવવા જાગ્રત કરવાનો એક સારો માર્ગ એ દીસે છે કે, આજ કાલ જૈનોમાં બહોળો ફેલાવો પામેલા જૈન ધર્મ પ્રકાશ, આત્માનંદ પ્રકાશ, કોનફરન્સ હેરાલ્ડ તથા આનંદ જેવા માસિક ચોપાનીયાં

તથા જૈન પત્ર જેવા સપ્તાહિક પત્રોમાં જે જે આપણા પવિત્ર ધર્મ વ્યવહારને લગતા ઉત્તમ લેખો લખાઇ બહાર પડે, તે તે સર્વે લેખો સભા સમક્ષ કોઈ વિદ્વાન મુનિ કે શ્રાવક પાસે વંચાવવા. વ્યાખ્યાન વંચાતું હોય તો વ્યાખ્યાન વાંચનાર વિદ્વાન મુનિજને પણ તે વિષયને લગતું સારૂં અસરકારક વિવેચન કરી શ્રોતા જનોનું સન્માર્ગ પ્રતિ લક્ષ ખેંચવું. સમયાનુસારે આજ કાલના શ્રોતા વર્ગને આમ સારો લાભ થવા સંભવ છે. આ વાતનો મને પ્રત્યક્ષ અનુભવ થયેલો છે અને તેવો અનુભવ કરવાનો પ્રસંગવશાત્ વિદ્વાન મુનિવરો કે શ્રાવક જનો ધારશે તો બહુ સારો લાભ મેળવી શકશે, એવી આશા બંધાય છે.

૧૧ આજ કાલ બહુધા શ્રાવક લોકોની સાંસારિક સ્થીતિ કાંઇક વધારે બારીક હોવાથી તેમને સમયોચિત સહાય આપવાનું પણ ઉમદા દીલના શ્રીમંત શ્રાવક જનોનું અવશ્ય કર્તવ્ય છે. આમ સમયોચિત સહાય કરવાથી પૂર્વ પુન્ય યોગે પ્રાપ્ત થયેલી લક્ષ્મીના સાર્થક્ય સાથે પરલોકાર્થે મહા મોટા સુકૃતનો સંચય થાય છે. જેથી અંતે દેવ, મનુષ્ય સંબંધી ઉત્તમ ભોગો—સાધનો—પામી તેઓ અક્ષય સુખ વરે છે. આપણા શ્રીમંત શ્રાવકો વિવેક વડે વિચારી આવા બારીક વખતે સુવર્ણ કે રૂપાપર લાગી રહેલી મૂર્છા ઓછી કરી શ્રી સર્વજ્ઞ પ્રભુએ બતાવેલા ઉત્તમ ક્ષેત્રમાં શુભ પરિણામ પૂર્વક ખેડ કરવા ધારે તો અવશ્ય તેને બદલે બે ચાર કે સો ગણુંજ નહિ, કિન્તુ અનંત ગણું ફળ ઉપાર્જન કરે. તેમજ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને યથાર્થ નિહાળી સમય અનુકુળપણેજ વર્તવાથી શ્રી જીનાજ્ઞા આરાધક પણ થઇ શકે. એમ સમજી સજ્જનોએ આવો અતિ શુભ અને શાસનને હિતકર માર્ગ સેવવા—આરાધવા—ભૂલવું ઉપયુક્ત નથી. કેમકે જ્ઞાની પુરૂષો કહે છે કે “ લક્ષ્મી જળ તરંગ જેવી

ચપળ છે, યૌવન પતંગના રંગની માફક ૩-૪ દિવસમાં ઉડી જવાનું છે, અને આયુષ્ય શરદના વાદળાના જેવું અસ્થિર છે, તો હે ભવ્યો ! અંતે અનર્થ કલેશાદિ મૂલક દ્રવ્ય વિષે શામાટે મુંઝાઇ મરો છો ? જો તમારૂં શ્રેય ઇચ્છતા હો તો, પરમ ઉત્કૃષ્ટ એવા સર્વજ્ઞ ભાષિત દાનાદિ ઉત્તમ ધર્મને સેવી, દશ દષ્ટાંતે દોહિલા માનવ ભવને સાર્થક કરી લેવા ચુકશો નહિ. " ધર્મ કાર્યમાં વિલંબ—પ્રતિબંધ—પ્રમાદ કરવો યોગ્ય નથી. કેમકે કહ્યું છે કે—**श्रेयांसि बहु विघ्नानि** માટે જે કાંઈ શુભ આત્મ કલ્યાણાર્થે કરવું હોય, તે શીઘ્ર સત્વર કરી લ્યો. કાલ કરવું ધાર્યું હોય તે આજજ કરો. કેમકે કાલને કાગનો ભય છે. જો કોઈ ભાગ્ય યોગે આવો શુભ અધ્યવસાય થયો તો તેને સાર્થક કરવા એક ક્ષણ પણ પ્રમાદ કરવો યોગ્ય નથી. કેમકે કાળની ગતિ ગહન છે. તે છાયા મિષે તમારૂં છળ જોતો ફરે છે, માટે તેનો વિશ્વાસ કરવો યોગ્ય નથી. આ પ્રસ્તુત સમયોચિત સુચનાનો અનાદર નહિ કરતાં તે દ્વારા બને તેટલો લાભ લેવા ચુકવું નહિ. સુજ્ઞેષુ કિં બહુના ?

૧૨ અહો ! આજ કાલ શ્રીમંત શ્રાવક લોકો પણ કેવા મુગ્ધ બની ગયા છે કે, સર્વજ્ઞ ભાષિત શાસ્ત્રાનુસારે જોતાં પોતાને પ્રાપ્ત થયેલી લક્ષ્મી પૂર્વ કરેલાં સુકૃત્યો--સુપાત્ર દાનાદિ-નાજ યોગે મળેલી છે, તેમજ ઉદાર દીલથી અત્યારે પણ તે પ્રાપ્ત થયેલી લક્ષ્મીનો વિવેકવડે વ્યય કરવાથીજ તેનું સાર્થકય તથા ભવાંતરમાં મહા લાભ થાય તેમ છે, છતાં મુગ્ધ માતબર લોકો કેવળ મોહ નિશામાં મશગુલ રહી, પોતાના સ્વચ્છંદી નાદ મુજબ વર્તતા જાય છે, તે કોઈ રીતે પ્રશંસા પાત્ર ગણી શકાય તેમ નથી. કેમકે શાસ્ત્રકારનું તો એવુંજ ફરમાન છે કે—" **आणा जुत्तो धम्मो** " શ્રી સર્વજ્ઞ પ્રભુની આજ્ઞા મુજબ કરેલું ધર્મ કૃત્ય -સ્વ-પ

રને હિતકર થઈ શકે છે, પરંતુ કેવળ આપ મતિવાળું નહિ. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવને બરાબર લક્ષમાં લહી ઉચિત માર્ગ સેવન કરવા કહેવા શ્રી અરિહંત મહારાજની નીતિ છે. માટે ઉચ્ચ પદના અભિલાષી સજ્જનોએ સર્વજ્ઞ પરમાત્માએ પરમ કરૂણાવડે બતાવેલી આવી અનુપમ નીતિને અનુસરીનેજ ચાલવાની તથા અપ્રિય સ્વચ્છંદી આપખુદી આચરણ ત્યજવાની ખાસ આવશ્યકતા છે. જ્યારે ત્યારે પણ સ્વચ્છંદપણું ત્યજી જીન આજ્ઞા મુજબ વર્ત્યા વિના જીવનો છુટકો ( મોક્ષ ) નથી, તો અત્યારે છતી સામગ્રીએ પ્રમાદ કરવો એ કોઈ રીતે આત્માને હિતકર નથીજ.

૧૩ અહો! આજકાલ જીવો પોતપોતાની ફરજો પ્રથમ તો ભાગ્યેજ સમજે છે, અને સમજી પ્રમાદ પરિહરી કોઈક વિરલા નરરત્નોજ સન્માર્ગે દોરાય છે. અર્ધદગ્ધોને તો સમજાવવા સાક્ષાત્ બ્રહ્મા કે બૃહસ્પતિ પણ અસમર્થ છે, તો પછી આપણે તો તેને શી રીતે સમજાવી શકીયેજ? સ્વલ્પમાં કહીએ તો, જીવ જેવો ખાલી હાથે આવ્યો છે, તેવો પાછો ખાલી હાથેજ જવાનો છે. અરે! પોતે પણ પ્રત્યક્ષ અનુભવથી તેમ જાણી, જોઈ શકે છે છતાં પણ આવી દુર્લભ સામગ્રી સફળ કરવા કંઈ પણ જોઇતું કરી શકતો નથી, એજ મહા આશ્ચર્ય સૂચક વાર્તા છે. ખોટા માની લીધેલા સ્વાર્થની ખાતર તો ભારે મોટો ભગીરથ પ્રયત્ન કરે છે. તે વખતે તો પ્રાણવત્ પ્રિય દ્રવ્યને પણ પાણીની પેઠે વાપરે છે, જરૂર પડે તો ગમે તેવાની ખુશામત પણ કરે છે, યાવત્ દાસત્વ પણ સ્વીકારે છે, પરંતુ પોતાનો સાચો સ્વાર્થ સાધવાના સમયે તો ગળીયા બળદ જેવો નિઃસત્વ-કાયર—પુરૂષાર્થહીન બની જાય છે, આ શું ઓછું લજ્જાસ્પદ છે? પરંતુ ખેર! સમ્યગ્ જ્ઞાન વિવેકની ખામીથી માણસ માત્ર ભૂલે છે, વા વિવેક દ્રષ્ટિ વિનાનો માણસ પણ પશુ સમાન ગણાય છે. તો હજી પણ કંઈક વિવેક આણી

આ દશ દ્રષ્ટાંતે દોહિલો મનુષ્યભવ વિગેરે વિશિષ્ટ સામગ્રી સફળ કરવા ચાહે તો હવે વધારે સાવધાન થઇ પ્રમાદ શત્રુને પરવશ નહિ થતાં પોતાનું છતું વીર્ય–તન, મન અને ધનના સદુપયોગથી સ્ફુરાવવા ભારે પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે. જન્મ, જરા અને મૃત્યુ, આધિ, વ્યાધિ અને ઉપાધિ, સંયોગ અને વિયોગ, સંબંધી અનંત દુઃખથી સર્વથા રહિત શાશ્વત સુખ સંપાદન કરવા ઇચ્છતા ભવ્ય જીવે પોતે વિચારવું ઉપયુક્ત છે કે કોઇ પણ ભારે અગત્યનું કાર્ય કોઇએ પણ કદાપિ કંઈ પણ સ્વાર્થ ભોગ આપ્યા વિના સાધ્યું છે ? તેનો નકાર વાચકજ ઉત્તર આપવો પડશે. ઠીક ત્યારે મોક્ષ સંબંધી અનંત સુખ આપણે એમના એમ કંઈ પણ તન, મન કે ધનનો ભોગ આપ્યા વિના શું સહજ સાધી શકશું ? ના ના, કદાપિ પણ નહિ. ત્યારે મારા પ્રિય બાંધવો ! આજ કાલ ચાલી રહેલી અંધાધુંધી ( પોતાને જેમ ફાવે તેમ વર્તવારૂપ ) એમના એમ કયાં સુધી ચલાવે જઇશું ? મુનિજનો મોજમાં આવે તેવો ઉપદેશ દે અને ગૃહસ્થો (શ્રાવકો) તે મહાત્માઓનું મન રીઝવવા ઓચ્છવ, મહોચ્છવ કરી એકાદ સારી જમણવારરૂપ કલસ ચડાવી પોતાના જન્મનો કે પૈસાનો લ્હાવો લીધો માને, આ કેવું ભારે આશ્ચર્ય ! છતાં આપણે તેવા ભાગ્યશાળી મહાત્માઓ તથા શ્રાવક વરોને શાંતિથીજ કહીશું કે, ભાઇઓ ! જયારે આપણા ઘણા જૈની ભાઇઓ, બહેનો કે કુટુંબી જનોની ઘણીજ બારિક સ્થિતિ આવી ગઈ છે, તેમને ખાવા પીવાના પણ ફાંફાં છે, ભુખના માર્યા બાપડા ધર્મ સાધન પણ કરી શકતા નથી ત્યારે આપણે શું આપણા સાધર્મીઓનું દુઃખ દીલમાં ધારવું, અને તેમ કરી યથાશક્તિ ઉચિત કરવું–કરાવવું યોગ્ય નથી ? **અત્યારે અવશ્ય જૈન માત્રે સ્વસ્વ કર્તવ્ય સમજી દુઃખીને દાદ દેવી ઘટે છે.** એ આપજાણતા હશો, છતાં પરભવ યોગ્ય સબળ સાધન સાથે લેવા પરમ

પવિત્ર પરમાત્મા પ્રણીત પ્રવચનને ઉત્કૃષ્ટ ભાવે અનુસરવા કેમ વિલંબ થતો હશે, એ સમજવું બહુ કઠિન થઇ પડે છે, તે આપ અમને સમજાવવા તથા તદ્વત્ ઉચિત વિવેકથી વર્તી સંતોષ પમાડવા જેટલું અને તેટલું કરવા નહિ ભુલશો તો આપનો મોટો ઉપકાર અત્યંત ખુશીથી માનશું. અરે ! સમયને માન આપી ચાલવું એ સાધુ જનોનું ખાસ કર્તવ્ય છે. પરંતુ આટલી આટલી નમ્રતાથી વિનવતાં છતાં કેવળ માનપાનની લખલુટમાં પઠી જઈ મુગ્ધ મૃગલા સમાન આજ કાલના પ્રાયઃ વવા [ વિવેક ] વિનાના શ્રાવકોને જેમ મોજમાં આવે તેમ વર્તતા અને મોહ જાળમાં પડી ખુવાર થઇ જતા અટકાવશો નહિં તો ખરેખર આપ નિન્દાપાત્ર થયા વિના રહેશો નહિ. શું આપનામાં વિશ્વાસ મૂકી આશ્રય લેવા આવેલા અને આવતા મુગ્ધ જૈની ભાઈઓ અને બ્હેનોને, સર્વજ્ઞ પુત્રનું મોટું બીરૂદ ધરાવી આપ, આપણા પરમ પૂજ્ય પિતા તીર્થંકર મહારાજના પવિત્ર આગમને આધારે દ્રવ્ય, ક્ષેત્ર, ભાવ અને કાળને યથાર્થ લક્ષમાં રાખી સર્વદા ઉચિત સત્ પ્રવૃતિ કરવા —કરાવવા રૂપ ઉત્તમ નીતિનું આલંબન લહી, યોગ્ય ઈન્સાફ નહિ આપશો ? અહો ! પૂર્વે જ્યારે ન્યાયાસન પર બીરાજેલા ગમે તેવા કુશળ લૌકિક ન્યાયાધીશ કરતાં બહુજ ઊંચા પ્રકારનો—સંતોષ કારક—ઉભય લોક સુખદાયી–કર્મ શત્રુને ત્રાસ કરીને સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ અનેક સદ્ગુણોને પુષ્ટિકર—ન્યાય શ્રી સર્વજ્ઞ મહારાજ પાસેથી મેળવવા ભવ્ય લોકો સર્વદા ભાગ્યશાળી બનતા, ત્યારે આજ કાલ તેજ સર્વજ્ઞ પ્રભુના સ્યાદ્વાદ મુદ્રા મુદ્રિત શાસનમાં વર્તતા યાવત્ સર્વજ્ઞ બિરૂદ ધરતા, આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્ત્તક યા પન્યાસ વિગેરે પદ્વીને ધરતા, મુનિ વર્ગ પાસેથી ઉત્તમ પ્રકારના નિષ્પક્ષપાત ઈન્સાફની ભવ્ય અકોરો શું આશા ન રાખે ? અલબત્ત રા-

ખેજ. છતાં જ્યારે તેમને પરમ પવિત્ર અર્હંન્નીતિ મુજબ જોઇએ તેવો સંતોષકારક ન્યાય ન મળે, ત્યારે તેઓ નિ-રાધાર હોવાથી કોની પાસે જઇને પોકાર કરે ? એ સર્વ વાત નીઘામાં લઈ, જેમ ભવ્ય ચકોરોનું દીલ પ્રસન્ન થાય, અને પરમ પવિત્ર શાસનની ઉન્નતિ થાય, તેમ આપ સા-હેબો સાંપ્રત સમયોચિત સત્પથે, આપના આશ્રયે આવેલા કે આવતા મુગ્ધ મૃગ જેવા શ્રાવક વર્ગને પળાવી, અનેક ભવ્ય સત્વોના દ્રવ્ય અને ભાવ પ્રાણ બચાવી, ગોપ, મા-હન, નિર્યામક વિગેરે આપના બિરૂદને સાર્થક કરશો, તો-જ અત્યારે પવિત્ર જૈન શાસનની લાજ રહે તેમ છે. શા-સનની લાજ વધારવી, તે આપના હસ્તમાં છે. માનપાનની લખલુંટ મૂકી દઇ, કેવળ પારમાર્થિક બુદ્ધિથી શુદ્ધ વીતરા-ગ માર્ગ સ્વયં સેવી—બીજા આશ્રિત જનોને પણ સેવવા ફરજ પાડવાથીજ લાજ વધી શકે એમ છે, પરંતુ જેમ ચાલે તેમ ચાલવા દઈએ, જેમ ભાવી હશે તેમ થશે, વિ-ગેરે સત્ય માર્ગ સેવન કરવા જતાં વિઘ્નકર વિચારોથી તો પ્રાયઃઆપણી આવી શોચવા યોગ્ય દશા થઈ આવીછે. આવી પ્રત્યક્ષ દેખાતી આપણી અવદશા ટળે, અને શુભ દશા જા-ગે, તેવો ભગીરથ પ્રયત્ન સેવવાની ખાસ જરૂર છતાં જ્યારે આપણે કેવળ પ્રમાદ વશ વર્તી કિંચિત્ માત્ર પણ સાનુ-કુળ ઉદ્યમ કરશું નહિ તો, કહો સાહેબો ! આપણી શુભ દ-શા શી રીતે જાગશે ? એક થોડો પણ કાટ કાઢતાં કષ્ટ સહે-વું પડે છે, તો આ તો દીર્ઘ સમયનો મહા પ્રમાદ યોગે વળેલો જબ્બર કાટ કે દાટ દૂર કરવો, એ વાતો કરવા મા-ત્રથી શું બને ? એમ એ કાંઈ છોકરાની રમત જેવું સહેજ-માં બને તેવું નથી. જ્યારે લોક સંજ્ઞા તજી લોકોત્તર શૈલી ધારી, રાજ હંસની પેરે ઉત્તમ નીતિવડે સતત્ શુભાશય-થી ભગીરથ પ્રયત્ન સેવવામાં આવશે, ત્યારેજ આપણા શુ-ભોદયની સંભાવના થઇ શકશે. આપણો શુભોદય સાધવા,

જે જે શુભ સાધનોની જરૂર છે, તે તે શુભ સાધનોનું સ્વરૂપ સદ્ગુરૂ દ્વારા સમજી, વિચારી, નિર્ધારી પૂર્ણ પ્રીતિ તથા પ્રતીતિ પૂર્વક ઉત્તમ ઉલ્લસિત ભાવે તેમનું સતત્ સેવન કરવા વિવેકી ચકોરોએ ચુકવું જોઇએ નહિ. છેવટ સંક્ષેપમાં શાણા સજ્જનોના હિત ખાતર યાવત્ સ્વ પરના અભ્યુદય દ્વારા સર્વજ્ઞ શાસનની ઉન્નતિ વધારવા ખાતર નીચે ટાંકેલી શુભ સાધન શ્રેણીનું સ્વરૂપ સદ્ગુરૂ પાસે સવિનય સમજી, તેનો બરાબર નિર્ણય કરી, તદ્વત્ વર્તવા યથાશકિત ઉદ્યમ કરવા હંસ સદૃશ વિવેકી સજ્જનોએ ચુકવું નહિ.

૧ 'સંપ ત્યાં જંપ' અને 'કુસંપનું મોં કાળું' જાણી કુસંપ કાપવા અને સુસંપ સ્થાપવા અનુકુળ સામગ્રી સજવા ભગીરથ પ્રયત્ન સેવવો, સુસંપ વિના સ્વ—પરનું શ્રેય સહેલાઈથી સધાય નહિ; તેમજ શ્રી સર્વજ્ઞ શાસનની શોભા વધે નહિ, માટે પ્રથમ કર્તવ્ય આજ છે.

૨ સીજાતા—દુઃખી સ્થીતિમાં આવી ગએલા સાધર્મી ભાઇઓ અને બ્હેનોનો બનતી ત્વરાથી તન મન અને ધનનો બનતો ભોગ આપી બનતો ઉદ્ધાર કરવો, એમ સમજીને કે, તેમના હિતમાં તત્વથી આપણું હિત સમાયેલુંજ છે. પરોપકાર કરવો એ પુરૂષાર્થનું પ્રબળ અંગ છે. ધર્મ, ધર્મીના આધારે રહે છે. ધર્મીનો નાશ થયે સતે ધર્મ નિરાધાર હોઈ કયાં રહેશે? એમ સમ્યગ્ વિચારી ધર્મના અર્થી જનોએ ધર્મી જનોનું યત્નથી સંરક્ષણ કરવું ઉચિત છે, અન્યથા ધર્મના લોપનો પ્રસંગ આવે છે. સાધર્મીરૂપ શુભ ક્ષેત્રમાં સ્વ દ્રવ્ય વિવેકથી વાવરનાર અનંત લાભ મેળવી શકે છે, એમ સમજી સજ્જનોએ આવી ઉત્તમ તક ચુકવી નહિ.

૩ ઉત્તમ પ્રકારના વ્યવહાર સંબંધી તેમજ ધર્મ સંબંધી સારૂ શિક્ષણ સાધર્મીઓને આપવું, એ સુશિક્ષિત સ-

જનોની ખાસ ફરજ છે, તન, મન કે વચન દ્વારા સ્વાર્થ ભોગ આપ્યા વિના કદાપિ પરમાર્થ સધાતો નથી, એમ સમજી સજ્જનો યથા સંભવ સ્વ સાધર્મી ભાઇઓને સહાય આપવા ઉદ્યમ શીલ રહે છે. ધનવંત ધનથી તો બુદ્ધિવંત બુદ્ધિ બળથી એમ યથાશક્તિ સહાય સ્વ સાધર્મી જનોને આપનાર સજ્જન અનંત ગુણો લાભ ઉપાર્જન કરે છે.

૪ આપણામાંના કેટલાક સ્વધર્મી ભાઇઓ દેવ દ્રવ્ય, જ્ઞાન દ્રવ્ય, કે સાધારણ દ્રવ્ય સંબંધી જોખમથી અજાણ્યા હોવાથી ઘણી વખત ધર્માદાના દેવામાં ડુબતા હોય છે, જેમના દોષના છાંટા બીજા સ્વ સાધર્મીઓને પણ લાગે છે, માટે તેવા મુગ્ધ જનોને યુક્તિથી સમજાવી જરૂર જણાય તો, ઉચિત દ્રવ્ય સહાય આપી જેમ તેઓ ઉક્ત ઋણમાંથી છુટવા પામે, તેમ ભાવ અનુકંપા ધારી તે બાપડા અજ્ઞ જનોને ઉદ્ધારવા સજ્જનોની ખાસ ફરજ છે.

૫ બાળ વયથીજ જૈન બાળકો અને બાળકીઓને યોગ્ય શિક્ષણ આપવાની માતપિતાદિ વડીલોની પહેલી ફરજ છે. અનુભવથી સિદ્ધ થાય છે કે, જો જૈન બાળોને પ્રથમથીજ ખીલતી બુદ્ધિમાં બોજારૂપ ન થાય તેવું યોગ્ય નીતિનું સાદું શિક્ષણ અપાય તો, આગળ ઉપર તેજ બાળકો ઉત્તમ માબાપાદિ નીવડી સ્વ પરનો બનતો સુધારો કરવા ચુકે નહિ, માટે તે તરફ ખાસ ધ્યાન ખેંચવું યોગ્ય છે.

૬ બાળ વયને વિષે યોગ્ય નીતિનું શિક્ષણ લેવા કમનસીબ રહેલા આપણા જૈન યુવકોને સ્વધર્મ તત્વો સમ્યગ સમજાવવા માટે પણ સારી સગવડ શીઘ્ર કરી આપવાની ખાસ જરૂર છે. ખીલેલી બુદ્ધિવાળા યુવકોને જો ન્યાય યુક્તિવડે પવિત્ર ધર્મ તત્વો સમજાવવામાં આવે તો, તેઓ શીઘ્ર સમજી તેમનો સહેલાઇથી આદર--સ્વીકાર કરી લે છે. બુદ્ધિહીનો તેમ કરી શક્તા નથી. તેમ સમજી શાસનની ઉન્નતિની ખાતર જૈન યુવકોને તત્વ શિક્ષણ આપવા યોગ્ય

ગોઠવણુ કરવાની જરૂર છે. આવા અશિક્ષિત યા કુશિક્ષિત યુવકોને સંગીન લાભ આપવા વિવેકી સજ્જનોએ વિચારવાની ખાસ જરૂર છે.

૭ બાળ અને યૌવન વયને વિષે ધર્મ શિક્ષણ મેળવવા કમનસીબ રહેલા આધેડ યા વૃદ્ધ ભાઈઓ તથા બ્હેનોને ધર્મતત્વ (રહસ્ય) સમજાવવા પ્રતિબંધ રહિત ગ્રામાનુગ્રામ વિચરતા મહાશયો સાધુઓ યા સાધ્વીઓ, પોતે શાસ્ત્ર અભ્યાસ કરી, શાસ્ત્રાજ્ઞા મુજબ શુદ્ધ સંયમના ખપી થઈ, સ્વ આશ્રિત શ્રાવકો યા શ્રાવિકાઓને ધર્મ રહસ્યની બરાબર સમજ પડે તેવી સાદી સરલ ભાષામાં ઉપદેશ આપવો શરૂ કરે, તેમજ બીજી કેટલીક જરૂર વિનાની બાબતોમાં યા વિકથાદિમાં પોતાનો અમૂલ્ય વખત નહિ ગાળતાં, તેનો પારમાર્થિક હેતુએ સદુપયોગ કરે, તેમને જૈનોના પવિત્ર આચાર–વિચારની સમજ પાડે, તેમના માઠા રીત રીવાજોના અવગુણો સમજાવે, ભક્ષ્યાભક્ષ, કૃત્યાકૃત્ય સંબંધી ખુલાસો કરી બતાવે, ધર્મ ક્રિયાના હેતુઓ સમજાવી જેમ તેઓ નિયાણા રહિત નિર્મળ ચિત્તથી કરાતી ધર્મ કરણીનું રહસ્ય પામી, પ્રભુની પવિત્ર આજ્ઞા મુજબ ધર્મનું સમ્યગ્ આરાધન કરી, સદ્ગતિના ભોક્તા થાય તેમ વર્તવા ખપ કરે તો સહજ સારો સુધારો થવા પામે. એક સરખી રહેણી અને કહેણીએ વર્તતા મુનીરાજો ભવ્ય પ્રાણીઓનું તત્વથી જેટલું હિત કરી શકે, તેથી સોમા ભાગનું પણ લુખી કહેણી માત્રથી કરી શકાય નહિ. એમ કહ્યું પણ છે કે, " જન મન રંજન ધર્મનું, મૂલ ન એક બદામ " લોક રંજન કરવા માટેજ વેષ ધારવો, તે તો કેવળ કષ્ટરૂપજ છે. સંત સુસાધુ જનોના સદ્વર્તન માત્રથી કઈક હળવા કર્મી જીવોનું હિત થઈ શકે છે. જેને માટે અગત્યનું છે કે, " કહેવા કરતાં કરી બતાવવું ભલું. " મોક્ષાર્થી—મુમુક્ષુઓ, સદવર્તનવાળા શુદ્ધાશય સંત, સુસાધુ જનોનું બહુ માન પૂર્વક સેવન કરે છે. ઇષ્ટ ફળની સિદ્ધિ માટે કલ્પ વૃક્ષ, કામ ગવી, સુરમણિ

કે મંગળ કળશ જેવા ઉક્ત મહાત્માઓનો સદ્ભાવથી આશ્રય લે છે. અનેક મોક્ષ સુખાર્થી સજ્જનોના આશ્રય સ્થાનરૂપ આપ સાધુ જનોને કેવી ઉમદા રહેણી અને કહેણી રાખી રહેવાની અગત્ય છે, તે સહેજ સમજી શકાય તેવું છે.

૮ કેળવણી—વ્યાવહારિક અને ધાર્મિક બંને પ્રકારની સંગીન કેળવણી આપવાની આવશ્યકતા છે. પ્રથમની--પ્રાથમીક કેળવણીનાં કિરણોથી તત્વ જીજ્ઞાસા પ્રગટે છે, તેને યોગ્ય પોષણ મળતાં ખરી કેળવણી ખીલવા પામે છે, જે પરિણામે સ્વ—પરહિત સાધી શકે છે, માટે ઉદાર સખાવતો કરી આ ખાતું આજ કાલ અવશ્ય દીપાવવું યોગ્ય છે. તેમાં જેટલી ઉપેક્ષા તેટલુંજ સ્વપરને વધારે નુકશાન છે.

૯ ઉડાઉ ખર્ચો— [ આડંબરો ] નકામી બાબતોમાં થતાં અટકાવી તે દ્રવ્યમાંનો કેટલોક ઉપયોગ સંગીન કેળવણી, જીર્ણોદ્ધાર ( સીજાતા ક્ષેત્રને સંગીન સહાય આપવામાં ) કરવામાં આવશે, તો આશા છે કે, થોડે ઘણે વખતે પણ આપણી સ્થીતિ સુધરવા પામશે. માટે ઉચિત છે કે, પોતપોતાની પેદાશના પ્રમાણમાં પ્રતિ વર્ષ આવાં ધર્મ કાર્ય સુધારવા અમુક ફાળો આપી સ્વ જૈન નામ સાર્થક કરવું. કિં બહુના ?

૧૦ વખતનું મૂલ્ય આપણા લોકમાં જોઈએ તેવું સમજાયું નથી. તેથી જોકે 'ક્ષણ લાખેણો જાય,' 'ગોયમ મકર પ્રમાદ' વિગેરે વૃદ્ધ વાકયો આપણે સાંભળીએ કે કહીએ છીએ, તોપણ તેના ક્રોડમા ભાગે પણ વર્તતા નથી. વિકથા તથા વિરોધાદિમાં નકામો વખત ગુમાવીએ; પરંતુ શ્રેષ્ઠ શાસ્ત્ર અભ્યાસ કરવામાં કે સુસંપકર સારી સલાહ આપવારૂપ પરોપકાર વૃત્તિમાં આપણા વખતનો સદુપયોગ કરીએ નહિ, એ ખરેખર શોચનીય છે. મનુષ્ય ભવ વિગેરે સામગ્રી મળવી, બહુ દુર્લભ છે. છતાં આપણે સ્વચ્છંદ વર્તનથી સર્વસ્વ ગુમાવી ખાલી હાથેજ જવા જેવું કરીએ છીએ, એ બહુ શોચનીય છે.

આપણી નિર્મળ બુદ્ધિનો તેમજ જે જે આપણને શુભ સામગ્રી સંપ્રાપ્ત હોય, તેનો જેમ સદુપયોગ થઈ શકે તેમ કરી લેવા તત્પર રહેવું જોઇએ. કેમકે કાળનો કાંઈ ભરોસો નથી. "કાલને કાળનો ભય છે" એ કહેવત વિસરી જવી જોઇતી નથી. જેમ આપણને તત્વજ્ઞાન પ્રકટે તેમ શ્રી સદ્‌ગુરૂ દ્વારા શાસ્ત્ર શ્રવણ કરવા યાવત્ તેનું બરાબર મનન કરી યથા શક્તિ સ્વ કર્તવ્ય સમજી તદ્‌વત્ વર્તવા પ્રયત્ન કરવો જોઈએ. જ્ઞાની પુરૂષોના સદ્‌વિચારો અને સદાચારો જોતાં આપણે કેટલું બધું શોચવું જોઇએ, છેવટ શુભ કાર્યમાં યથા શક્તિ યત્ન કરી, સ્વજન્મ સફળ કરવો જોઇએ. અન્યથા સંસારચક્રમાં પુનઃ પુનઃ ફરી મહા ખરાબી થશે. સ્વાધીનપણે વખતનું મૂલ્ય સમજી તેનો સદુપયોગ કરાશે તો, આગળ પરાધિનતા વેઠવી પડશે નહિ. જ્યાં સુધી આયુષ્યનો સંબંધ છે, ત્યાં સુધીજ જો વિચારી સન્માર્ગે પડી ગયા, તો તો સુખી થવાના, નહિ તો દુઃખનાજ દહાડા નિત્ય કાઢવાના સમજવા, સુજ્ઞેષુ કિં બહુના ? ક્ષણે ક્ષણે આયુષ્ય ઓછું થતું જાય છે, ગઇ પળ પાછી આવવાની નથીજ, એમ સમજી આગળથી ચેતી લેશે, તે સ્વહિત સાધી શકશે, બીજા અવિવેકી ઉપેક્ષાવંતને તો દુઃખ પાત્રજ થવું પડશે.

૧૧ આપણા જૈનોમાં મિથ્યાત્વિ લોકોના ગાઢા પરિચયથી તેમજ સમ્યગ જ્ઞાનના વિરહથી કેટલાક માઠા રીત રીવાજો એવા તો જડ ઘાલીને પ્રવેશ્યા છે કે, તેમને માટે અમૂલ્ય વખતનો ભોગ આપી ભગીરથ પ્રયત્ન સેવતા છતાં તે નિર્મૂળ થઈ શકતા નથી. તો પણ તેમને નિર્મૂળ કરવા દઢ સતત્ પ્રયત્નની જરૂર છે. જેમ જેમ તે તે હાનિકારક રીત રીવાજો સંબંધી ઉત્તમ પ્રકારની વ્યાવહારિક તેમજ ધાર્મિક કેળવણી દ્વારા આપણા જૈનો વિશેષ વાકેફ થતા જશે, તેમ તેમ તેઓ પોતાનાજ લાભની ખાતર તેમને ત્યજતા

જશે. આ સંબંધમાં સુશીળ સાધુ અને સાધ્વી સમૂહે સારી સહાય આપવાની જરૂર છે. મુગ્ધ જૈનોને આવી બાબતો ખાસ કરીને સમજાવવી ને ત્યજાવવી એ તેમનું ખાસ કર્તવ્ય છે. કેમકે આ બાબતો ધર્મ માર્ગમાં જ્યાં ત્યાં આડી આવે છે—બાધક ભૂત થાય છે. તે દૂર થયે ધર્મ માર્ગ તેમને સીધો થાયછે અને કરવામાં આવતો ધર્મ ઉપદેશ સર્વ સફળ થાય છે. નિસ્પૃહી અને વિવેકી મુમુક્ષુ વર્ગને આ સંબંધમાં વિશેષ કહેવાની જરૂર પડશે નહિ.

૧૨ આજ કાલ આપણા જૈન વર્ગમાં વિદ્યા-કેળવણીની મોટી ખામી હોવાથી પોતાના કે પરના શ્રેય માટે જોઇતા શુભ વિચારો કરવાની શકિત ઘણીજ મંદ દીસે છે. આથીજ કરીને તેઓ કવચિત્ બારિક સમયે બહુ બહુ મુંઝાય છે. આનો સરલ ઉપાય એ છે કે, જે જે હિત વચનો સાંભળવામાં કે વાંચવામાં આવે, તેનું યોગ્ય ચિન્તવન કરવાની ટેવ પાડવી, અને સ્વચ્છંદપણું ત્યજી જ્ઞાની પુરૂષોના વચન અનુસારે વર્તવા સ્વ પરૂષાર્થ સ્ફુરાવવો. એમ કરતાં કરતાં પરિણામે બહુ સારો લાભ થવા સંભવ છે. આપણા સર્વ જૈનોના અભ્યુદય માટે જે કાંઇ સંક્ષેપથી કહ્યું છે, તેનું સાફલ્ય થવા પામો? તથાસ્તુ ! ! !

---

## सद्भावना.

જીવ તું વિચાર કર કે તારી મૂલ સ્થિતિ કઈ? સૂક્ષ્મ નિગોદ. અહો તેમાં કેવી દુઃખ વિડંબના? શ્વાસોશ્વાસમાં પણ સાધિક ૧૭ ભવો કરી કરી મૃત્યુવશ થવું. આવી દુઃખની કોટિથી, સ્થિતિ પરિપાકાદિક કારણને પામી જીવ વ્યવહાર રાશિ પ્રાપ્ત કરી અનુક્રમે અનેક અનંત દુઃખ રાશિઓ ભોગવતો ભોગવતો કોઇક મહા પુણ્યયોગે આ દશ દષ્ટાંતે દોહીલો માનવ દેહ પામ્યો. તેમાં પણ અત્યંત પુણ્યયોગે પામવા

યોગ્ય ધર્મ સામગ્રી, આર્ય ક્ષેત્ર, સદ્‌ગુરૂ યોગ, ધર્મ શ્રવણ, અને ધર્મરૂચિ વિગેરે પામીને "देहस्य सारं व्रत धारणं च" આ દુર્લભ દેહ પામવાના ખરા સારરૂપ પવિત્ર વ્રતનું ધારણ કરવું તેજ છે. શ્રી વીતરાગ દેવ ભાષિત સર્વ વિરતિ ધર્મ અપૂર્વ ચિંતામણી તુલ્ય છે, તે પરમ ભકિતથી આરાધ્યો છતો શાશ્વત સુખ આપે છે. તેવો પરમ નિરૂપાધિક ધર્મ સર્વથા પ્રમાદ રહિત આરાધવા યોગ્ય છે. પ્રમાદ એ આત્માનો કટ્ટો દુશ્મન છે. શ્રી જિનેશ્વર ભગવાનના પવિત્ર વચનનો અનાદર કરી આપ મતિએ વર્તવું એ પ્રમાદ છે. માટે સર્વ પ્રયત્ને કરી શ્રી જિન વચનને યથાર્થ સમજી પાળવા ઉજમાળ થવું શ્રેયકારી છે. સુખશીલ જીવ અલ્પ સુખ માટે ઘણા કાળનું ઉંચા પ્રકારનું સ્વર્ગનું કે મોક્ષનું સુખ હારી જાય છે. જો સુખ શીલપણું તજી સાવધાન થઇ શ્રી જિન આજ્ઞાને બરાબર આરાધવા ખપ કરેતો અલ્પકાળમાં અલ્પ કષ્ટે બહુ કાળનું ઉંચા પ્રકારનું સુખ મળે, પણ જીવ સ્વાધિનપણે કાયર થઈ આત્મ સાધન કરતો નથી એટલે ખરા શંબળ વિના પરાધિન થઇ પછી ધર્મ સાધન કરી શકતો નથી, માટે 'પાણી પહેલાં પાળ' ની પેરે આગળથીજ આત્મ સાધન કરી લેવું જોઈએ.

જીવ અજ્ઞાન દશાએ કરી મોહમાં મુંઝાઇ હું અને મારૂં મારૂં કરી કરી મહા દુઃખ પામે છે. નિર્મળ સ્ફટિક રત્ન જેવો સહજ જ્ઞાન જ્યોતિ–પ્રભાથી સુશોભિત આ આત્મા પોતાનું મૂળ સ્વરૂપ, મોહ મદિરાના છાકથી ચૂકી જઇ અજ્ઞાનને વશે પર વસ્તુમાં મારૂં મારૂં કરી મરે છે અંતે સર્વ છોડીને જવું પડે છે એમ પ્રત્યક્ષ દેખતા છતા મોહ મદિરાથી બેભાન થઇ ગયેલો જીવ ખોટો મમત્વ તજતો નથી તો અંતે પરાભવ પામી દુર્ગતિ પામે છે, જ્યાં કોઈ શરણુ થતું નથી.

સમ્યગ્જ્ઞાન એજ મોક્ષ માર્ગ બતાવવા દીપક છે, એજ ભવ અટવી ઉતારવા ખરો સાથી છે, માટે અંત સુધી તેનો સંગ મુકવો નહીં. સમગ્જ્ઞાન અને વૈરાગ્ય એ આ ભયંકર ભવ સમુદ્ર તારવા ભારે જબરી નાવ જેવા છે, માટે ભવ્ય જીવોએ તેનું દ્દઢ અવલંબન કરવું ઘટે છે, ગુણદોષ, ઉચિત અનુચિત, હિત અહિત અને લાભાલાભને બરોબર સમજવા રૂપ વિવેક તે અંતરમાં પ્રકાશ કરનાર અભિનવ ભાનુ સમાન છે અને તેને પામ્યેજ સર્વ સુખ સંપ્રાપ્ત થાય છે તેથી સ્થિરતા, સમતા અને ત્યાગાદિક ઉત્તમ ગુણો પ્રગટે છે. ખરૂં જોતાં આ આત્મા પોતેજ ગુણરત્નનો દરિયો છે. ગુણમયજ છે પણ તે સર્વે વિવેકવડે જાણી આદરિ શકાય છે અને તે વિના ધુંવાડામાં બાચકા ભરવા જેવું થાય છે આત્માનું ખરૂં ધન–ખરૂં કુટુંબ અંતરમાંજ છે જેને મોહવશ પ્રાણી અજ્ઞાનવડે ભુલી જઇ ભ્રમથી ખોટાં એવા ધન કુટુંબમાં મોહી રહ્યો છે. લોહીવડે ખરડાયેલું વસ્ત્ર જેમ લોહીથી સાફ થતું નથી તેમ પ્રમાદથી મેળવેલો કર્મમળ પ્રમાદથી ટળી શકતો નથી. અપ્રમાદ એજ આત્મ સાધનમાં અનુકુળ મિત્ર-સહાયી છે. કાળજી–આદરથી શ્રી જિનઆણાનું આરાધન કરવું તેજ ખરો અપ્રમાદ છે. માટે મદ, વિષય, કષાય, આળસ અને વિકથા વરજી સાવધાન થઇ સર્વ પ્રાણી ઉપર સમભાવ રાખી નિર્મળ મન, વચન અને કાયાવડે શીલ–સદાચાર પાળવા ઉજમાળ થવું.

• પ્રાણાંતે પણ પરજીવને ત્રાસ નહીં આપવો, પોતે દુઃખ ભોગવવું પણ અન્યને દુઃખ ન દેવું. પ્રાણાંતે પણ કષાયાદિકને વશ થઇ અસત્ય નહીં બોલવું. જેથી પર પ્રાણીને દુઃખ થાય, અહિત થાય તેવું સાચું પણ અસત્ય તુલ્ય સમજી વિવેક પૂર્વક હિત–મિત (જોઇએ તેટલુંજ) સ્પષ્ટ, ધર્મને બાધક ન આવે

તેવું વિચારીનેજ બોલવું. જેમ તેમ વગર વિચારે બોલતાં ઉત્સૂત્ર ભાષણનો પણ પ્રસંગ આવી જાય, જેથી સંસારમાં બહુ પર્યટન કરવું પડે માટે ઉપયોગ પૂર્વકજ બોલવું. અદત્ત પણ ચારે પ્રકારનું તજવું. તીર્થંકર અદત્ત–શ્રી તીર્થંકર દેવે નિષેધેલું નહી લેવું. ગુરૂ અદત્ત–ગુરૂની આજ્ઞા વિના નહિ લેવું. સ્વામી અદત્ત–વસ્તુના ધણીની આજ્ઞા વિના તે ન લેવી. અને જીવ અદત્ત–સચિત્ત કે મિશ્ર વસ્તુ ન લેવી. કેમકે સર્વ કોઈને પોતપોતાના પ્રાણ વહાલા હોય છે માટે સર્વથા ચારે પ્રકારે અદત્ત વર્જવું. બ્રહ્મચર્ય–દેવ, મનુષ્ય અને તિર્યંચ સબંધી ઔદારિક અને વૈક્રિય મન વચન અને કાયાથી કૃત (કરવું), કારિત (કરાવવું), અને અનુમોદનાના ભેદેથી અઢાર પ્રકારની મૈથુન ક્રિડાનો સર્વથા ત્યાગ કરવો. પરિગ્રહ–બાહ્ય અને અભ્યંતર ધન ધાન્યાદિક બાહ્ય નવ વિધનો અને ૪ કષાય, ૩ વેદ, હાસ્યાદિક ષટ્, અને મિથ્યાત્વરૂપ ચૌદ પ્રકારના અભ્યંતર પરિગ્રહોનો સર્વથા ત્યાગ કરવો. મૂર્છાનેજ તત્ત્વથી પરિગ્રહરૂપ કહ્યાથી મૂર્છાજ તજવી યોગ્ય છે. ધર્મ ઉપગરણો વિષે પણ મૂર્છા પરિગ્રહરૂપજ છે. અર્થાત્ રાગદ્વેષ તજી કેવળ મોક્ષાર્થે બીજી કોઈ પણ આશા વિના એ પાંચે મહાવ્રતો નિર્મળ મન વચન અને કાયાવડે પાળવા–બીજા યોગ્ય ભવ્ય પ્રાણીઓને તે તે વ્રતો પાળવા (દૃઢપણે) પ્રેરણા કરવી અને ઉકત મહાવ્રતોને દૃઢપણે (વીતરાગ વચન અનુસારે) પાળનારની સદા અનુમોદના કરવી. એ આ દુઃખજળથી ભરેલા ભયંકર ભવોદધિ તરી જવાનું અદ્‌ભૂત અને સરલ સાધન છે. તે શિવાય સર્વથા રાત્રિભોજનનો ત્યાગ, પ્રતિ લેખન (પડીલેહણ, પ્રતિક્રમણ અને પિંડવિશુદ્ધિ) વિગેરેનું બરાબર સાવધાનપણે વિધિના ખપી થઇ સ્વશકત્યાનુસાર જે કરવું તે પૂર્વોક્ત પંચમહાવ્રતોની શુદ્ધિ હેતે તેમજ પુષ્ટીહેતે સમજવું. ટુંકાણમાં જેમ રાગદ્વેષ પાત-

ળા પડે-હઠે-દૂર જાય-નાશ પામે તેમ મોક્ષાર્થી જીવોએ સાવધાનપણે વર્તવું.

ઈંદ્રિયોના વિષયોમાં ભટકતા મન-મર્કટને રોકી તેને શુભ સંયમ ક્રિયામાં જોડી દેવું. મન છુટું રહ્યું થકું જેટલો અનર્થ કરે છે તેટલો શુભ ક્રિયામાં પ્રવર્તતું નહિ કરી શકે. આ મન મત્તંગજ છુટો પડયો સંયમ બગીચો-ફાલ્યો ફુળ્યો પણ ફેંદી નાંખે છે માટે શ્રી જિન આણારૂપ અંકુશ ધારી તેને તમે વશ કરો નહિ તો તમારી સર્વ મહેનત નિષ્ફળ પ્રાયઃ જવાની. માટે જેમ બને તેમ યુક્તિયો પ્રયોજી મનને વશ કરવા દૃઢ અભ્યાસ કરવો જરૂરનો છે. આમ કરી-મનને વશ કરી-સંયમનું સંરક્ષણ કરવું યુક્ત છે યતઃ—

અહંકાર પર મેં ધરત, ન લહે નિજગુણ ગંધ;
અહં જ્ઞાન નિજ ગુણ લગૈ, છુટે પરહી સંબંધ. ૧
રાગ દ્વેષ પરિણામ યુત, મનહી અનંત સંસાર;
તેહીજ રાગાદિક રહિત, જાણ પરમ પદ સાર. ૨
વિષય ગ્રામકી સીમમેં, ઇચ્છા ચારી ચરંત;
જિન આણા અંકુશ કરી, મનગજ વશ કરંત. ૩

આમ અનેકધા મહાત્મા પુરૂષો સંયમ રક્ષણ કરવા ઉત્તમ રીતે બોધ આપે છે. તે હૃદયમાં ધારી આપણી શક્તિ ફોરવી યથાયોગ્ય તેનો ઉપયોગ કરીયે તોજ આ અમૂલ્ય તક મહાભાગ્ય યોગે આપણને મળી લેખે છે. અન્યથા તો દરીયામાં ડુબકીની પેરે પાછા સંસાર સમુદ્રમાં ડુબવાનું છે. માટે જાગૃત થઇ ( અનાદિ મોહનિદ્રા તજી ) સાવધાન થઈ સ્વહિત સાધવા તત્પર થવું ઘટે છે અન્યથા યમનો સપાટો લાગ્યે ઝુરણા સાથે યમના અતિથિ થઇ નિર્મિત દુઃખ દીનપણે અવશ્ય ભોગવવુંજ પડશે માટે પ્રથમથી ચેતવું સારૂં છે. ઇત્યલમ્

મુનિ કર્પુરવિજયજી.

# हिरप्रश्न तथा सेनप्रश्न उद्धरीतसार.

( લખનાર મુનિ. કર્પુરવિજયજી.)

૧ શ્રીજિન પ્રતિમાઓના ચક્ષુ આદિકનું સંયોજન ઉષ્ણ કરેલા રાળના રસવડે ન કરવું આશાતનાનો સંભવ છે માટે. કિંતુ નિપુણ શ્રાવકોએ રાળને ઉંચી જાતના તેલમાં મેળવી તેના વડે ચક્ષુ, ટીલાં, ચાંડલા વિગેરે ચોડવા.

૨ લિંબુના રસના પુટવાળો **અજમો** દુવિહાર પચ્ચખાણમાં અને આયંબિલમાં ખાવો કલ્પે નહીં.

૩ તીર્થંકર જે દેવલોકાદિથી ચ્યવીને મનુષ્ય ગતિમાં આવે તે દેવલોકમાં તે જીવને જેટલું અવધિ જ્ઞાન હોય તેટલું તે તીર્થંકરને ગૃહસ્થપણામાં હોય અર્થાત્ ગૃહસ્થ તીર્થંકરોમાં અવધિજ્ઞાન વધતું ઓછું હોય, સર્વ તીર્થંકરને સરખું ન હોય.

૪ વર્ષાકાળમાં સાધુ જ્યાં ચતુર્માસ રહ્યા હોય ત્યાંથી પાંચ ગાઉ સુધીના સંવિજ્ઞ ક્ષેત્રમાં કારણ શિવાય ચતુર્માસ પૂર્ણ થયા પછી બે માસ સુધી વસ્ત્રાદિક લેવું કલ્પે નહીં એ અધિકાર **નિશિથ ચૂર્ણિ**માં છે.

૫ **કૃમિહર** એવા નામથી પ્રસિદ્ધ થયેલ **અજમો** વૃદ્ધ ( જ્ઞાની ) પુરૂષોએ અચિત્ત માન્યો છે.

૬ કાળવેળાએ ( મધ્યાન્હે ને ઉભય સંધ્યા સમયે ) નિર્યુક્તિ ભાષ્યાદિક સર્વનું પઠન પાઠન કરવું **આચાર પ્રદિપાદિ** ગ્રંથમાં નિષેધ્યું છે.

૭ ઉપધાનમાં પહેરાતી માળા સંબંધી સોનું, રૂપુ, રેશમ કે સૂત્ર વિગેરે સર્વ દેવદ્રવ્ય થાય એવો સંપ્રદાય છે.

૮ **શય્યાતર** તો જેની નિશ્રાના ઘરમાં રહીએ તેજ કહેવાય એમ **શ્રી બૃહત્કલ્પ**ાદિકમાં કહ્યું છે. મ્હોટે કારણે તો તેના ઘરનું લેવું ( વહોરવું ) પણ કલ્પે છે.

૯ એક અને બેથી અંતરિત **પરંપરા સંઘટ્ટ** તજવા યોગ્ય છે. ત્રણ વડે અંતરિત હોય તો સંઘટ્ટ ન લાગે.

૧૦ સાંજની પડિલેહણ વખતે તિવિહારનું પચ્ચખાણ કર્યું હોય તો પડિક્કમણા વખતે **પાણહારનું** પચ્ચખાણ કરી શકાય. પણ જેણે તિવિહાર પચ્ચખાણ કર્યું નથી તેણે ચોવિહારનું પચ્ચખાણ કરવું.

૧૧ **વિકળેંદ્રી** મરણ પામી મનુષ્યપણું પામે તે ભવમાં સર્વ વિરતિપણું પામે પણ મોક્ષે ન જાય એમ **સંગ્રહણીવૃત્તિ**માં કહ્યું છે.

૧૨ સાધુની જેમ સાધ્વી **ચારણશ્રમણ લબ્ધી**વાળી હોતી નથી.

૧૩. શરીરને ઉજેહીની વચ્ચે ચંદ્રનો ઉદ્યોત હોય તો પણ **ઉજેહી** લાગે પણ જો શરીર ઉપર ચંદ્રનો ઉદ્યોત પડતો હોય તો ઉજેહી ન લાગે.

૧૪ પ્રભાતે મેળવેલું **દહીં** સોળ પહોર પછી અભક્ષ્ય થાય પણ સોળ પહોરનો નિયમ નથી શાથી જે સંધ્યા સમયે મેળવેલું દહીં બાર પ્રહર પછી પણ અભક્ષ્ય થાય છે.

૧૫ શ્રીમંત તથા ગરીબની અપેક્ષાએ ઉચ્ચ નિચ કુળમાં (સમવૃત્તિ) ગોચરીએ ફરવાથી **સામુદાની ભિક્ષા** કહેવાય.

૧૬ મંડળીના આયબીલો ઉપસ્થાપના પછી (વડી દિક્ષા આપ્યા પછી)જ કરવા સૂજે.

૧૭ **દ્રવ્ય લિંગીઓ**નું દ્રવ્ય જિનમંદિર તથા જિન પડિમાના ઉપયોગમાં ન આવે, જીવ દયાને જ્ઞાન ભંડારમાં ઉપયોગી થાય.

૧૮ રાત્રે ચૌવિહાર પચ્ચખ્ખાણવાળાને **સ્ત્રી સેવનમાં**

**ઓષ્ટ ચુંબન** કરતાં છતાં પચ્ચખ્ખાણ ભંગ થાય, અન્યથા ન થાય એમ **શ્રાદ્ધ વિધિ**માં કહ્યું છે.

૧૯ **દેસાવગાસિક**ને વિષે પોતાની ધારણા મુજબ પુજા સ્નાત્રાદિક અને સામાયિક કરાય, કોઈ એકાંત નથી.

૨૦ **શ્રી આર્યરક્ષિત** સૂરિએ પોતાના પિતા (મુનિ) ને કંદોરો બંધાવ્યાનું **શ્રી આવશ્યક વૃત્તિ**માં કહ્યું છે. તે આચરણાથી આજે પણ બંધાય. છે.

૨૧ જિન મંદિરની અંદરના ગર્ભગૃહ (ગભારા) ના દ્વારની શાખાના આઠ ભાગ કલ્પી, એક ભાગ ઉપર પડયો મુકી, સાતમા ભાગના આઠ ભાગ કલ્પી તેના સાતમા ભાગે મૂળનાયક (પ્રતિમા)જીની **દ્રષ્ટી** મેળવવી.

૨૨ પોસહાદિ ન કરેલ હોય એવો શ્રાવક જિન મં-મંદિર કે ઉપાશ્રયમાં પેસતાં **નિસીહી** કહે પણ નિસરતાં **આવાસ્સહી** ન કહે.

૨૩ બીજ સહિત **શ્રીફળ**ને વિષે એકજ જીવ હોય છે.

૨૪ લીલાં કે સુકાં **સિંગોડા**માં બે જીવ કહ્યા છે.

૨૫ પાછલી રાત્રે–બે ઘડી આદિશેષ રાત્રી હોય ત્યારે **પોસહ** લેવો એ મૂળ વિધિ છે. ત્યાર પછી પોસાહ લેવો તે **અપવાદ** સ્થાનકે છે.

૨૬ **પ્રતિષ્ટા** (અંજન શલાકા)માં અંજનને વિષે **મધુ** શબ્દે હાલમાં **સાકર** કહેવાય છે તેથી તે નાખવામાં આવે છે.

૨૭ જેને પીલવાથી તેલ ન નીકળે અને જેની દાળ કરતાં સઘળા બે વિભાગ થાય તેવા ધાન્યાદિકને આચાર્યો **દ્વિદળ** કહે છે.

૨૮ જે નાસ્તિક (શ્રદ્ધાહીન) હોઇને ઉપધાન વહેવાથી નિરપેક્ષ હોય તેને અનંત સંસારી જાણવો એમ **શ્રી મહાનિશીથ સુત્ર**માં કહ્યું છે.

૨૯ ચતુર્માસમાં સાધુને રોગી સાધુના ઔષધાદિકારણે ચાર પાંચ યોજન સુધી જવું કલ્પે પરંતુ કાર્ય પૂર્ણ થયે એક ક્ષણ પણ ત્યાં રહેવું કલ્પે નહી.

૩૦ પ્રથમ અન્ય પક્ષીઓએ પ્રણામ કર્યે સતે યથાવસર વર્તવું.

૩૧ મિથ્યાદૃષ્ટિને **મિથ્યાદૃષ્ટિ** એમ સમયને અનુસરીને કહેવું અથવા ન કહેવું.

૩૨ **ચઉસરણ** પયન્નો સાધુઓને તેમજ શ્રાવકોને કાળ વેળાએ પણ ગુણવો કલ્પે તેમજ અસ્વાધ્યાયવાળે દિવસે પણ ગુણવો કલ્પે.

૩૩ **ચઉસરણાદિક** ચાર પયન્નાઓ **આવશ્યક**ની જેમ પ્રતિક્રમણાદિકમાં બહુ ઉપયોગી હોવાથી ઉપધાન–યોગવહન વિના પણ પરંપરાએ ભણાવાય છે તેથી તે ( **પરંપરા** )જ તેમાં પ્રમાણ છે.

૩૪ ઉઘાડે મોઢે બોલવાથી ઇર્યાવહીનો દંડ આવે.

૩૫ વાંદણાં દેવાને અવસરે વિધિ સાચવવા માટે ઉઘાડે મોઢે બોલતાં છતાં પણ પ્રમાદ ન હોવાથી ઇર્યાવહી ન આવે.

૩૬ જે સાધુ વસ્ત્રને **થીગડું** દે અથવા થીગડું દેતાને અનુમોદે તેને ઘણા દોષની પ્રાપ્તિ થાય. કારણ કે ત્રણ થીગડાં ઉપરાંત ચોથું થીગડું દેનાર મુનિને **શ્રી નિશીથસૂત્ર**ના પહેલા ઉદ્દેસામાં પ્રાયશ્ચિત કહેલું છે.

૩૭ નિરંતર બહુ જીવો મુક્તિએ જાય તેથી મુક્તિ સાંકડી થઇ જતી નથી અને સંસાર ખાલી થઈ જતો નથી, જેમ વર્ષાદના જળથી ઘસાએલી પૃથ્વીની માટી પુષ્કળ સમુદ્રમાં જાય છે પણ તેથી સમુદ્ર પુરાઇ જતો નથી અને પૃથ્વીપર ખાડા પડી જતા નથી.

૩૮ છ માસથી અધિક કેવળજ્ઞાનીપણે રહે તે અંતે

**કેવળીસમુદ્ઘાત** કરે તેથી ઓછી સ્થિતિવાળા કરે અથવા ન કરે.

૩૯ રાઈ પ્રમુખ ઉત્કટ દ્રવ્ય મિશ્રિત હોવાથી કાંજિક વટકાદિક વસ્તુઓનું કાળમાન વૃદ્ધ પરંપરાથી બે રાત્રી અથવા બાર પ્રહરાદિનું કહેવાય છે.

૪૦ જે **શ્રાવક** મરણ સમય પર્યંત નિરતિચાર સમ્યકત્વ પાળે તે તો **વૈમાનિક** દેવજ થાય. તે શિવાય યથાસંભવ અન્યત્ર (ગતિમાં) પણ ઉપજે તેમજ **મહાવિદેહ** ક્ષેત્રાદિકમાં મનુષ્યપણું પણ પામે.

૪૧ આસો માસના અસ્વાધ્યાય દિનત્રય (પ્રાયઃ ૮–૯–૧૦) તથા ત્રણ ચોમાસીના અસ્વાધ્યાય દહાડાને વિષે **ઉપદેશમાળાદિક** ગણાય છે.

૪૨ સ્થાપનાચાર્ય સમિપે પ્રતિક્રમણ કરતાં પહેલાં સ્થાપનાચાર્યને અને પછી વૃદ્ધના અનુક્રમે બે ચાર કે છ મુનિઓને **ક્ષામણા** કરાય. બીજા મુનિ ન હોય તો માત્ર સ્થાપનાચાર્યનેજ ખમાવાય.

૪૩ **મેથી** આઈંબીલમાં કલ્પે. મેથી દ્વિદળ છે, ને દ્વિદળ આઈંબીલમાં કલ્પે છે.

૪૪ સામાયિક લઇ સ્વાધ્યાયના આદેશ માગ્યા પછી ખમાસમણ દઈ '**ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્ મુહપત્તિ પડિલેહું**'? એમ કહી આદેશ માગી મુહપત્તિ પડિલેહીને પચ્ચખ્ખાણ કરવું.

૪૫ સાધ્વીઓ ઉભી ઉંચી **વાંચના** લે.

૪૬ **કુળ** (કોટિ) ૧૦૮ પુરૂષોવડે જાણવી.

૪૭ આ અવસર્પિણીમાં ૭ **અચ્છેરાઓ** પ્રસિદ્ધમાં આવ્યા છે.

૪૮ મ્લેચ્છ ને માચ્છીમારાદિ શ્રાવક થયા હોય તો તેમને જિન પ્રતિમા પૂજવામાં લાભજ છે. જો શરીર અને વસ્ત્રાદિકની શુદ્ધિ હોય તો પ્રતિમા પૂજવામાં નિષેધ જાણ્યો નથી.

૪૯ શિષ્ય સારી રીતે ચારિત્ર ન પાળે અને ગુરૂ મોહે કરીને તેને ન વારે તો ગુરૂને પાપ લાગે. અન્યથા ન લાગે.

૫૦ સાધ્વીને વંદન કરતાં શ્રાવકો '**અણુજાણહ ભગવતીપસાઉ કરી**' એમ કહે.

૫૧ જો એકાસણા સહિત ઉપાવાસ કરે તો **सूरे उग्गए चउथ्थ भत्तं अभत्तठ्ठं पच्चख्खाइ** એકાસણા વિના અપવાસ કરે તો **सूरे उग्गए अभत्तठ्ठं पच्चख्खाइ** એમ કહેવાની અવિચ્છિન્ન પરંપરા દેખાય છે અને છઠ્ઠ પ્રમુખ પચ્ચખ્ખાણમાં તો પારણે એકાસણું કરે કે ન કરે તો પણ **सूरे उग्गए छठ्ठ भत्तं अठ्ठम भत्तं** એમ કહેવાય છે. એવા અક્ષરો **શ્રી કલ્પસૂત્ર સમાચારી**માં છે.

૫૨ શ્રાવક દિવસ સંબંધી પોસહ કર્યા બાદ ભાવવૃદ્ધિ થતાં રાત્રી પોસહ ગ્રહે ત્યારે પોસહ સામાયિક કર્યા બાદ **સઝાયકરૂં** એ આદેશ માગવાથી સરે છે. **બહુવેળ સંદિસાહું** ? એ આદેશ માગવાનો નિયમ નથી. કારણ કે પ્રભાતે તે માગેલ છે.

૫૩ સો યોજન ઉપરાંતથી આવેલ **સિંધાલુણ** વિગેરે અચિત્ત થાય, બીજું નહીં.

૫૪ શ્રદ્ધા રહિતપણે યોગ વહન કર્યા વિના સાધુ કે શ્રાવકોને નવકારાદિ ગણવામાં પણ **અનંત સંસારી** પણું કહેવાય છે.

૫૫ કેવળ શ્રાવક પ્રતિષ્ઠિત દ્રવ્યલિંગીના દ્રવ્યથી બ-

નાવેલ તથા દિગંબર ચૈત્યને મુકીને બાકીના સર્વ ચૈત્યો વાંદવા તથા પૂજવા યોગ્ય છે. અને ઉપર કહેલા ચૈત્યો પણ સુવિહિત મુનિના વાસક્ષેપવડે વંદન પૂજન યોગ્ય થાય છે,

૫૬ જળ માર્ગે સો યોજન અને સ્થળ માર્ગે સાઠ યોજન ઉપરાંતથી આવેલી **સચિત્ત** વસ્તુ **અચિત્ત** થાય છે.

૫૭ શ્રાવક પોસહમાં ઘરના મનુષ્યોને પુછીને સાધુ પ્રત્યે અન્નાદિક વહોરાવે.

૫૮ આલોયણ સંબંધી સ્વાધ્યાય ઈરીયાવહી પૂર્વક સૂઝે. કદિ વિસરી ગયા હોય તો ફરી ઉપયોગ કરવો.

૫૯ છઠ્ઠ કરવાની ઇચ્છાવાળો જો પહેલે દિવસે એક ઉપવાસનું પચ્ચખ્ખાણ કરે તો બીજે દીવસે પણ એક ઉપવાસનું પચ્ચખ્ખાણ કરે. તેને બદલે જો છઠ્ઠનું કરે તો તેને બીજે દિવસે પણ ઉપવાસ કરવો યુક્ત છે. એથી **સમાચારી** છે.

૬૦ કેવળી સમુદ્ઘાત કર્યા પછી અંતર્મુહૂર્ત્ત સુધી સંસારમાં રહે છે. પીઠ ફલકાદિ ગૃહસ્થને પાછા સોંપી દીધા પછી **શૈલેશીકરણ** કરે છે. કેમકે અંતર્મુહૂર્ત્ત આયુ શેષ હોય ત્યારેજ **સમુદ્ઘાત** કરવા માંડે છે.

૬૧ યોગમાં, રાત્રીએ અણાહારી વસ્તુ લેવી ન કલ્પે. સંઘટ્ટાનો અભાવ હોવાથી.

૬૨ યોગ્ય, ઉપધાન તેમજ વ્રત ઉચ્ચરવાં હોય ત્યારે દિન શુદ્ધિ જોવી. માસ વર્ષાદિ જોવાની જરૂર નથી.

આ સાર ઉક્ત ગ્રંથો વાંચતી વખતે કરી લીધેલા નોંધ અનુસારે લખેલો છે. તેમાં સંદેહ પડે તો ઉક્ત ગ્રંથોથી તેનો નિર્ણય કરી લેવો.

---

# શ્રી તીર્થયાત્રા દિગ્દર્શન.

જે આ ભીષણ ભવોદધિથી તારે-પાર ઉતારે, અથવા જેના આલંબનથી ભવ્ય પ્રાણીઓ આ પ્રત્યક્ષ અનુભવાતાં જન્મ, જરા અને મૃત્યુરૂપી અથવા આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપી અથવા સંયોગ, વિયોગજન્મ, મહા દુઃખ દાવાનળથી પચાતા આ ભવ વનનો પાર પામી શકે છે તે **તીર્થ** કહેવાય છે. તે તીર્થ **લૌકિક** અને **લોકોત્તર** બે પ્રકારે છે. તેમાં લૌકિક ગણાતાં ૬૮ તીર્થો અજ્ઞાન અને અવિવેક પ્રધાન હોઇ પ્રાયઃ બાહ્યશૌચ ધારી જનો સેવિત હોવાથી તેમજ રાગદ્વેષ અને મોહરૂપ મહા મોટા ત્રિદોષ દૂષિત દેવાધિષ્ઠિત હોવાથી અને ચિત્તશુદ્ધિ કરવાને બદલે ઉલટા મલીનતા જનક હોવાથી નિષ્કામીમોક્ષાર્થી સમ્યગ દૃષ્ટિઓને તજવા યોગ્ય છે; સેવવા યોગ્ય નથી. લોકોત્તર તીર્થ સ્થાવર અને જંગમ ભેદે કરી બે પ્રકારના છે. જેનો ટુંકાણમાં હેવાલ તીર્થવંદન માળામાં આપેલ છે. સંકલેશને ઉત્પન કરનાર રાગ, શમરૂપ ઇંધનને બાળવા અગ્નિ સમાન દ્વેષ અને સમ્યગ જ્ઞાનને આચ્છાદન કરનાર તેમજ અશુદ્ધ આચરણને કરાવનાર મોહ, આ ત્રણે મહા દોષોનું જેઓએ મૂળથી નિકંદન કર્યું છે તેવા અરિહંત દેવાધિદેવ તેમજ તે અરિહંત મહારાજના અંતેવાસી ગણધર મહારાજ આદિ સમસ્ત ( આજ્ઞાધારી ) સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ શ્રીસંઘ અર્થાત્ શ્રીદ્વાદશાંગી ધારક, ચૌદ અથવા દશ અથવા એકાદિ પૂર્વધર, એકાદશાંગધાર તેમજ અષ્ટ પ્રવચન માતાના ધારક, પંચાચાર કુશળ, યુગ પ્રધાન, આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવીર અને ગણાવચ્છેદક તથા રત્નાધિક તથા વિચિત્ર લબ્ધી પાત્ર મુનિવરો, વિચિત્ર તપ અભિગ્રહધારી મુનિવરો, જ્ઞાનિ, ધ્યાનિ, મૌની મુનિવરો તથા વિનય વૈયાવચ્ચાદિક ઉત્તમ ગુણગણાલંકૃત ગાત્ર શ્રવણ સમુદાય, તેમજ પ્રવ-

ર્તની આદિક ગુણશાળી સાહુણી ( સાધ્વી ) સમુદાય, તથા અક્ષુદ્રાદિક અનેક ગુણ વિભૂષિત, શ્રાદ્ધવ્રતધારી, સચિત્તાદિક ૧૪ નિયમધારી, યાવત્ સચિત્ત પરિહારી, નિત્ય એકાશનાદિક વ્રતકારિ ઉભયટંક આવશ્યકકારી, ત્રિકાળદેવ પૂજાકારી, શમ, સંવેગ નિર્વેદ, અનુકંપા અને આસ્તિકતાદિક સમ્યકત્વ અનુકૂળ લક્ષણ લક્ષિત તેમજ તીર્થ સેવાદિક ઉત્તમ ભૂષણ ભૂષિતાંગ, શંકાદિક દૂષણ વર્જિત ચઉવિહ સદ્દહણા ત્રણલિંગ તેમજ ત્રણ શુદ્ધિ સહિત, ભક્તિ બહુ માનાદિકથી અરિહંતાદિકનો વિનય સાચવનાર, શાસન પ્રભાવના કારક છવ્વિહુજયણાને પાલનાર, ખાસ કારણ પડયેજ છ પ્રકારના આગારનો ઉપયોગ કરનાર તથા સમ્યકત્વના ૬ ઠાણાને સ્પર્શનાર એમ સમ્યકત્વ સુરમણિના ધારક તેમજ વિવેક પૂર્વક શ્રાવક ઉચિત મર્યાદા–૫ અનુવ્રતો, ૩ગુણવ્રતો અને ૪ શિક્ષાવ્રતો એવં ૧૨ વ્રતધારિ, પૂર્ણાકીનથી શ્રી તીર્થંકર અને નિર્ગ્રંથ પ્રવચનને આરાધવાના અભિલાષી, સુશીલ, ન્યાયમતિ, નીતિનિપુણ, વ્યવહાર કુશળ, અતિ આરંભ ક્રિયાના ત્યાગી સંતોષિ, ધીર, વીર, ગંભીર હોઈ શાસનની ઉન્નતિ કરવા ઉત્સુક તેમજ પ્રાસંગિક મલીનતા, ઉહાહ દૂર કરવા ઉજમાળ, હમેશાં ઉચિત આચરણા ચતુર, સ્વસમાચારી કુશળ, સુપાત્ર પોષક, મિથ્યામતિ મદશોષક, વિવેક સંપન્ન સંસારને નારક ચારક જેવોજ લેખી તેને જળાંજળી દેવા તૈયાર થઇ તક જોઈ રહેનાર, નિરંતર નવસરા હારની પેરે નવ પદનું ધ્યાન હૈયેથી નહિં વિસરનાર, અવસાન વખતે વધારે વધારે સાવચેતી રાખનાર, નિરંતર સ્વપર હિત ભણી લક્ષ દાખી રહેનાર, કૃતજ્ઞ. દયાર્દ્રદીલ, લજ્જાશીલ, દાક્ષિણ્યવંત, મધ્યસ્થ, લોકપ્રિય, અને શિષ્ટાચાર પ્રમાણે ઉપયોગથી વર્તનાર સુશ્રાવક અને શ્રાવિકાનો સમુદાય એ સર્વ **જંગમતીર્થ** કહેવાય. કેમકે ગંગા નદીના પ્રવાહની જેવા પવિત્ર આશયને ધરનારા તેઓ પૃથ્વી તળપર ઠામ ઠામ

પોતાના ચરણ ન્યાસથી પોતાના સમાગમમાં આવનાર ભવ્યજીવોને પાવન ( પવિત્ર-નિર્મળ ) કરે છે. જગતના દારિદ્રને જંગમતીર્થ અનેકશઃ અપહરે છે, અને મંગળલીલા વિસ્તારે છે.

ઉત્તમ ગુણરૂપી રત્નોના સ્થાનરૂપ શ્રી તીર્થંકરના જ્યાં ચ્યવન, જન્મ, દીક્ષા, જ્ઞાન અને નિર્વાણરૂપ પાંચ કલ્યાણકો થાય, તથા જ્યાં જ્યાં ગુણમય તેઓનું દીક્ષા લેઇ વિહારક્રમે રહેવું થાય તે તે ભૂમિ પ્રભુના પવિત્ર ચરણ ન્યાસથી પાવન થયેલી હોવાથી તેમજ મોક્ષાર્થી ભવ્યોને પ્રભુના ઉપગારની સ્મૃતિના કારણ-સાધનરૂપ હોવાથી તે **સ્થાવર-તીર્થ** કહેવાય છે. અથવા જ્યાં પ્રભુના મુખ્ય અંતેવાસી ગણધર આદિક આચાર્ય પ્રમુખ મુમુક્ષુ વર્ગનું સિદ્ધિગમન એક કે અનેક વખત થયું છે, થાય છે કે થશે તે ભૂમિ પણ સ્થાવર તીર્થરૂપ ગણાય છે.

જંગમતીર્થ અને સ્થાવર તીર્થમાં એ વિશેષ (ભેદ) છે કે, જંગમતીર્થ ભૂત-તીર્થંકર, ગણધર તેમજ સમસ્ત તીર્થંકર સ્થાપિત તેમજ સમસ્ત ઇંદ્રાદિક પૂજિત, માન્ય ગુણરૂપી લક્ષ્મીના ક્રીડા ઘર રૂપ સકળ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ-સંઘ સમુદાય જ્યાં જ્યાં વિચરે, વિચરતાં છતાં મોક્ષાર્થિ જે જે ભવ્યો તે મહાભાગ્યશાળી તીર્થની સેવાનો લાભ લેવા ચાહે અને લેવા અનુકૂળ પ્રયત્ન કરે તે તે ભવ્ય સત્વોને તે જંગમતીર્થ અવશ્ય પાવન ( પવિત્ર-નિર્મળ-પાપ રહિત ) કરી પંચમી ગતિ યોગ્ય કરે.

અને સ્થાવર તીર્થ તો સ્થાયીજ હોવાથી જે ભવ્ય પ્રાણીઓ ખાસ ચાહિને ભવજળ તરવાની બુદ્ધિથી તે તે સ્થાવર તીર્થને પ્રવહણ તુલ્ય નિરધારી શુદ્ધ બુદ્ધિથી તેનું આલંબન લેછે, તેઓને વિવેક પૂર્વક તે તે તીર્થાધિષ્ઠિત દેવાધિદેવની પવિત્ર મુદ્રા ( પ્રતિમા ) ના દૃઢ અવલંબને

ધ્યાન વિશુદ્ધિથી મોક્ષ પ્રાપ્તિ થાય છે. આ માટે શ્રી શત્રુંજય, ગિરનાર, અર્બુદાચળ, તાળધ્વજ, સમેતશિખર, અષ્ટાપદ, પાવાપુરી, ચંપાપુરી, વિગેરે સ્થાવર તીર્થરૂપ ગણાય છે.

જંગમ અને સ્થાવર ઉભય તીર્થોની વિવેકથી સેવા કરનાર ભવ્ય સત્વોની શીઘ્ર અને સહેજે ( અલ્પકષ્ટે ) સિદ્ધિ થાય છે, અને વિવેક વિના ઘણા કષ્ટને કરનારની પણ સિદ્ધિ થવી મુશ્કેલ છે. માટે જેમ બને તેમ વિવેક રત્ન ધારવા ઉદ્યમ કરવો. ઉપાધ્યાયજી માહારાજ બતાવે છે કેઃ—

**' રવિ દુજો તીજો નયન, અંતર ભાવી પ્રકાશ;**
**કરો ધંધ સબ પરીહરી, એક વિવેક અભ્યાસ. ૧**
**રાજ ભુજંગમ વિષ હરન, ધારો મંત્ર વિવેક;**
**ભવ વન મૂળ ઉચ્છેદકો, વિલસે યાકી ટેક. ૨**

સારાંશ એ છે કે વિવેક એ અભિનવ સૂર્ય છે, તેમજ અભિનવ લોચન છે, જે વડે આત્માની ભીતર પ્રકાશ થાય છે, જેથી અંદરની રિદ્ધિસિદ્ધિની સુઝ પડે છે-ભાન થાય છે. તે વિના છતી વસ્તુ પણ છે એમ સમજાતી નથી. માટે અહો ભવ્યો ! બીજો સર્વ ધંધ છોડી દઈ એક વિવેકનોજ અભ્યાસ કરો. એ વિવેક રાગરૂપ સર્પનું ઝેર હરવા જાંગુલી મંત્ર જેવો છે, અને આખા ભવ વનનો ઉચ્છેદ કરી નાંખવા સમર્થ છે, માટે વિવેક આદરો ! વિવેક આદરો ! સ્વપર, જડચેતન, હિતાહિત, ઉચિત અનુચિત, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, વિધિ અવિધિ, યાવત્ ગુણદોષને જે વડે જાણી, વહેંચી, ઓળખી શકીયે તે **વિવેક** કહીયે. આ જીવ અનાદિ મિથ્યાવાસનાથી પર શરીર—કુટુંબ પરીવાર, લક્ષ્મી આદિક પદાર્થોમાં પોતાપણું માની રહ્યો છે. તેથી રાગનો વાહ્યો અનેક પાપારંભ કરીને પણ સંતોષ માને છે, ખુશી થાય છે. વિવેક જાગવાથી તેને મિથ્યા માની તેમાં બેસા-

હેલું મારાપણું ઘટવાથી રાગ પણ ઘટે છે, અને તેથીપાપથી ઓસરવાનું પણ બને છે. વિવેક વિના આ જડ શરીર તે હું એમ માનતો હતો, તે વિવેક પ્રગટતાં જ્ઞાન દર્શનાદિક લક્ષણવંત ચેતન દ્રવ્ય હું અને પૂરણ, ગલન સ્વભાવી શરીર તે હું નહિં, મારૂં નહિં. મારાથી ન્યારૂં તેતો પૂર્વકૃત કર્મયોગે આ ચેતનની સાથે લાગ્યું છે તે મારૂં નથી, તેથી તેમાં મમતા કરવી યોગ્ય નથી, પણ જ્ઞાનશકિતથી વિચારી મમતા વારી તેપર ત્યાગ વૈરાગ્ય ધારવા યોગ્ય છે, વિવેક જાગ્યા વિના મોહ મદિરાની નીશામાં મને શું હિત–ક્ષેમ–કલ્યાણકારી છે ? તેમ શું તેથી ઉલટું છે ? મને શું કરવું ઉચિત ? શું કરવું નહિં ઉચિત ? મને શું કરવાથી સદ્ગતિ? અને શું કરવાથી દુર્ગતિ થશે ? તે સમજાતું નથી, અને વિવેક લોચન ખુલ્યે તે સર્વ યથાસ્થિત સમજાઈ જાય છે. ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, અને ગુણદોષનું પણ સહેજે ભાન થાય છે. વિવેકી નર ઝવેરીની જેમ ગુણ રત્નને પરખી કાઢે છે. અને દોષ દૃષદ્ ( ઢેફા–પથ્થર ) ને સમજી પરીહરી શકે છે. આ સર્વ વિવેકનો પ્રભાવ છે. માટેજ તેનો વિશેષે આદર કરવો કહ્યો છે- અન્યસ્થાનમાં પૂર્વે બાળ ચાલમાં–અજ્ઞાન દશામાં કરેલાં પાપ તીર્થ સ્થાનની વિવેકથી સેવા વડે ક્ષય પામે છે. પણ તેજ તીર્થ સ્થાને અવિવેક વડે કરેલાં પાપો વજ્રલેપ જેવાં થઇ જાય છે. જે પાપો ઘણાંજ દુઃખો આપે છે; માટે તીર્થ સેવા કરવાના અભિલાષી પ્રાણીઓએ તીર્થ સેવાની રીતિ જાણવાની અને જાણીને તે પ્રમાણે બનતી કાળજીથી વર્તવાની ખાસ જરૂર છે.

પ્રથમ તો જુઓ કે આજકલ પણ શ્રી શત્રુંજય આદિકની યાત્રા, વિધિ પૂર્વક કરવાના ખપી મનુષ્યો સ્વસ્થાનથી શ્રી સંઘ સમુદાય કે સ્વ કુટુંબ પરીવાર સાથે શાસ્ત્રમાં બતાવેલી છ(૬)રી (૧ બ્રહ્મચારી, ૨ ભૂમિ સંથારી,

૩ સચિત્ત પરિહારી, ૪ એકલહારી (એકાસણકારી,) ૫ જયણાથી પાદચારી અને ૬ ઉભય ટંક આવશ્યક (પ્રતિક્રમણ) કારી પાલતાં પાલતાં શ્રીતીર્થપતિને ભેટે છે, તો જેને ભેટવા આવતાં આટલો ભાવ, આટલું માન, તે તીર્થરાજને ભેટી કેટલા વિશેષ ભાવ અને બહુમાનથી તેની સેવા ભક્તિ કરવી જોઇયે. અલબત વિશેષ વિશેષ પ્રકારે તપ, જપ, શીલ, સંતોષ, દયા, દાન, વ્રત, પચ્ચખાણ એ સર્વે સેવવાં જોઈએ.

જેમાંનું કેટલેક દરજે આજકાલ પણ નવાણુ જાત્રા હોંશથી કરનારા કરતા દેખાય છે. જ્યારે નવાણું યાત્રા પૂરી કર્યા સુધી આવો ઉત્તમ વિવેક ધારવામાં આવે અને થોડી પણ છુટક યાત્રા કરતાં ઉચિત વિવેક પાળવામાં ન આવે તો તે કેવું ખોટું દેખાય! ખરી રીતે પૂછો તો જ્યાં સુધી એ તીર્થરાજની સેવા કરવા માગો ત્યાં સુધી ઉચિત વિવેક આગળ કરી વર્તવાની ખાસ જરૂર છે. જયણાપૂર્વક ભૂમિપર દ્રષ્ટિ સ્થાપી ચાલવું, સત્ય અને હિત તેમજ મિત કાર્ય પડતુંજ બોલવું. કર્કશ કે બીજાને ખેદ-અપ્રીતિ થાય તેવું ન બોલવું, અનીતિનું કોઇનું કંઈ પણ ન લેવું, મનથી વચનથી કે કાયાથી કુશીલ ન સેવવું. કેમકે ગમે તે સ્થાને તેના કટુક વિપાક કહ્યા છે તો આવા પવિત્ર સ્થાનનું તો શું કહેવું? ચક્ષુ કુશીલતા પણ ન સેવવી. તે પર **લક્ષ્મણા** અને **રૂપી** સાધ્વીનો દાખલો ભાવવો અને પોતાનું વર્તન સુધારવું પોતાના આત્માથી જુદા દેહ, કુટુંબ, પરીવાર, લક્ષ્મી ઉપર મોહ, મમત્વ, મૂર્છા નહિં રાખવા, ક્ષમી કરવા, રાત્રિભોજન સર્વથા તજવું. રાગ, દ્વેષ, કલહ, ક્રોધાદિક કષાય, મિથ્યા કલંકદાન, ચાડી, સુખશીલતા, અરતિખેદ, પરનિંદા, અને માયામૃષા (રેહણી કહેણી ન્યારી) આ આદિક સર્વ પાપસ્થાનકોનો જેમ બને તેમ પરીહાર કરી

શ્રી તીર્થરાજ કે તીર્થંકરાદિક નવપદના પવિત્ર ધ્યાનમાં પોતાનું ચિત્ત જોડી દેવું. તેમ યત્નથી કરવાથી અભ્યાસ બળે ચિત્તને સાક્ષાત્ ઘણું સુખ થશે. જેમ વ્યાપારી લોકો વ્યાપારમાં ટાઢ, તડકો, ભૂખ, તૃષાને લેખતા નથી અથવા વીર-સુભટો જેમ સંગ્રામમાં બાણોની વૃષ્ટિને નહિં ગણકારતાં હીંમત રાખી સામા ઝુઝે છે, તેમ આવે ઉત્તમ પ્રસંગે —શ્રી તીર્થરાજ કે તીર્થંકરાદિકની ભક્તિ કરી પરભવનું સંબલ લેઇ પોતાનો આ દુર્લભ માનવદેહ સફળ કરવાની ખરી તકે સુખ લંપટ થવું, વિષયને વશ થવું, ક્રોધાદિક કષાયને આધીન થવું, તે અત્યંત આવતા લાભમાં અપમંગળ-વિઘ્નભૂત છે. તે વખતે તો પવિત્ર ગિરિરાજનો તથા પવિત્ર તીર્થરાજનો આશ્રય લઇને તરી ગયેલા મહા પુરૂષોના ગુણગ્રામથી સંવેગાદિક ઉત્તમ ગુણોની પુષ્ટિ કરતાં, વૈરાગ્ય રસમાં ઝીલતાં, શાંત સુખ અનુભવતાં અને કઠીણ છાતી કરી પરીષહાદિક સહન કરતાં, છઠ અઠમાદિક દુષ્કર તપ કરી, દેહ પ્રતિના ખોટા મમત્વને તજતાં અને મોહમહામલ્લની સામે નીડરપણે અડગ રહી ઝુઝવા પોતાનું જેટલું બલવીર્ય હોય તેટલું ફોરવતાં અને એમ સાહસીક રીતે જગત્ માત્રના પરાભવને કરનારા મોહાદિક મહા શત્રુ સામે જયલક્ષ્મી વરતાં સુધી અખંડ રીતે લડતાં, નિરંતર નવા નવા વીર્ય ઉત્થાનથી નવી નવી વિશેષે વિશેષે શક્તિ પ્રગટ થતી જાય છે, તેમ તેમ પોતાના આરંભેલા —ધારેલા કાર્યની સિદ્ધિની ખાત્રી કરી આપે તેવો અપૂર્વ ઉત્સાહ વધતો જતો પ્રત્યક્ષ દેખાય છે. આમ પ્રથમથી પોતાની વીર્ય શક્તિ નહિં ગોપવનારા આટલી શક્તિ ખીલવીં પોતાનું કાર્ય અંતે સિદ્ધ કરી શકે છે. પણ પ્રથમથીજ મંદ પરિણામને ધરનારા, શિથિલ થઇ કાયરની પેરે બોલનારા અને ચાલનારા તે શૂરવીરની પેરે પોતાનું ખરૂં ઇષ્ટ સાધી શકતા નથી.

દ્રવ્ય ખર્ચવામાં પણ વિવેકથી વર્તવાની તેટલીજ જરૂર છે. આજ કાલ કેટલાક મુગ્ધ ભાઇઓ પ્રભુના ખોળામાં કે પાટલા ઉપર ફળ નિવેદની સાથે પૈસા કે રૂપીયા ચડાવે છે, પણ તેથી બારીક તપાસ કરવામાં આવે તો ઘણીક વખત ચોરીને પુષ્ટિ અપાય છે, વળી પ્રભુની પાસે દ્રવ્યની ભેટ કરવાનો હેતુ પણ ભંડાર-દેવદ્રવ્યની વૃદ્ધિનો હોય છે તે તો પ્રાયઃ આમ કરવાથી બીલકુલ પાર પડતોજ નથી, માટે તેનો શ્રેષ્ઠ-વિવેક વાળો રસ્તો એજ છે કે તે દ્રવ્ય પ્રભુના ખોળામાં કે બીજી ખુલ્લી રીતે નહિ મૂકતાં જ્યાં ગુપ્ત કે જાહેર ભંડાર હોય તેમાંજ નાંખવા અથવા કારખાને મંડાવી રીસીટ લેવી. તીર્થ સ્થાને પૈસાની કેટલી બધી અને કેવી કેવી ચોરીઓ થાય છે તે બાપડા જાત્રાળુઓ જાણતા પણ નથી હોતા, તો તેમને જાણ થવા માટે અમે પ્રત્યક્ષ અનુભવી આ વાત જાહેર કરી છે કે પ્રભુ પાસે દ્રવ્ય જાહેર બહાર નહિ મૂકતાં ભંડારમાંજ નાંખવાની ટેવ રાખવી. તેમજ બીજા ભાઇઓ, બહેનો, પુત્ર પુત્રીઓ, માતપિતાઓ વિગેરે સબંધીઓને પણ એમજ કરવા સમજાવવું. ખરૂં પુછો તો આપણા અવિવેકનું ફળ આપણનેજ ભોગવવું પડે છે. પૈસાના લોભથી પ્રાણી કંઇક અનર્થ કરે છે, તેમજ પૈસા મેળવીને પણ અજ્ઞાની મદોન્મત્ત બની પોતાના સ્વામીનો પણ દ્રોહ કરવા દોડે છે. આવા નીચ લોકોને પોષવા તે એક જાતના પાપને પોષવા બરાબર છે, જો આપણા ભાઇઓ સલાહ સંપથી એકમતે કામ લેવા માગે તો સર્વ સુસ્થિત થવા સંભવ છે. અલબત્ત કોઇની યોગ્ય આજીવિકામાં આડો પગ દેવો યોગ્ય નથીજ. પણ સર્પના દુધ પાનની બરાબર દીર્ઘ દ્રષ્ટીથી વિચાર્યા વિના દેવાનું વગર વિચાર્યા ચલાવ્યા જવાથી અંતે આપણેજ વિનાશ થવાનો વખત આવે, માટે આવી બાબતોમાં પણ વિવેક ધારવાની ખાસ જરૂરીઆત છે.

અન્યાય રસ્તે વિવેકી એક પાઇ પણ ખર્ચે નહિં, અને ન્યાય માર્ગે પોતાની જેટલી શકિત હોય તે ફોરવવામાં બાકી પણ રાખે નહીં. જૈનશાસનમાં ઉત્તમ સાત ક્ષેત્રો બતાવ્યાં છે, તે શિવાય પણ જ્ઞાનદાન, પૌષાધશાળા આદિક ધર્મ કૃત્યોમાં ઉદાર દીલથી દ્રવ્ય વાપરવાથી આવા તીર્થ સ્થાને અતુલ્ય ફળ બાંધે છે. દિન દુઃખીઆની અનુકંપા તથા સીદાતા સાધર્મી ભાઇઓને પ્રીતિથી સહાય આપી **સુખી** કરવા, ધર્મમાં દૃઢ કરવા એ ઉચિતજ્ઞ વિવેકી શ્રાવકોની ફરજ છે. શીલ–સદાચારમાં સુદૃઢ રહેવું. યાવત **સુદર્શન શેઠ** યા **વિજય શેઠ** અને **વિજયા શેઠાણી**ની પેરે ઉત્તમ પ્રકારનું શીયળવ્રત પાળવું. ગમે તેવા વિષમ સંયોગોમાં પણ ટેક ન છાંડવી. જીવ જયણાને જિન શાસનમાં ધર્મની માતા જેવી ધર્મની વૃદ્ધિ કરનારી વખાણી છે, તો દરેક કાર્યમાં સાવધાનપણે વર્તી જયણા પાળવી તેને માટે મોટા મનના **કુમાળપાળરાજાનું** દૃષ્ટાંત લેવું કે જેણે પવિત્ર ધર્મની પરિણુતિથી પોતાના ૧૮ દેશોમાં અમારી પડહ વર્તાવ્યો, તેમજ બીજા કેટલાક દેશોમાં પણ મિત્રતા, બળ તેમજ ધનને બળે એમ અનેક રીતે ન્યાય યુકિતવર્તી જયણા વર્તાવી અસંખ્ય જીવોના આશીર્વાદ લીધા. શાસનની પ્રભાવનામાં પણ તેજ મહારાજાનું દૃષ્ટાંત લેઇ સ્વશકિત ફોરવવી. જ્યારે સમજદાર અન્યદર્શનીઓ પણ એક અવાજે પવિત્ર શાસનનો મહિમા ગાય એવું સદ્વર્તન શાસ્ત્ર અનુસરી કરીએ, ત્યારે શાસન પ્રભાવના કરી કહેવાય.

શ્રીવીતરાગ દેવના શાસનના રસીયા શ્રાવક અને શ્રાવિકાના સમુદાયને નિર્મળ બોધ આપવાનો જેમનો આચાર છે એવા સાધુ અને સાધ્વી વર્ગને પણ પોત પોતાના પવિત્ર આચારોને બહુજ દૃઢ રીતે સાચવી રહેવું જોઇએ

એવા વિવેકવંત સાધુ સાધ્વીઓથી પવિત્ર તીર્થમાં ભવ્ય પ્રાણીઓને જેવો લાભ થાય તેવો મંદ પરિણામી અને શિથિલાચારીઓથી થઇ શકે નહીં. ભ્રષ્ટાચારીઓથી તો ઉલટો શાસનનો ઉડ્ડાહજ થાય માટે એવા ભ્રષ્ટાચારી જડ ભકતોને કોઇ રીતે પોષવા યોગ્ય નથીજ. સાધ્વીઓએ સર્વત્ર અને તીર્થ સ્થળમાં વિશેષે કરી ક્ષમા, મૃદુતા, સરલતા, નિર્લોભતા, નિર્મમતા (ઇચ્છાનિરોધ) સહિત ઉત્તમ પ્રકારે સંયમ પાળતા વિચરવું જોઈએ, કેમકે તેઓના પવિત્ર આચારને દેખીને ઘણા જીવો ધર્મ પામે છે, અને અનુમોદના કરે છે. પણ જો આચાર ભ્રષ્ટ હોવાથી કેવળ વેષ વિંડબક થઈ રહેતા હોય છે તો સર્વ કોઈના હાંસી અને નિંદા પાત્ર થાય છે ઉલટા અપમાન પામે છે, અને શાસનની મલીનતા કરવાના કારણિક થવાથી પરભવમાં પણ બહુ દુઃખી થાય છે. માટે દંભતજી નિર્દંભપણે સાચા અને પવિત્ર જૈની ક્રિયા સાચા મન, વચન અને કાયાથી સેવવી યોગ્ય છે. જેથી સ્વપરને લાભ, પવિત્ર શાસનની ઉન્નતિ, આ લોકમાં પ્રત્યક્ષ બહુ માન અને પરભવમાં ઈંદ્રાદિકની રિદ્ધી પામી મોક્ષ સુખ પામે. આવું અનુપમ સુખ મૂકી કોણ સુઢદુર્મતિ કિંચિત માત્ર વિષય સુખમાં ગૃદ્ધ-આસક્ત થઇ પોતાનું અને પરનું બગાડી પરમાધામીના માર માગે?

વળી આ જીવ અનાદિ કાળથી સુખનો અર્થી છતાં સુખ પામવા સાધવાના ખરે અવસરે તુચ્છ ક્ષણિક સુખમાં લોભાઈ જઈ ધર્મ સાધનથી ભ્રષ્ટ થાય તો પછી તેના કરતાં નિર્ભાગી બીજો કોણ? આતો "લગ્ન વેળા ગઇ ઉંઘમાં, પછી વર પસ્તાયા" તે વાળો ઘાટ બને છે. માટે ખરા સુખના અર્થી જીવોએ બરાબર ચેતીને ચાલવાની જરૂર છે. બીજું તમે પોતે સુખશીલ થઈ ધર્મ

સાધવામાં બેદરકાર થશો તો પછી તમારી નકલ કરનાર તમારી સંતતી ( શિષ્ય, પ્રશિષ્ય, પુત્ર પરિવાર ) શી રીતે ખરો રસ્તો સમજશે કે શિખશે? ખરો રસ્તો સમજ્યા કે શિખ્યા વિના તેને કેમ આદરી શકશે? ખરો રસ્તો આદર્યા વિના સુખી પણ શી રીતે થશે? આમ તે બાપડાઓને ખરા સુખમાં વિઘ્નો કરવામાં ખરા કારણિક કોણ? તમારે કબુલ કરવું પડશે કે તમે પોતેજ. તો પછી તમે તેના હિતસ્વી કે શત્રુ ? ટુંકાણમાં તમે તમારૂં પોતાનું અને તમારી સંતતિનું કે પવિત્ર શાસનનું ભલું ઇચ્છતા હો તો ઇંદ્રજાળ જેવા ખોટા વિષય સુખથી વિમુખ થઇ, મહા દુઃખદાયી દોષોને દૂર કરી તમે પોતેજ પહેલાં બરાબર સુધરવા–ગુણ ધારવા ખપ કરો–અભ્યાસ કરો અને પછી તમારી સંતતિને સુધારવા પ્રયત્ન કરો. કોઇ પોતે તો બેધડક વ્યભિચાર સેવે અને બીજાને બ્રહ્મચર્ય પાલવા ઉપદેશ દે તે શું લાગે? નજ લાગે; પણ પોતે શીલ સંતોષાદિક ઉત્તમગુણ ધારી તેવાજ ઉત્તમગુણો ધારવા પોતાની સંતતિને યા બીજા યોગ્ય ભવ્ય પ્રાણીઓને ઉપદિશે, તો હું માનું છું કે તે અલ્પ પ્રયાસે સફળ થાય. અરે, વિના ઉપદેશે પણ કેટલાક ગુણગ્રાહી વીરનરો તો તેવા સુશીલ ધર્માત્માઓથી સહેજે તેનું જોઇ શીખી લે.

આવા પવિત્ર ગુણધારી સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘનું દર્શન માત્ર કરી ભવ્ય ચકોરો તીર્થ યાત્રાનું ફળ મેળવે, તો પછી તેવા ગુણ રત્નોના નિધાનરૂપ શ્રી સંઘની ભક્તિ, પૂજા–સત્કાર સન્માન કરનારનું તો કેહેવુંજ શું? તેવા વિવેકી નર રત્નો તો થોડાજ સમયમાં સર્વ અઘ ( પાપ ) ને દૂર કરી નિર્મળ થઇ પવિત્ર રત્નત્રયી પામી–આરાધી મોક્ષપદ પામે છે. જે જે તીર્થંકરો થાય છે તે સર્વે આ તીર્થ આદિ વિશ સ્થાનકોમાંના સર્વે

કે એકાદિક સ્થાનકને આરાધીનેજ **તીર્થંકર નામકર્મ** નીકાચે છે. માટે સર્વ પાપોને પખાળી પરમપવિત્ર કરનાર પૂર્વોક્ત જંગમ અને સ્થાવર ઉભય તીર્થની યાત્રા તાત્વિક (ખરા) સુખના અર્થી ભાઇઓ અને બહેનોએ પવિત્ર મન, વચન અને કાયા વડે કરવી, બીજા યોગ્ય ભવ્યજીવોને તેમજ કરવા ઉપદિશવું અને એ પ્રમાણે વર્તનારાની અનુમોદના પ્રશંસાદિક દ્વારા જેટલી બને તેટલી પુષ્ટિ કરવી. એજ સમ્યક્ત્વવ્રતનું ખરેખરૂં ભૂષણ છે. **ઈત્યલમ્.**

---

## सामान्य हित शिक्षा.

(१) **જયણા**—(યતના) તે તે ધર્મ સબંધી કે વ્યવહાર સબંધી, પરલોક માટે કે આ લોક માટે, પરમાર્થે કે સ્વાર્થે જે જે વ્યાપાર કરવામાં આવે તેમાં બરાબર ઉપયોગ રાખવો તે તેનો સામાન્યાર્થ છે. વિશેષાર્થ વિચારી જોતાં તો આત્માનો શુદ્ધ નિર્દંભ મોક્ષાર્થે ખંત પૂર્વક કરવામાં આવતો મન વચન અને કાયા દ્વારા વ્યાપાર–વિશેષ જણાય છે, આથીજ મહા જ્ઞાની પુરૂષોએ જયણાને ધર્મની માતા કહી બોલાવી છે. અર્થાત્ આત્મ ધર્મ (ગુણો) ને ઉત્પન્ન કરનારી, પાલનારી તેમજ વૃદ્ધિ કરનારી યાવત્ એકાંત સુખકારી આ જયણાજ છે. જયણા રહિત ચાલનાર, ઉભો રહેનાર, બેસનાર, શયન કરનાર, ભોજન કરનાર કે ભાષણ કરનાર તે તે ચલનાદિક ક્રિયાઓ કરતાં ત્રસ કે સ્થાવર જીવોની હિંસા કરે છે જેથી પાપ કર્મ બાંધે છે. તેનો વિપાક કટુક થાય છે; માટે સુજ્ઞ વિવેકી સજ્જનોએ તે તે ચલનાદિક ક્રિયાઓ કરતાં જેમ જેમ વિશેષે જયણા સચવાય તેમ વર્તવુંજ હિતકારક છે કેમકે સર્વ જીવોને આત્મ (પોતા) સમાન લેખતો છતાં કોઇ પણ જીવને દુઃખ નહિં કરવાની બુદ્ધિથી સર્વ પાપસ્થાનો પરહરી આત્મ

નિગ્રહ કરે છે તેજ મહાત્મા પાપ કર્મ નથી બાંધતો. અ-ન્યથા પોતાના કલ્પિત ક્ષણીક સુખની ખાતર નાહુક અનેક નિરપરાધી જીવોના પ્રાણને લેતો અજયણાએ વર્તતો છતો તે જીવ ભારે કર્મ બંધ કરે છે. જે કર્મ ઉદય આવતાં બહુજ કટુક રસ આપે છે. દ્રષ્ટાંત તરીકે પરજીવના રક્ષ-ણાર્થે મુનિ મહારાજાનો ધર્મધ્વજ ( રજોહરણ ) તથા સા-માયક પોષધાદિકવૃત ધારક શ્રાવક વર્ગથી રાખવામાં આ વતો ચરવલો પ્રમુખ તેમજ મુત્કલ [ મોકળા ] ગૃહસ્થ લોકોથી પ્રમાર્જનાર્થે રાખવામાં આવતી વાસંદી (સાવરણી) પ્રમુખ જો પરજીવોને બાધા ન કરે એવાં શ્લક્ષણ [સુંહાલા] હોય તેમજ તેવા છતાં પણ તેવોજ ( પોચે હાથે પ્રમાર્જ-વા રૂપ ) તેનો સદુઉપયોગ જો કરવામાં આવે તોજ તે તે સાર્થક હોઇ જયણા પાળવામાં સહાયભૂત થાય છે; અ ન્યથા નહિં. દ્રષ્ટાંત તરીકે આજકાલ અજ્ઞાન દશાથી મુગ્ધ જીવો ભૂમિ શુદ્ધિ કરવા માટે તેવાં સારાં ઉપકરણ નહિ રાખતાં પ્રાયઃ ખજુરી વિગેરેની વાસંદીઓનો ઉપયોગ ક-રતા દેખાય છે કે જે બાપડા એકેંદ્રિથી માંડી ત્રસ જીવો ના સંહાર માટે ભારે શસ્ત્ર ( સ્લોટર ) જેવું થઇ પડે છે. આપણને એક કાંટો વાગતાં દુઃખ થાય છે તો બાપડા તે ક્ષુદ્ર જંતુઓના જાનનો ઘાત થાય તેવાં શસ્ત્ર જેવા ઘા-તકારી પદાર્થો વાપરવાને હિંદુ માત્ર યા વિશેષ કરીને જૈન માત્રને છાજેજ નહી. અલ્પ ખર્ચ અને અલ્પ પ્રયાસે આ સેવાતો ભારે દોષ—દૂર થઇ શકે તેમ છતાં બે દર-કારીથી તેની ઉપેક્ષા કર્યા કરવી દયાળુ જીવને ઘટે નહી, માટે આશા છે કે તે સંબંધમાં ધર્મની કંઈ પણ લાગણી ધરાવનારા તેનો તરત વિચાર કરી અમલ કરી લેશે.

બીજી પણ ઉપર બતાવેલી ચલનાદિક ક્રિયા કરવાની જરૂર પડે છે તેમાં બહુજ ઉપયોગ રાખી જીવોની વિરા-

ધના નહીં કરતાં જયણા પાળવી. ચાલતા છતાં ધુંસરા પ્રમાણ ભૂમિપરા દૃષ્ટિ રાખી એકાગ્ર ચિત્તે વર્તતાં, તેમજ બેસતાં, ઉઠતાં, ઉભા રહેતાં, શયન કરતાં છતાં પણ તેવીજ રીતે પરોપઘાત ન થાય તેમ સાવચેતી રાખી રહેવું. ભોજન સંબંધે તો જૈનશાસ્ત્ર પ્રસિદ્ધ બાવીશ અભક્ષ્ય અને બત્રીશ અનંતકાય વરજી તેમજ બીજા ભોજ્ય પદાર્થો પણ જીવાકૂલ ન હોય તેમજ જાણતાં કે અજાણતાં જીવોનો સંહાર કરીને નીપજાવ્યા ન હોય તેવાજ ઉપયોગમાં લેવા જોઈએ, તે પણ દિવસ છતાંજ પ્રકાશવાળા સ્થાને પહોળા ભાજનમાં રાખીને વાવરવા જોઈયે, જેથી સ્વપર બાધાને વિરહે જયણા માતાની ઉપાસના કરી કહેવાય.

ભાષણ પણ હિત, મિત, ધર્મને બાધક ન આવે તેવું અવસર ઉચિત વિચારીને, વદતી વખત મુખે વિરતિવંતને મુખપત્તિ તથા મોકળા ગૃહસ્થને પણ ઈંદ્ર મહારાજની પેરે ધર્મ કથા પ્રસંગે અવશ્ય વસ્ત્રાંચળ (ઉત્તરાસંગનો છેડો) મુખ આગળ રાખીનેજ વદતાં જયણા સેવી ગણાય.

આ પ્રમાણે ઉકત કરણીઓ કરતી વખતે જેમ જેમ અપ્રમત્તપણે વર્તાય તેમ તેમ વિશેષે આરાધકપણું અને તેથી વિરૂદ્ધ વર્તતાં વિરાધકપણું સમજવું. પૂજ્ય માતાની પેરે માનવા યોગ્ય પરમ પૂજ્ય શ્રી તીર્થંકર ગણધર પ્રણીત પવિત્ર અંગવાળી જયણા માતાનો અનાદર કરી વર્તનારા કુપુત્રોની જેમ આલોક અને પરલોકમાં હાંસી અને દુઃખનાં પાત્ર થાય છે, માટે સુપુત્રની પેરે પવિત્ર જયણા માતાનું આરાધન કરવા ચૂકવું નહિ,

**૨ એઠવાડ**—એઠું અન્ન કે પાણી ખાવા પીવાથી કે છાંડવાથી આપણા મુગ્ધ ભાઈઓ તેમજ બ્હેનો કેટલો બધો અપરાધ—અનર્થ સેવે છે તે વિચારો? પૂર્વ તથા ઉત્તર દેશોને વરજી આજકાલ આ તરફના અજ્ઞ જીવો આ

સંબંધી કેટલો બધો અધર્મ સેવે છે તેનો નમુનો જુવો? સર્વ કોઇ કુટુંબી યા જ્ઞાતિભાઇઓ માટે પાણી પીવા માટે સ્થાપન કરી રાખેલા ભાજનમાંથી પાણી કાઢવા એક જુદું (અલાયદું) વાસણ નહિં રાખતાં જે વાસણથી પોતે પાણી પીયે છે તેજ એઠા પાણી સહિત વાસણથી ફરીને તેજ ભાજનમાંથી પાણી નીકાળી પોતે યા બીજા પીયે છે, જેથી શાસ્ત્ર મર્યાદા મુજબ તે જળના ભાજનમાં અસંખ્યાત લાળીયા સંમૂર્છિમ જીવ પેદા થાય છે, અથાત્ તે જળનું આખું ભાજન ક્ષુદ્ર જીવમય થઈ જાય છે, જેઓનું આ અજ્ઞ, પશુ જેવા નિર્વિવેકી જીવો પાન કરે છે એમ કહેવું અયોગ્ય નથી. એઠું અન્ન કે પાણી અંતઃ મુહૂર્ત ઉપરાંત અવિવેકથી કે પ્રમાદથી રાખી મૂકનાર આ પ્રમાણે અસંખ્ય જીવોની વિરાધના કરનાર થાય છે. આમ સમજીને હૈડે સાન આણી પરભવથી ડરી જેમ તે અસંખ્ય જીવોનો નાહક સંહાર ન થાય તેમ ચેતતા રહેવું ઘટે છે.

તેમજ વાસી, બોળો, દ્વિદલ સાથે કાચો ગોરસ આદિક અભક્ષ્ય ભક્ષણ સર્વથા વર્જવું. નાનામોટા જમણવારો વખતે પાક ક્રિયા જયણા રહિત કરવાથી ઘણા જીવોનો ઘાણ નીકળી જાય છે. તેમજ એઠું છાંડવાથી પણ ઘણોજ ટોટો આવે છે. જો જયણાપૂર્વક દરેક સ્થાને વર્તવામાં આવે તો કોઇને પણ બાધક નહીં આવતાં ધર્મ આરાધનનો પણ મોટો લાભ સહજે હાંસલ કરી શકાય. માટે હે સુજ્ઞો! લજ્જા અને દયાશિલ થઈ જયણાને એક પળ પણ વિસારશો નહિ.

૩ **ઉડાઉ ખર્ચ**—માબાપના મરણ પછી યા પુત્ર પુત્રી વિગેરેના લગ્ન વખતે ઘણે ઠેકાણે નાહક ખર્ચ કરવામાં આવે છે અને ઉક્ત વખતે ખાસ કરવા યોગ્ય કરવાની બેદરકારી ધારવામાં આવે છે. દૃષ્ટાંત તરીકે માબાપના અવ-

સાન વખતે વૈરાગ્યવડે મોહ ઉતારી તન મન અને ધનથી જેમ તેમને ધર્મ સમાધિ થાય યાવત્ તેમની તથા પોતાની સદ્ગતિ જેવી રીતે થાય તેમજ વર્તવું ઉચિત છે. અવશ્ય કરવા યોગ્ય તે બાબતનું ભાન ભૂલી જઇ પછી કેવળ લોક લજ્જાથી નાહક મોટા ખર્ચમાં ઉતરવું તે કરતાં તેટલાજ ધનનો વ્યય પરમાર્થ માર્ગે કરવો શ્રેષ્ઠ છે. પુત્રાદિકના જન્મ તથા લગ્નાદિક પ્રસંગે પરમ મંગળિક શ્રી દેવ ગુરૂની પૂજા ભક્તિ ભૂલી-ખોટી ધામ ધુમ રચવા–લાખો બલકે કરોડો જીવોનો વિનાશ થાય તેવા દારૂખાનું છોડવા વિગેરેમાં અમિત દ્રવ્યનો ગેર ઉપયોગ કરવામાં આવે છે, તેમ ભવભીરૂ સજ્જનોને કરવું ઘટતું નથી.

૪. **માબાપોનું અવળું શિક્ષણ અને અવળું વર્તન**—માબાપો પોતાના માબાપો તરફથી સારો ( ધાર્મિક અને વ્યાવહારિક ) વારસો મેળવવા કમનશીબ રહેલા હોવાથી અથવા ભાગ્યયોગે મેળવ્યા છતાં તેનો કુસંગવડે વિનાશ કરવાથી પ્રાયઃ પોતાના બાળકોને તેવો ઉમદા વારસો આપવા ભાગ્યશાળી શી રીતે બની શકે ? પ્રાયઃ કહેવાથી કદાચ સત્સંગ યોગે તેવા માબાપો પણ પોતાનાં બાળ બચ્ચાંને તેવો ઉમદા વારસો આપવા ભાગ્યશાળી બને પણ ખરા. યતઃ—**सत्संगतिः कथय किं न करोति पुंसाम्** અર્થાત્ ‘ ઉત્તમ સંગતિ, કહો ભાઈ ! પુરૂષોને શું શું સત્ફળ નથી સંપડાવી આપતી ? ’ ઉત્તમ સંગતિયોગે પ્રાણી ઉત્તમતાને પામે છે, ઉત્તમ બને છે. તો કોણ તેવી અમૂલ્ય સત્સંગતિ કરવા અને કરીને ઉત્તમફળ પામવા કમનસિબ રહે વારૂ ? શાસ્રના જાણ કહે છે કે ખોટામાં ખોટી–ખોટામાં ખોટાં ફળને આપનારી કુસંગતિ છે, તો માઠાં ફળને ચાખવાને ઈચ્છનારો કોણ મંદમતિ એવી કુસંગતિ સ્વીકારશે ? આટલું પ્રસંગે કહી હવે વિચારિએ કે પોતાનાં બાળ બચ્ચાંને સુખી

કરવા ઈચ્છતા માબાપોએ તેમને તેવી કુસંગતિથી બચાવવા અને સતસંગતિમાં જોડવા કેટલી બધી કાળજી રાખવાની જરૂર છે! નહિં તો તે માબાપોને તે બાળ બચ્ચાંના હિતકર્તા માનવા કે અહિતકર્તા? એ ધડક કહી શકશું કે અહિતકર્તા–શત્રુ–દુશ્મન જેવાજ માનવા જોઇએ. કેમકે તેઓએ પોતાનાં બાળ બચ્ચાંને જાણી જોઇને કે બેદરકારીથી સદગતિનો માર્ગ બંધ કરી દુર્ગતિનો રસ્તો ઉઘાડો કરી આપ્યો. અવળે રસ્તે દોર્યા માટે. બાળક જન્મ્યા પહેલાં પણ ગર્ભમાં તેને વ્યથા ન થાય તેમ વિષય સેવન સંબંધમાં સંતોષથી માબાપે વર્તવું જોઇએ. જન્મ થયા બાદ તેની બાલ્યવય સુધીમાં તે અપશબ્દ ન સાંભળે કે ન બોલે, એક સુક્ષ્મ જંતુને પણ મારવા ન શીખે કે ન મારે તેવો ઉપયોગ રાખવો જોઇએ તથા તેને કોઈ પણ માઠી સંગતિ ન થવા પામે તેની પુરતી કાળજી રાખવી જોઇએ. સમજણો થયો કે તરત તેને સારા વિદ્યાગુરૂ કે ધર્મ ગુરૂને હવાલે કરી દેવો જોઈએ; જે વિદ્યાગુરૂ કે ધર્મ ગુરૂ તેને વિનયાદિ ઉત્તમગુણોનું સારી રીતે શિક્ષણ આપે, જેથી પ્રાપ્ત થયેલી વિદ્યાની સફળતા રૂપ વિવેક રત્ન તે પામે. અન્યથા કુસંગ કુચ્છંદ યોગે વિનય વિદ્યાહીન રહેવાથી વિવેક રહિત પશુ જેવી આચરણા કરતો રણના રોઝની જેમ ભવાટવીને વિષે તે પરિભ્રમણ કરે છે.

બાળ લગ્ન, કજોડાં–આ સર્વ વિદ્યા વિનયાદિક પામવામાં મોટા વિઘ્નરૂપ નીવડે છે; જેને પરિણામે તેઓ આ લોકના સ્વાર્થથી ભ્રષ્ટ થઇને પરભવનું પણ સાધન પ્રાયઃ કરી શકતા નથી; એટલુંજ નહિ પણ અનેક પ્રકારના દુર્ગુણો શીખી–આચરી મહાકષ્ટના ભાગી થાય છે. માટે બાળ બચ્ચાંનો સુધારો કરવાની જોખમદારી માબાપોના શીરપર ઓછી નથી. તે તેઓએ ખુબ વિચારવાની જરૂર છે. માબાપોની કસુરથી છોકરાં મૂર્ખ પ્રાયઃ રહેવાથી તેઓનેજ એક

શૂળરૂપ થાય છે. તેમજ તેઓની પવિત્ર કાળજીથી બાળકો વ્યવહાર અને ધર્મકાર્યમાં નિપુણ થવાને લીધે ઉભય લોકમાં સુખી થવાથી તેઓને ભવોભવમાં આશીર્વાદ આપેછે. પરંપરાએ અનેક જીવોના હિતકર્તા થાય છે. તેમજ તેઓ શ્રેષ્ઠ માબાપ તરીકેની પોતાની ફરજો પોતાના બાળબચ્ચાં કે સંબંધીઓ પ્રતિ અદા કરવા ચૂકતા નથી; હમેશાં સજ્જન વર્ગમાં પોતાના સદ્ વિચારો ફેલાવવા યત્ન કરે છે. તેમજ પારમાર્થિક કાર્યોમાં આગળ પડતો ભાગ લે છે અને બીજા યોગ્ય જીવોને પણ પોતપોતાને યોગ્ય કરવા પ્રેરે છે. આ બધા ફાયદા માબાપોના ઉત્તમ શિક્ષણ અને ઉત્તમ વર્તનપર આધાર રાખતા હોવાથી આપણે ઇચ્છશું કે હવે પછી પોતાની સંતતિનું ભલું ઇચ્છનારા માબાપો પોતે ઉત્તમ શિક્ષણ ધારી ઉત્તમ વર્તન આદરી પોતાના બાળબચ્ચાંઓના અંતઃકરણના આશીર્વાદ ગ્રહણ કરવા ભાગ્યશાળી થશે.

---

# શ્રાવક તરીકે ઓળખાતા જૈનોની અમલ કરવા યોગ્ય ફરજો.

## યા શ્રાવક ધર્મનું ધોરણ.

પૂર્વ પુણ્યયોગે દશ દૃષ્ટાંતે દુર્લભ મનુષ્ય ભવાદિક ઉત્તમ સામગ્રી પામી પોતાનો પુરૂષાર્થ ફોરવી પરમ પવિત્ર શ્રી વીતરાગ પ્રણિત ધર્મમાર્ગનું જાણપણું મેળવી તેનું યથાશક્તિ સેવન-આરાધન કરી કૃતકૃત્ય થવું એ હરેક અક્કલવંત શ્રાવકકુળમાં ઉત્પન્ન થયેલા ભાઇઓ તથા બ્હેનો તેમજ યુક્તિયુક્ત સત્ય વાતને કદાગ્રહ રહિતપણે કબુલ રાખનારા હરેક મધ્યસ્થ દૃષ્ટિ-નિષ્પક્ષપાતબુદ્ધિ જનની ખાસ ફરજ છે. પોતાની ખાસ ફરજો બજાવ્યા વિના અંતે પોતાનો છુટકો નથી,

માટે દરેક આત્માર્થી જીવને પોતાની ખાસ ફરજો જાણવાની અને જાણીને તેમને અત્યંત આદર-ખંતથી અમલમાં મૂકવાની જરૂર છે.

પ્રથમ તો મહા મલીનતા જનક રાગ દ્વેષ અને મોહાદિક અસત કુદેવ કુગુરૂ તથા તદુપદિષ્ટ કુધર્મનો સર્વથા ત્યાગ કરવો યોગ્ય છે. તેમાં પણ કુગુરૂને તો કાળા સર્પથી પણ અધિક દુઃખદાયી માની તજી દેવા. કેમકે કાળો નાગ કદાચ કરડે તો એકજ વખત પ્રાણ હરે, અને આતો મિથ્યા ઉપદેશથી ભવોભવ ભટકાવે-અનેક જન્મ મરણ કરાવે, માટે બુદ્ધિવંતે તેની સંગતિ સર્વથા તજવી તેમજ પુર્વોકત રાગાદિક કલંકથી સર્વથા રહિત **સુદેવ** તથા વીતરાગ સર્વજ્ઞ દેવની આજ્ઞા આરાધવામાં તત્પર બાહ્ય અને અભ્યંતર ગ્રંથિથી રહિત નિગ્રંથ સુગુરૂ અને વિતરાગ દેશિત ( ભાષિત ) દાન, શીલ, તપ અને ભાવનારૂપ સુધર્મ તેને બહુ યત્નથી સેવવા તત્પર રહેવું. તેમાં પણ સાક્ષાત્ તીર્થંકર યા કેવળજ્ઞાનીને વિરહે નિગ્રંથ સાધુની સેવા કરવામાં વિશેષે રસિક થવું. કેમકે તેવા સદ્‌ગુરૂથકી ભવ્ય પ્રાણીઓને ભવભયને હરનારો શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મ સંબંધી તત્વ ઉપદેશ મળે છે, જેને આદરીને અનેક ભવ્યજીવો ભવજળધિ સહેજે તરે છે, અર્થાત્ સર્વ દુઃખોનો અંત કરી કાયમને માટે અક્ષયસુખને વરે છે.

## ( સદ્‌ગુરૂ ઉપદેશ-ત્રણ તત્ત્વોનું સેવન. )

ભો ભવ્યો ! જો તમે જન્મ, જરા અને મૃત્યુ,-આધિ, વ્યાધિ અને ઉપાધિ જન્ય અનંત દુઃખથી ભરેલા આ ભવ (સંસાર)થી ઉભગ્યા હો, અને તમને મોક્ષપુરીના અક્ષય સુખને સાક્ષાત્ અનુભવવા ખરેખરી અભિલાષા જાગી હોય તો સંસારના સંપૂર્ણ દુઃખોને કાપવા અને મોક્ષના અક્ષય સુખને સાધવા આ પ્રમાણે ઉદ્યમ કરો. પ્રથમ તો પૂર્વે કહેલા દોષોથી દૂષિત એવા કુદેવ, કુગુરૂ અને કુધર્મને હમેશને માટે

સર્વથા જળાંજલિ દ્યો, તેમનો સર્વથા ત્યાગ કરો અને શુદ્ધ દેવ ( વીતરાગ-પરમાત્મા ) શુદ્ધ ગુરૂ ( નિર્ગ્રંથ-અણગાર ) અને શુદ્ધ ધર્મ ( સર્વજ્ઞ ભાષિત )નું શુદ્ધ દીલથી સેવન કરો. મન વચન અને કાયાની ત્રિકરણ શુદ્ધિથી શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મની આરાધના કરો. મનથી પણ કુદેવાદિકની ઇચ્છા ન કરો, વચનથી તેમની પ્રાર્થના ન કરો અને કાયામાં ગમે તેવું કષ્ટ આવી પડે તોપણ કુમારપાળ ભૂપાળની પેરે ધીરજ ધારી અડગ-નિર્ભય રહો આમ અચળ રીતે ત્રણુ તત્વોનું સેવન કરવાથી અંતે તમે ઘણું શ્રેષ્ટ સુખ પામશો, નહિ તો તમે હારી જશો. જગત્માં પણ 'ક્ષણ માસો ક્ષણ તોલો' થનાર ચળ ચિત્તવંત નિંદાપાત્ર થાય છે અને જેવું મનમાં તેવું વચનમાં અને તેવુંજ કાયામાં વર્તાવનાર જગત્માં બહુ યશવાદ પામે છે, કુમારપાળની પેરે બીજા જીવોને દાખલારૂપ થવાય છે, માટે સ્થિર મન વચન અને કાયાવડે શુદ્ધ દેવ ગુરૂ અને ધર્મરૂપ ત્રણે તત્ત્વોનું એકાગ્રપણે આરાધન કરવું, જેથી અંતે આપણે પણ તે રૂપજ થઇએ. એટલે ચારે ગતિરૂપ ભવ ભ્રમણવારી પંચમી ગતિરૂપ અક્ષયપદ અવશ્ય પામીએ અને સર્વ દુઃખોનો અંત કરી સંપૂર્ણ સુખ સ્વાધીન કરી કાયમ તેનો સાક્ષાત્ અનુભવ ( ભોગવટો ) કરીએ.

## ( સાત મહા વ્યસનોનું વારવું. )

હે ભવ્યો ! નરક ગતિમાં જવાના મુખ્ય બારણા ( દરવાજા ) જેવા સાત મહા વ્યસનો જ્ઞાની પુરૂષોએ શાસ્ત્રમાં વર્ણવ્યા છે. સમજીને તે વ્યસનોનો ત્યાગ કરનાર નરક ગતિથી પોતાનો બચાવ કરી સ્વર્ગપુરી કે મોક્ષ પુરીમાં સુખે કરી સધાવે છે. માટે તેમની સમજ થવા માટે તેમનું સંક્ષેપથી વર્ણન કરીએ (૧) માંસ, (૨) મદિરા યા દારૂ, ( ૩ ) મૃગયા યા શિકાર, (૪) પરસ્ત્રીગમન યા વ્યભિચાર, (૫) વેશ્યાગમન. (૬) ચૌર્યકર્મ યા ચોરી, (૭) દ્યૂતકાર યા જુગાર, આ સાતે વ્યસનો મહા પાપમય અને ઉભય લોક ( આ

લોક અને પરલોક ) વિરૂદ્ધ હોવાથી, સર્વથા દુઃખદાયીજ છે. આ સાત માંહેના કોઈ પણ એક મહા વ્યસનથી પરાભવ પામેલો પ્રાણી અંતે અવશ્ય પાયમાલ થાય છે, તો તે સાતેને સેવનારનું તો કહેવુંજ શું ?

આ વસ્તુઓના હડહડતા વ્યસની લોકો મહા નીચ કર્મના કરનારા હોવાથી આ લોકમાંજ અતિ ધિક્કારને પામે છે–મહા દંડ પામે છે. યાવત્ કમોતે (અકાળ અને અસમાધીવાળું મૃત્યુ પામી) મરે છે અને ભરભવમાં તો નરક નિગોદ આદિ અનંત દુઃખ અનેકવાર પામે છે. નરકને વિષે પરમાધામી વિગેરે મહા આકરી વેદના ઉપજાવે છે. ત્યાં કોઈ શરણભૂત થતું નથી. પડયા ઉપર પાટુની પેરે બળ્યા ઉપર ક્ષારની પેરે પરમાધામીઓ પૂર્વે કરેલાં મહા પાપોને સંભળાવી સંભળાવી બહુ બહુ સંતાપે છે. તે સર્વ નહિ સહન થઇ શકવાથી તેઓ મહા પોકાર કરે છે, પણ તે સાંભળી કોઇને દયાનો છાંટો આવતો નથી. વજ્ર જેવી કઠીન છાતીવાળા પરમાધામીઓ આવા પાપીઓને પીડતાજ જાય છે. તે વખત પૂર્વે કરેલાં પાપો યાદ આવવાથી ઘણો પરિતાપ ( પશ્ચાત્તાપ ) થાય છે. પણ જેવું જેવું આકરૂં પાપ કર્યું હોય છે તે તે પ્રમાણે વિડંબના–દુઃખ ભોગવ્યા પછીજ ત્યાંથી છુટકો થાય છે. તે પણ શમતાથી ભોગવે તો, નહિં તો મહા આર્ત રૌદ્ર ધ્યાનથી પાછાં ભારે નિકાચિત કર્મ નવાં બાંધી આગળ તેથી પણ આકરાં વધારે દુઃખ ભોગવવાં પડે છે.

આ પ્રમાણે પહેલાં અને પાછી પણ કેવળ દુઃખનેજ દેનારાં આ ઉપર બતાવેલાં સાતે મહા વ્યસનોને બુદ્ધિવંતે પોતાનાજ હિતની ખાતર સંકલ્પ ( નિશ્ચય ) પૂર્વક તજવાં જોઇએ. આ મહા વ્યસનોને સેવનાર ( મન વચન અને કાયાવડે કરનાર, કરાવનાર યા કરનારની અનુમોદના કરનાર )

મહા સંક્લિષ્ટ પરિણામવડે, મહા અશુભ નિકાચિત કર્મ બાંધી પોતાનાજ આત્માને મહા મલીન કરી નરકાદિક અધોગતિ પામી અનંત દુઃખો પામે છે. તેથીજ પરમ કૃપાળુ શ્રી સર્વજ્ઞ પ્રભુએ ભવ્ય જીવોના ભલાની ખાતર ઉપર બતાવેલાં મહા વ્યસનો પરીહરવા પવિત્ર શાસ્ત્રોમાં પ્રસંગે પ્રસંગે ઉપદેશ કરેલો છે. કોમળ હૃદયવાળા પવિત્ર આશયવાળા પ્રાણીઓ તેવો પવિત્ર ઉપદેશ પામીને પૂર્વોકત સાત મહા વ્યસનોનો જેમ બને તેમ શીઘ્ર અવશ્ય ત્યાગ કરે છે. કેવળ અર્ધદગ્ધ યા દુર્વિદગ્ધ દુર્ભાગી જીવોજ તેવા સદુપદેશનો અનાદર કરી કુમતિની કદર્થનાને સહન કરતા આપમતિએ અવળા ચાલે છે. તેઓની છાતી તેવાં ઘોરકર્મ કરવામાં અત્યંત કઠીન વજ્ર જેવી હોવાથી તેઓ બાપડા નરકાદિક મહા દુઃખોનાજ અધિકારી છે. તેમજ તેવા સદુપદેશાદિકને વિરહે અનાદિના અવળા અભ્યાસવડે તેવાં કુકર્મોને સેવનારના પણ તેવાજ હાલ થાય છે આ ઉપદેશનું તાત્પર્ય એ છે કે—પૂર્વ પુણ્યયોગે પ્રાપ્ત થયેલી સદ્ગુરૂ આદિ ઉત્તમ સામગ્રીનો લાભ લેઇ જેમ બને તેમ શીઘ્ર પૂર્વોકત સાતે મહા વ્યસનોનું સ્વરૂપ યથાર્થ ( સહેતુક ) સમજી તેઓનો અવશ્ય સંકલ્પ પર્વક ત્યાગ કરવો એજ દરેક બુદ્ધિવંત દેહધારીનું કર્તવ્ય છે.

છતી સામગ્રીનો અનાદર કરી આગળ ઉપર પ્રાપ્ત થનાર સામગ્રી યોગે સાધવાની આશા કેવળ દુરાશા રૂપજ છે. કેમકે તેવાં સત્ સાધન વિના તેવી ઉત્તમ સામગ્રીનો જન્માંતરે લાભ થવો સંભવિતજ નથી. અજ્ઞાનવશે અતીત અનંત કાળ તો એમનો એમ વ્યર્થ ગમાવ્યો, અને અત્યારે પણ પૂર્વ સંચિત યોગે પ્રાપ્ત થયેલી સત્ સામગ્રીનો લાભ લઈ શકતો નથી, તે મંદ ભાગ્ય યા હત ભાગ્ય દુર્ભવ્યને આગળ અવશ્ય બહુ શોચવું પડશે. પૂર્વ પુણ્ય

યોગે પ્રાપ્ત થયેલો આ ઉત્તમ મનુષ્ય ભવ સદ્ગુરૂ સમાગમાદિ રૂપ સત્ સામગ્રીનો છતો લાભ પામી પ્રમાદ મહા શત્રુને વશ પડી ચિંતામણી રત્ન સદૃશ ધર્મનું આરાધન કરતા નથી તે મૂઢ-પામર પ્રાણીઓ ખરેખર ચતુર્ગતિ રૂપ સંસાર અટવીમાં બહુવાર રઝળી મહા દુઃખ વિટંબના પામે છે અને પામશે, માટે દુઃખથી ડરનારા અને સુખના અર્થી જીવોએ અવશ્ય પ્રમાદના પાશથી છૂટી સ્વશ્રેય સાધવા ન ચૂકવું. અત્યારે થોડા વખતમાં સ્વાધીનપણે અલ્પ કષ્ટે ધારે તો આત્મ સાધન થઈ શકે તેમ છે, પણ પ્રમાદથી આ અમૂલ્ય તક ચૂકયો તો પછી પાછું ઠેકાણું પડવું મહા મુશ્કેલ છે. પછી તો પરાધીનપણે પૂર્ણ દુઃખ દરીઆમાં ડુબ્યા છતાં કોઈ પણ શરણભૂત થનાર નથી. શ્રી શત્રુંજય મહાત્મ્ય વિષે કંડૂરાજાના અધિકારે શ્રી ધનેશ્વર સૂરિજી કહે છે કે

"धर्मेणाधिगतैश्वर्यो, धर्ममेव निहंति यः ।
कथं शुभायतिर्भावी स स्वामीद्रोह पातकी." ॥

સારાંશ એ છે કે પૂર્વે સેવેલા ધર્મનાજ પ્રભાવે કરી સર્વ સંપત્તિ પામ્યા છતાં જે મૂઢ બુદ્ધિ ધર્મનેજ હણે છે તે સ્વામીદ્રોહ કરનાર મહા પાતકીનું શ્રેય શી રીતે થશે? અર્થાત્ કદાપિ થઈ શકવાનું નહિ. એક સામાન્ય રાજાનો આજ્ઞાભંગ રૂપ મહા અપરાધ કરનારને મહા દુઃખ સહન કરવું પડે છે તો ત્રિજગત્-ગુરૂશ્રી જિનેશ્વરદેવે પરમ કરૂણા -હિત બુદ્ધિથી ફરમાવેલી હિત-શિક્ષા રૂપ ઉત્તમ આજ્ઞાનું તદન ઉલ્લંઘન કરી મદોન્મત્ત બની કેવળ વિષય સુખનીજ લાલચમાં લપટાયેલા અતિ દીન-પામર પ્રાણીઓને કેટલું બધું આગળ ઉપર સહન કરવું પડશે? અહો! મોહમદીરાના મોટા નિશામાં મગ્ન થઈ ગયેલા તે મહા મૂઢ જનોને તે સંબંધી ખ્યાલ પણ આવતો નથી કે અત્યારે એક ક્ષણભર

સુખ તે પણ અતિ તુચ્છ-કલ્પિત અને તેનો વિપાક-પરિણામ મહા ભયંકર-અવશ્ય ભોગવવોજ પડશે.

વિષયો કિંપાકના ફળની જેમ પ્રથમ મુગ્ધ જીવોને મિષ્ટ લાગે છે, પણ અંતે મહા અનર્થ ઉપજાવ્યા વિના રહેતા નથી. ખરજવાળાને ખરજ ખણતી વખતે જો કે મિઠાશ ઉપજે છે, પણ પરિણામે ઘણો પરિતાપ થાય છે. ગ્રીષ્મ ઋતુમાં તૃષાતુર થયેલા મુગ્ધ મૃગલા મૃગતૃષ્ણા (ઝાંઝવાના જળ) દેખી દોડે છે, પણ તે બાપડા કષ્ટ માત્ર ફળ પામે છે તેમ વિષયાતુર જીવો તે તે વિષય વિષે સુખના ભ્રમથી દોરાઈ મહા દુઃખ વિટંબના પામે છે. આમ સમજી ચતુર શીરોમણી જનો નિરંતર ચેતતાજ રહે છે, જેથી કદાપી તેઓની આવી અવદશા થતીજ નથી.

કેટલાક મુગ્ધો તો બે સમજથી તે તે વ્યસનાદિક મહા પાપો જો કે આમ વ્યવહારથી સેવતા દેખાતા નથી, તોપણ તે તે બાબતની તત્વતઃસમજ વિના, શ્રી જિનેશ્વર દેવ યા નિગ્રંથ મુનિરાજના પરમ કરૂણામય સદુપદેશનો પ્રમાદ પરવશ પડી અનાદર કરવાથી-તે તે મહા વ્યસનાદિકનો નિયમ ( સંકલ્પ પૂર્વક ત્યાગ ) નહિ કરવાથી પાપના ભાગી તો થાયજ છે. તે તે વ્યસનાદિકનો ત્યાગ કરવા જે દઢ સંકલ્પ કરવો જોઇએ તેની ખામીથી તે તે મહા પાપ સેવનારની પેઠે પોતે પણ પાપના ભાગી થયાજ કરે છે.

કેટલાક જીવો અજ્ઞાન દશાથી એમ બોલતા જણાય છે કે જે કામ આપણે કરતાજ નથી તેનુ પચ્ચખ્ખાણ લેવાનુ શું પ્રયોજન છે ? આ આદિ અનેક કુતર્કો વડે અન્ય મુગ્ધ જીવોને પણ ભ્રમમાં નાંખી સ્વચ્છંદ રીતે મિથ્યા-માર્ગની પુષ્ટિ કરે છે, તેમને તેમના કુતર્કોનું સમાધાન કરવા **શ્રી ઉમાસ્વાતિ વાચક કૃત શ્રાવક પ્રજ્ઞપ્તિ** મૂળ-ટીકા કે ભાષાંતર મનન પૂર્વક વાંચવાની કે સાંભળવાની ખાસ

ભલામણ કરીએ છીએ. આ સંસાર ભ્રમણ કરવાના મૂળ કારણ ભૂત રાગ દ્વેષ અને મોહાદિકથી સર્વથા મુક્ત થએલા સર્વજ્ઞ પ્રભુના પરમ પવિત્ર પ્રવચનપર પૂર્ણ વિશ્વાસ રાખવો એ ભવભીરૂ ભવ્ય સત્વોનું ખાસ કર્તવ્ય છે. તેવા સર્વજ્ઞ પ્રભુના સાક્ષાત્ વિરહે સર્વત્ર અવિરોધી આગમો યા આગમધરોજ આત્માર્થી મુમુક્ષુ વર્ગને તેમજ દુઃખથી ડરી સુખની ચાહના રાખનાર પ્રાણીઓને ખાસ નિયામક છે. તેમનીજ ઉપેક્ષા કરી સ્વચ્છંદપણે કેવળ વિષય સુખનીજ આશંસામાં પડી જનાર પાપી પ્રાણીઓ પરભવને વિષે અને ક્વચિત્ આ ભવને વિષે પણ મહા પશ્ચાતાપ પામે છે. તેમના હિતની ખાતર અહીં પ્રસંગે લેશમાત્ર કહેવાયું છે, બાકી તો પૂર્વ મહા પુરૂષોએ તે તે માંસાદિ મહા વ્યસનોના સેવનારાની થયેલી અને થતી દુર્દશા વર્ણવીને અનેક રીતે અનેક ઠેકાણે તે તે મહા વ્યસનોનો પ્રતિષેધ કર્યો છે. તેમજ તે તે વ્યસનાદિકથી સંકલ્પ પૂર્વક વિમુખ રહેનાર અર્થાત્ તે તે માંસાદિક મહા વ્યસનોનો ત્યાગ-નિયમ કરનાર સત્પુરૂષોના દાખલા ટાંકી અન્ય ભવ્ય પ્રાણીઓને પ્રેરણા કરેલી છે. બુદ્ધિવંતે કોઈ પણ કામ તેનું પરિણામ વિચારવા પૂર્વકજ કરવાનું છે, તેવો યોગ્ય વિચાર કર્યા વિના જે સહસા કામ કરે છે તેને બહુધા પશ્ચાતાપ કરવાનો પ્રસંગ આવે છે. શાસ્ત્રકાર કહે છે કે-

**" હોય વિપાકે દશ ગણું રે એકવાર કિયું કર્મ;**
**શત સહસ્ર કોટિ ગમેરે, તીવ્ર ભાવના મર્મરે, પ્રાણી?**
**જિનવાણી ધરો ચિત્ત. "**

પરમાર્થ એવો છે કે કોઈ પણ અકૃત્ય સામાન્ય રીતે મોહ કે અજ્ઞાનનેવશે કર્યું તો તેને બદલે દશ ગુણો દંડ તો ભોગવવોજ પડે છે, પણ જો તેજ અકૃત્ય રાચી માચીને અત્યંત સંક્લિષ્ટ પરિણામે કરવામાં આવે તો તેના પ્રમાણમાં

સો ગુણો, હજાર, લાખ, ક્રોડ, ક્રોડા ક્રોડ યાવત્ અસંખ્ય યા અનંત ગુણો દંડ સહન કરવો પડે છે.

આ પ્રમાણે સમજી માંસાદિક સાત મહા વ્યસનોથી સર્વથા ઓસરવું એટલુંજ નહિ પણ સર્વ પાપસ્થાનોનો સર્વથા પરીહાર કરવા બનતો પ્રયત્ન કરવો. કેટલાક દુર્વિદગ્ધો ( પંડીત મન્યો ) શિવોઽહં, બ્રહ્માઽસ્મિ, ઇત્યાદિક મિથ્યા ઘોષો કરતા દેખાય છે, પણ તેમનાં આચરણ જોતાં પ્રેક્ષકોને તો તેઓ બ્રહ્મ રાક્ષસો ભાસે છે. કારણ કે માંસ, મદિરા જેવી અતિ નિંદનીક વસ્તુઓ પણ તેઓ તજતા નથી, એટલુંજ નહિ પણ અબ્રહ્મ ( મૈથુન ) સેવનાદિક અગણિત પાપ પંકમાં અહોનિશ સૂકરની પેરે તેઓ રાચે માચે છે. આમ જણાવી તેઓની નિંદાવડે તેઓની વિગોવણા કરવા–કરાવવાનો અમારો આંતર પરિણામ નથી. કિંતુ તેઓ શિવોઽહં ઇત્યાદિ વચન માત્રથી જેવું ઉચ્ચરે છે તેવુંજ ક્રિયામાં મૂકે અર્થાત્ કોઇપણ સચેતન પ્રાણી વર્ગને મનથી, વચનથી કે કાયાથી સ્વયં ( પોતે ) ઉપદ્રવ ન કરે, ન કરાવે, તેમજ કરનારને સારો ન માને, એમ અંતઃકરણથી ઇચ્છીએ છીએ.

જેવું વચનમાં તેવુંજ મનમાં અને તેવુંજ કાયા વડે વર્તાવનાર ( પાળનાર ) નિર્માયી, નિષ્કપટી કે નિર્દંભી કહેવાય છે. પણ મનમાં જૂદો, વચનમાં જૂદો અને કાયામાં જૂદો વર્તનાર તો કેવળ માયાવી, કપટી, કે દંભી તરીકેજ ગવાય છે. તાત્વિક ( ખરો ) શિવ ( શંકર ) કદી કોઇને કોઇ પણ પ્રકારે પોતે પીડે નહિ, બીજા પાસે પીડાવે નહિ તેમજ પીડનાર નીચ અધમની અનુમોદના પણ કરે નહિ, છતાં તેથી તદ્દન વિપરીત વર્તનાર તો એક કેવળ મિથ્યા ડોળઘાલુ માયાવીજ માનવા યોગ્ય છે.

શુદ્ધ નિશ્ચયનયથી જોતાં આત્માને વર્ણ જાતિ કે વે-

દાદિક કંઇપણ ઘટતુંજ નથી, પણ વ્યવહારનયથી કર્મ સં-બંધે જીવોની વિચિત્ર પરિણતિને વશે શાસ્ત્રકારોએ વર્ણા-દિકની વ્યવસ્થા કરેલી દીસે છે. અનુભવ ગોચર પણ તેમજ થાય છે. જો કે શાસ્ત્રકારોએ સામાન્ય રીતે વર્ણાદિકની વ્ય વસ્થા કરી બતાવી છે, તોપણ તેમનો તત્ત્વ ઉપદેશ તો એજ છે કે કેવળ અમુક વર્ણાદિકમાં ઉત્પન્ન થવા માત્રથી તેને તે રૂપજ માની લેવો નહિ, કિંતુ ગુણદોષના વિવેક સાથે તેના આચરણને બરોબર લક્ષમાં લઇને તેમાં અમુક વર્ણાદિકનો આરોપ કરવો. અન્યથા નહિ, કેમકે કોઈ નામ માત્રથી ઉ ચ્ચવર્ણ ગણાતા છતાં પ્રત્યક્ષ મહા ઘોર પાપકર્મના કરનારા પણ જણાય છે. તેમજ નામ માત્રથી નીચજાતિ વર્ણવાળા ગણાયા છતાં પ્રત્યક્ષ રીતે અનેક સદ્ગુણો વડે ઉચ્ચ અધિકારને સંપ્રાપ્ત થયેલા દીસે છે, આવે પ્રસંગે શાસ્ત્રકારોના તત્ત્વ ઉપ-દેશ ઉપર ખાસ લક્ષ રાખવાની જરૂર છે. અન્યથા મતિ-ભ્રમથી વારંવાર સ્ખલના થવાનો સંભવ છે. **ઉપદેશમા-ળાદિક** શાસ્ત્રકર્તાઓએ પણ તત્ત્વ-ધર્મને અવલંબીનેજ જાતિ આદિકની મુખ્યતા કહી નથી. તેવા મહાપુરૂષોનાં વ-ચનનો વિવેકી પુરૂષોએ અવશ્ય આદર કરવો યોગ્ય છે. આપ્ત વચનથી આપણે જાણી શકીએ છીએ કે, ચંડાળ જેવી નીચ જાતિમાં જન્મેલા **મેતાર્થ, હરકેશી** આદિથી પુરૂષો પવિત્ર રત્નત્રયીને સમ્યગ્ પ્રકારે આરાધી મોક્ષપદ સાધી શકયા છે. તેમજ સુલસ જેવા ચંડાલના કુળમાં ઉ-ત્પન્ન થયા છતાં શ્રાવકવ્રતને આરાધી દેવગતિને વરી શકયા છે. માટે તત્ત્વ વિચારે તો ગુણજ નિયામક છે, આથીજ નીચકુળને વિષે ઉત્પન્ન થયા છતાં અનેક સદ્ગુણ શિરોમ-ણિઓ પોતાના પવિત્ર આચરણો વડે જગત્વંદ્ય થઇ પર-મપદ પ્રાપ્ત થયા છે. તેમજ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયા છતાં અનેક દોષોનું સેવન કરી અસંખ્ય મલીન આત્માઓ અ-ધોગતિને પ્રાપ્ત થયા છે. માટે ઉત્તમ કુળમાં અવતરવા મા-

ત્રથી મોક્ષ કદાપિ માની લેવાનો નથી. મોક્ષપ્રાપ્તિને યોગ્ય ઉત્તમ ગુણોનું સેવન કરવાથીજ સર્વ આત્માઓનું શ્રેય થવાનું છે, અન્યથા નહિ એમ સમજી તેવા ઉત્તમગુણો ધારવા અને દોષોનું ઉન્મૂલન કરવા સદા સાવધાન રહેવું બુદ્ધિશાળી જનોને ઉચિત છે. જ્યાં સુધી ઉભયલોક વિરૂદ્ધ માંસ ભક્ષણાદિક મહા પાપોનો પરીહાર કર્યો નથી, ત્યાં સુધી મોક્ષ સંપાદક વિવેક આદિક ઉત્તમ ગુણોની પ્રાપ્તિ થવી અતિ મુશ્કેલ છે. માટે અનંત દુઃખ દાવાનળમાં પચાવનારા આવા મહા દોષોનો સદા સર્વથા પરીહાર કરવા તાત્ત્વિક ( ખરા ) સુખના કામી જનોએ ઉજમાળ થવું ઘટે છે.

## ( પાપસ્થાન પરિવર્જન )

સર્વ પાપપંકને પખાળીને કર્મ સંબંધથી અનાદિ મલીન આત્માને નિર્મળ કરવા પરમ પવિત્ર પરમાત્મ ( કરૂણાળુ ) પ્રભુએ પાપનું સ્વરૂપ યથાર્થ સમજી તેનો જેમ બને તેમ સાવધાન થઇ ત્યાગ કરવા ફરમાવ્યું છે. તે પાપ મલીન અધ્યવસાય જનિત હોવાથી અસંખ્ય જાતિનું છતાં જ્ઞાની પુરૂષોએ સ્થુલ બુદ્ધિને સમજવા માટે તેનો ૧૮ પાપસ્થાનમાં સમાવેશ કરી જણાવ્યો છે. તે ૧૮ પાપસ્થાનના નામ આપણે પ્રાયઃ પ્રતિદિન મુખથી ઉચ્ચરતા યાવત્ તેનો મિચ્છામિદુક્કડં દેતા છતાં તેનું યથાર્થ સ્વરૂપ સમજવામાં આપણે બહુજ પશ્ચાત્ છીએ અને તેથી આપણું તેવું બોલવું પોપટના રામ જેવું કે કુંભારના મિચ્છાદુક્કડ જેવું થાય તેમાં કંઈ નવાઇ જેવું નથી. આપણું બોલવું સાર્થક થઈ આપણે તે તે પાપના બોજાથી મુક્ત થઇએ તેમ તે તે પાપસ્થાનને બરાબર સમજી લક્ષમાં રાખી સાવધાન થઈ તેનો સચોટ ત્યાગ કરવાની જરૂર છે.

(૧) પહેલે **પ્રાણાતિપાતઃ**—પાંચ ઇંદ્રિયો, મન વચન અને કાયા, શ્વાસોશ્વાસ અને આયુષ એ દશ પ્રાણો

કે તે દશ પ્રાણો માંહેના ગમે તેટલા પ્રાણોને ધારણ કરતા પ્રાણીઓ ( એકેંદ્રિયથી પંચેંદ્રિય પર્યંત ) નો અતિપાત એટલે વિનાશ કરવો એટલે જાણતાં કે અજાણતાં પ્રમાદને પરવશ થઇ પ્રાણી વર્ગને પીડા ઉપજાવવી યાવત્ તેમનો ક્ષય કરવો તેનું નામ પ્રાણાતિપાત કહીએ. સર્વ પ્રાણી વર્ગના પ્રાણોને પોતાના પ્રાણો જેવા પ્યારા લેખી-માની તેમને બિલકુલ કિલામણા જે મહાત્માઓ કરતા નથી, તે દમનશીલો પાપાશ્રવ ( પાપનું દ્વાર ) બંધ કરી પોતાના આત્માને મલીન કરતા નથી. કોઈ પણ પ્રાણીને પીડા કરવાનો આપણને હક્ક નથી. પોતપોતાને પ્રાપ્ત થયેલા પ્રાણોને ધારણ કરતા સર્વ જીવો સુખ માને છે-વાંછે છે. તેમના પ્રાપ્ત થયેલા પ્રાણોને અપહરી તેમને સુખનો અંતરાય કરવો, યાવત્ તેમના પ્રાણ લેતાં જે પરમ અસમાધિ ઉપજાવવી તે તત્ત્વથી વિચારતાં પોતાના ભાવિ દુઃખનું મૂળ કારણ છે.

( ૨ ) બીજે **મૃષાવાદ**—મૃષા કહેતાં મિથ્યા વા અસત્ય અને વાદ એટલે વદવું તે અસત્ય બોલવું. મિથ્યા—વિના પ્રયોજન-અસંબંધ ભાષણ કરવું, સ્વપરને હિત ન થાય તેવું અણવિચાર્યું અપ્રિય કટુક બોલવું તે મૃષાવાદ કહેવાય. કદાગ્રહવડે સત્ય-ધર્મ વિરૂદ્ધ ભાષણ કરી સ્વપક્ષ સ્થાપન કરવો તે મહા મૃષાવાદ સમજવું.

સાધુ વ્રત અંગીકાર કર્યા છતાં કદાગ્રહ વડે જે આવું મહા અસત્ય બોલે છે-પ્રરૂપે છે. તેને ભ્રષ્ટાચારી મહા મૃષાવાદી સમજવા. અસત્ય બોલવાથી ઘણા અવગુણ છે, અને સત્ય, હિત ને મિત ભાષણ કરવામાં ઘણા ગુણો છે, છતાં **વસુરાજાની** જેવા કેટલાક મૂઢ જીવો ખોટી દક્ષિણ્યતામાં દોરવાઈ જઈ મિથ્યા લોકપ્રવાહમાં તણાઈ પોતાના આત્માને ભારે જોખમમાં ઉતારે છે, તેમજ કેટલાક મહામતિમૂઢ મા-

નવો તો કેવળ મિથ્યા માનના માર્યા પોતાનું કહ્યું સાચું કરી દેખાડવા ખાતર મિથ્યા વાગ્જાળ રચી પોતેજ મહા કષ્ટમાં ઉતરે છે, એટલુંજ નહિં પણ બીજા મુગ્ધ મૃગલા જેવા ભોળા જનોને વાગાડંબરથી ભ્રમાવી મહા સંકલેશમાં ઉતારે છે. કોઈક વિરલા નર રત્નોજ તટસ્થ વૃત્તિધારી શ્રી વીતરાગ સર્વજ્ઞ વચનને અનુસરી સ્વહિત સાચવી શકે છે. તેવા દુર્ધર સત્યવ્રતને ધારણ કરનાર સત્ત્વવંત નરોનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. તે ઉત્તમ આશયવંતો **શ્રી કાલીકાચાર્ય** મહારાજની પેરે સર્વત્ર સુખ યશવાદ પામે છે, દેવતાઓ પણ તેઓની હોંશે સેવા બજાવે છે; યાવત્ અનંત સુખ સંપત્તિને સ્વાધીન કરે છે. જે મહાશયો પ્રાણાંતે પણ અસત્ય વદતા નથી, અને સત્ય માર્ગ તજતા નથી, તેઓ અંતે અવશ્ય અક્ષય સુખ પામે છે. દુર્ધર સત્યવ્રત ધારણ કરવા ઈચ્છનાર સદાશયે નિરંતર ઉપદેશમાળાકાર **શ્રી ધર્મદાસગણિ** મહારાજે ઉપદેશમાળામાં કથેલી નીચેની ગાથા સરહસ્ય યાદ કરી રાખવી ઘટે છે.

**महुरं निउणं थोवं, कज्जावडिअं अगव्वि अमतुच्छं;**
**पुव्विं मइसंकालिअं, भणिअं जं धम्मसंजुत्तं.** १

પરમાર્થ એ છે કે સત્ય–પ્રિય સત્પુરૂષે સત્યના લાભની ખાતર કંઈ પણ ભાષણ કરતાં આટલી સરતો ખાસ ખ્યાલમાં રાખવી જોઇએ. પ્રથમ તો જે વચન વદવું તે મિષ્ટ (સામાને ગમે તેવું મિઠાશવાળું) જ બોલવું. પણ કટુક (સામાને ઉલટો ખેદ ઉપજાવે એવું કઠોર) ભાષણ ન કરવું તે પણ ન્યાય યુક્તિથી સામાના દીલમાં ઉતરે–તેનો પરમાર્થ તેનાથી ગ્રહણ થઇ શકે તેવી ચતુરાઈથી ઉચ્ચરવું. તે પણ જોઇએ તેટલુંજ પ્રમાણોપેત પણ સામાને અંતે અભાવ કે અરૂચિ પેદા કરે તેટલું બધું હદ બહાર જલ્પવું નહિ. તે પણ પ્રસંગને અનુકૂલ અર્થાત્ ચાલતા વિષયને લાગુ પ-

ડતું પણ અતિપ્રસંગ વિષયાંતર થઇ ન જાય તેવું ઉપયોગ પૂર્વક બોલવું. અર્થાત્ ખાસ જરૂર જણાય તેટલુંજ મિત ભાષણ કરવું. તે પણ ગર્વ અહંકાર રહિત યોગ્ય આદરથી પોતાની ફરજ વિચારીને બોલવું, પણ મદાંધ થઇને મદના તોરમાં જેમ આવે તેમ નહિં. તે પણ ભો મહાનુભાવ ! ભો દેવાનુપ્રિય ! ભો ભદ્ર ! ઇત્યાદિક સામાના ચિતને સોહાવે તેવા સંબોધન પૂર્વક વદવું પણ જેમ તેમ તુંકારાદિક અથવા અનિષ્ટ સંબોધનથી નહિં. તે પણ પૂર્વે ( બોલ્યા પહેલાં ) પરિણામ વિચારીને એટલે આમ બોલવાથી પ્રાયઃ આવોજ પરિણામ આવશે એમ બુદ્ધિના બળથી વિચારીને વદવું પણ સહુસા પાછળથી વિમાસવું પડે તેવું ન બોલવું. તોપણ પૂર્વાપર કોઈ પણ રીતે ધર્મને બાધક ન આવે કિંતુ વીતરાગ-વચન સાપેક્ષ હોવાથી એકાંત ( નિશ્ચયથી ) સદ્ગુણની પુષ્ટિજ કરે તેવુંજ વચન વિવેકવડે વિચારીનેજ વદવું કેમકે સાપેક્ષ ( વીતરાગ વચનનું રહસ્ય વિચારી લક્ષમાં રાખી ) વદનારનેજ સદા સુખ છે. તેનો વ્યવહાર તેથી સાચો છે; અને વીતરાગ વચનનો અનાદર કરી નિરપેક્ષપણે ( સ્વચ્છંદતાથી ) વર્તનાર અર્થાત્ આપ મતે બોલનાર અને ચાલનારનો વ્યવહાર ખોટો હોવાથી તેને સર્વતઃ હાનિ છે. આપ્ત ( સર્વજ્ઞ-કેવલી ) ના વચનને યથાર્થ અનુસર્યા વિના કદાપ કોઇ પણ જીવનું કલ્યાણ થયું નથી તેમજ થવાનું નથી. એમ સમજીને સહૃદય સજ્જનો સદા તેનેજ અક્ષરશઃ અનુસરવા સાવધાનતા ધારે છે; એક ક્ષણ પણ પ્રમાદ સેવતા નથી. કદાચ તદ્વત્ આચરી શકતા નથી અર્થાત્ આપ્ત ઉપદિષ્ટ માર્ગનો યથાર્થ અમલ કરી શકતા નથી તોપણ તે માર્ગની દઢ શ્રદ્ધા સાથે શુદ્ધ પ્રરૂપણા કરવા ચુકતા નથી. પ્રમાદ પરવશ પ્રાણીને આ પંચમ કાળમાં શુદ્ધ પ્રરૂપણા પ્રાણાંત સુધી કરવી એ ઓછું દુષ્કર કામ નથી. કેમકે તેમ કરતાં અર્થાત્ વસ્તુ સ્વરૂપ યથાર્થ પ્રકાશતાં સ્વદોષો સ્વાભાવિક

રીતે સહૃદય શ્રોતાજનોને પ્રગટપણે સમજાઈ જાય છે, છતાં દુર્ધર માનનું મર્દન કરી આવી વિશુદ્ધ પ્રરૂપણા કરવી તે કંઇ સહજ ( નાની સૂની ) વાત નથી. આનું નામ સંવિજ્ઞ પક્ષીપણું કહેવાય છે. તેને ધારણ કરનાર વર્ગ શુદ્ધ સંવિજ્ઞ ( યતિ ) ધર્મને સેવનારા શુદ્ધાશયોનો બહુ રાગી હોય છે. શાસ્ત્રકારે મોક્ષના ત્રણ માર્ગ કહ્યા છે, તેમાં પહેલો શુદ્ધ યતિ માર્ગ, બીજો શુદ્ધ શ્રાવક માર્ગ અને ત્રીજો સંવિજ્ઞ પક્ષી માર્ગ. ઉપર બતાવેલા મૃષાવાદથી તે ત્રણે વર્ગવાળા અત્યંત બીધેલા હોય છે. આપણા સર્વના હૃદયમાં તે પવિત્ર સત્યવ્રત સદાને માટે વસો ! અને મહા દુષ્ટ મૃષાવાદ નામે મહા દોષ આપણુ સર્વથી નિરંતર દુર રહો.

( ૩ ) ત્રીજે **અદત્તાદાન**—અદત્ત એટલે નહિ દીધેલાનું, આદાન એટલે ગ્રહણ કરવું તે–ખોટા ઈરાદાથી પરાઈ વસ્તુનું ઉચાપત કરવું તે ત્રીજું પાપસ્થાનક ગણાય છે. ચોરી જાતે કરવી, કરનારને સહાય આપવી કે ચોરાઉ વસ્તુ વોહોરવી યા સંઘરવી, કૂડાં માનમાપાં કરી, સારી નરસી વસ્તુનો ભેળ સંભેળ કરી પરને ઠગવા, વિશ્વાસઘાત કરવો, દાણચોરી કરવી વિગેરે એ પાપસ્થાનકમાં સમજવું. ચોરીનો માલ છીકે ચડે નહિ, ચોર જંપીને બેસે નહિ, અહોનિશ ભયાતુર રહે, રાજ્યદંડાદિક અનેક દોષો પ્રગટે અને પરભવમાં ગધેડાદિકના નીચ અવતાર પામી પારકું દેણું વાળવું પડે, માટે સુશ્રાવક સદા તેથી ડરતો ચાલે, રાજાદિક સર્વ તેની પ્રતીતિ કરે, વ્યવહારમાં સ્ખલના ન પામે બીજા પણ તેને દેખી ધર્મ પામે અને પરભવમાં પ્રાયઃ મહર્ધિક દેવ તરીકે ઉત્પન્ન થાય.

( ૪ ) ચોથે **મૈથુન**—મિથુનક્રિયા ( દેવ, મનુષ્ય કે તિર્યંચ સંબંધી વિષયક્રીડા કરવી તે ) ચોથું પાપસ્થાન છે. કિંપાકના ફળની પેરે પ્રથમ તો તે મિષ્ટ લાગે છે પણ

પરિણામે વિરસ છે. યાવત્ પોતાના સત્ચરિત્ર પ્રાણને અપહરે છે. જગત્માં વિવેકવિકળ બની વારંવાર વગોવાયછે. લુબ્ધ, લંપટ અને નાદાનની પંક્તિમાં ગણાય છે. વિષયઇંદ્રિને પરવશ થઈ અંતે **રાવણની** જેમ ખુવાર થાય છે. તેનેજ વશ કરનાર શ્રી **રામચંદ્ર**ની પેરે જયશ્રી વરે છે, **સુદર્શન શેઠ**ની જેમ શાસન દીપાવે છે અને અત્રઇચ્છિત ફળ મેળવી પરભવમાં પરમ સુખ મેળવે છે; માટે ઉકત પાપસ્થાન આદરથી તજી દેવું.

(૫) પાંચમે **પરિગ્રહ**–ધન ધાન્યાદિક વસ્તુઓ વિષે પરિ (સમસ્ત પ્રકારે) ગ્રહ (આગ્રહ, મૂર્ચ્છા, મતત્વ) તે પાંચમું પાપસ્થાન પરિણામે મહા અનર્થકારી છે. લક્ષ્મી આદિકમાં અપરિમિત લોભથી અનેક વખત મહા કષ્ટ વેઠવાં પડે છે. બહુ પાપ સેવી પૈસો મેળવી તેમાં અત્યંત મૂર્છા રાખી મરવાથી ફણિધર આદિકના અવતાર પામી પરને બહુ ત્રાસદાયક નીવડી અંતે અધોગતિ પામેછે; માટે અતિલોભ તજી અવશ્ય સંતોષ ભજવો, જેથી, આ ભવ અને પરભવ સુધરી શકે.

(૬) છઠ્ઠે **ક્રોધ**—ક્રોધ (ગુસ્સે થઇ પરને આક્રોશાદિ કરવા તે) ને જ્ઞાનીઓએ કૃશાનુ એટલે અગ્નિ સમાન કહ્યો છે. જ્યાં તે પ્રગટે છે, ત્યાં ગુણ સાફ કરી આગળ સામાને લાગી બાઝે છે, પણ જો ઉપશમ જળનો જોગ મળે તો આગળ વધી બીજા (ઉપશમ–ક્ષમાવંત) ને નુકશાન કરી શકતો નથી. અર્થાત્ ક્રોધને વારવાનો ખરો ઉપાયજ ઉપશમ ભાવ છે. કહ્યું છે કે,

**ક્ષમા સાર ચંદન રસે, સિંચો ચિત્ત પવિત્ત;**
**દયા વેલ મંડપ તળે, રહો લહો સુખ મિત્ત. ૧**
**દેત ખેદ વર્જિત ક્ષમા, ખેદ રહિત સુખરાજ;**
**ઈણમેં નહિ અચરિજ કીશો, કારણ સરિખોકાજ. ૨**

માટે શાંત સુખના અર્થી જીવે ખેદરહિત ક્ષમા ગુણ ધારી સ્વપરનો ઉપકાર કર્યા કરવો.

( ૭ ) સાતમે **માન**—અહંકાર, અભિમાન, મદ આદિ તેના પર્યાયો છે. મોક્ષનગરે જતાં માનરૂપી મોટો પર્વત આડો આવે છે–નડે છે, નમ્રતા તેનો વજ્રની જેમ ભેદ કરી નાંખે છે. માનથી રાવણ દુર્યોધન જેવા પાયમાલ થયા; માન સર્વ ગુણોનો ભંજક છે, માટે માન મૂકી વિનયને ભજવો

( ૮ ) આઠમે **માયા**—દંભ, છળ, પ્રપંચ, કપટ વિગેરે તેના પર્યાયો છે. દંભી માણસ પોતાના દોષો છુપાવવા અને લોકમાં પોતાનો માન મરતબો વધારવા મથે છે; પણ અંતે 'દગો કોઈનો સગો નહિં', એ ન્યાયે પાપનો ઘડો ફુટવાથી મોટો ફિટકાર પામી વગોવાય છે, તેનો પછી કોઇ વિશ્વાસ કરતું નથી, તે કપટીની સર્વ ધર્મ ક્રિયા પણ નિષ્ફળ થાય છે, માટે વક્રતા તજી સરળતા ભજી મન શુદ્ધ કરવું. જ્યાં સુધી મનનો મેલ ધોયો નથી ત્યાં સુધી બહારનો સર્વ આડંબર ફોક છે, માટે માયા તજવી.

( ૯ ) નવમે **લોભ**—અસંતોષ, તૃષ્ણાદિ તેના પર્યાયો છે. સર્વ અનર્થોનું મૂળ લોભ છે. કહ્યું છે કે

**આગાર સબહી દોષકો, ગુણ ધનકો બડ ચોર;**
**વ્યસન વેલ્લીકો કંદ હૈ, લોભ પાસ ચિંહું ઓર. ૧**
**લોભ મેઘ ઉન્નત ભયે, પાપ પંક બહુ હોત;**
**ધર્મ હંસ રતિ નહુ લહે, રહે ન જ્ઞાન ઉદ્યોત. ૨**
**કોઉ સયંભૂ રમણકો, જે નર પાવે પાર;**
**સોભી લોભ સમુદ્રકો, લહે ન મધ્ય પ્રચાર, ૩**

છતાં તેનો પાર પામવાનો ખરો ઉપાય એક સંતોષ જ છે. જેમ જેમ લાભ મળતો જાય છે તેમ તેમ લોભીનો લોભ પણ વધતો જાય છે; જો આકાશનો અંત આવે તો તેની ઇચ્છાનો અંત આવે. અર્થાત્ આકાશની પેરે ઇચ્છા.

અનંતી હોવાથી લોભીની તૃષ્ણાનો પાર આવતોજ નથી. તેને બહુ દુઃખ વેઠવું પડે છે. કહ્યું છે કે–**न तृष्णा परोव्याधि** એટલે તૃષ્ણા શિવાય એકે વ્યાધિ નથી. સર્વ સુખનું સાધન સંતોષ છે. યતઃ **न तोषात् परमं सुखं** અર્થાત્ સંતોષ શિવાય કોઈ મોટું સુખ નથી; માટે સાચા સુખના અર્થીએ સંતોષનેજ સેવવો.

( ૧૦ ) દશમે **રાગ**—( **रंजयत्यसौ रागः** ) આત્માનું શુદ્ધ સ્ફટિક જેવું સ્વરૂપ બદલી જેના વડે તે રંજિત થાય તે રાગ. રાગ મોહ રાજાનો મોટો પુત્ર ગણાય છે અને તેનું પરાક્રમ કેશરીસિંહ જેવું હોવાથી તે એકલો જગત્ માત્રનો પરાભવ કરી શકે છે. હું અને મારૂં—મમતા રૂપી પાસમાં તે મુગ્ધ મૃગલાઓને પકડયાજ કરે છે, તેની સામે ટક્કર લેવી સહેલી નથી, તેથી વિવેક શિખરપર ચડી અપ્રમત્ત પુરૂષવરોજ તેની સામે ટકી શકે છે. તોપણ જેમ જેમ મોહ મમતાને તજી ધર્મ મહારાજનું શિક્ષણ લેવાય છે તેમ તેમ રાગાદિક દુશ્મનો પાતળા પડી અંતે પોબારા ભણી જાય છે.

( ૧૧ ) અગિયારમે **દ્વેષ**—આ પણ મોહનોજ પુત્ર અને રાગનો સગો ભાઈ છે. જ્યાં રાગ ત્યાં દ્વેષ હોયજ છે. શુદ્ધ સ્ફટિકપર મૂકેલા કાળા ફૂલની પેરે તે આત્માના શુદ્ધ સ્વભાવને બદલાવી મહા અશુભ મલિન–શ્યામ કરી નાંખે છે. દ્વેષના જયનો ઉપાય રાગના જેવોજ છે.

( ૧૨ ) બારમે **કલહ**—કલેશ, કલહ, વઢવાડ સર્વ એકાર્થ છે. કલહ સર્વ અલચ્છી–દારિદ્રનું કારણ છે. સુખ સંપત્તિને ઇચ્છનારે કલેશ–કજીઆને જડમૂળથી કાઢી શાંતિ ભજવી.

( ૧૩ ) તેરમે **અભ્યાખ્યાન**—અભિ–આખ્યાનં એટલે ખોટો આરોપ મૂકવો; કોઇનાપર ખોટું તહોમત મૂકવું, કોઇને ખોટા કલંકથી દોષિત કરવું એ મહા દુષ્ટ સ્વ-

ભાવ સમજવો. જ્ઞાની પુરૂષો એવાને કર્મચંડાલ કહે છે. જાતિચંડાલ કરતાં પણ કર્મચંડાલ મહા પાપી છે; કેમકે તે દુષ્ટ ગુણી ધર્મી જનોની પણ ખણખોદ કર્યા કરે છે. યાવત્ મહાધર્મીષ્ટ જનોને પણ મોટા સંકટમાં ઉતારી પોતે તમાસો જુએ છે. આવા નીચ લોકોનું નામ લેતાં કે મુખ જોતાં પણ પાપનો પ્રસંગ આવે એમ જ્ઞાની પુરૂષો શાસ્ત્રમાં બોલે છે. એમ સમજી શાણા જનોએ કદાપિ એવી કુટેવ પાડવી નહી; પડી હોય તો તરત તજવી.

(૧૪) ચૌદમે **પૈશુન્ય**—પિશુન એટલે ચાડીઓ, તેનું કૃત્ય ચાડી–પૈશુન્ય કહેવાય છે. આ પાપકર્મ કરનાર પણ મહા દુષ્ટ સ્વભાવી ગણાય છે. અહોનિશ આવી કુટેવથી આર્ત-રૌદ્ર ધ્યાન ધરતો છતો મરીને મહા માઠી ગતિ પામે છે, ‘ બાળકોનું હસવું અને દેડકાનું ખસવું ’ એ કહેવત મુજબ ચાડીખોરોને તો કૌતુક થાય છે ત્યારે તેમાં કેટલાકના અતિ પ્રિય પ્રાણ જાય છે. પોતાને હાંસી થાય છે ત્યારે કેટલાકના અતિ કિમતી જાનો ભારે જોખમમાં આવી પડે છે, વળી પોતાની ભૂલ જો અવસર પામી સુધારી લેવાતી નથી તો પોતાનાંજ શસ્ત્ર પોતાને વાગે છે, અર્થાત્ પોતેજ તેથી મોટા કષ્ટમાં આવી પડે છે. અંહા દુર્જન સ્વભાવ તો જુઓ ! પોતાનું કંઇ પણ વળે નહિ, છતાં પોતાને તથા પરને કેવા દુઃખના ખાડામાં ઉતારે છે, અને આ ભવમાં અનેક આપદાઓ પામી દુર્ગતિને શરણ થાય છે. એમ સમજી વિવેક આણી સ્વપર દુઃખદાયક ચાડી ખાવાની કુટેવ યત્નથી પરીહરવી.

( ૧૫ ) પંદરમે **રતિ–અરતિ**—અનુકૂળ–મનગમતા પદાર્થો ઉપર રાગ ધરવો અને પ્રતિકૂળ–અણગમતા પદાર્થોપર ખેદ ધરવો. સમભાવ ધરવા યોગ્ય પદાર્થો વિષે આમ મમત્વવડે રાગદ્વેષ કરી મુંઝાઇ જવું એ સમભાવવડે કરી પ્રાપ્ત કરવા યોગ્ય ઉત્તમ પ્રકારના સમ સુખમાં મહા અં-

તરાયભૂત અને મનની મલીનતા કરનાર મોટું પાપસ્થાનક છે અને તેથીજ વિચક્ષણ જનોએ આવા દરેક પ્રસંગે સમભાવે રહેવું ઘટે છે.

( ૧૬ ) સોળમે **પર પરિવાદ**—પરનિંદા-અપકર્ષ અને આત્મશ્લાઘા-આત્મોત્કર્ષ કરવા રૂપ આ પાપસ્થાન અતિઘોર છે. જેમ મૃષાવાદી, પરને ખોટાં આળ દેનાર, અને ચાડીખોર કર્મચંડાળ કહેવાય છે તેમ પરનિંદા કરી કેવળ ખોટી આપ બડાઇ કરનારો પણ ઉક્ત પંક્તિથી બહાર નથી. અર્થાત્ તે પણ કર્મચંડાળજ છે. જો કે સ્વમુખથી પરમળ લઈ પોતાના અંગને મલીન કરીને સામાને ઉજવળ કરનારા આવા દુર્જનો પણ સજ્જનોને તો એક રીતે ઉપગાર કર્તા થઇ પડે છે તો· પણ તેના અતિ અનાર્ય આચરણથી ઘોરાતિઘોર નરક નિગોદાદિક દુઃખના ભાગી થતા તેઓને દેખીને સજ્જનોનું કોમળ હૃદય કમકમે છે-કંપી ઉઠે છે. માટે આ અતિ અનિષ્ટ અનાર્ય ટેવ અવશ્ય ટાળી સજ્જનતાજ સદા સજવી. ભૂલે ચૂકે પણ દુર્જનના દુષ્ટ રસ્તે દોરાવું નહિ. જો પોતાનું ભલું ઇચ્છતાજ હો તો ઉક્ત હિતશિક્ષા કદાપિ પણ વિસરશો નહિ; પણ ક્ષણે ક્ષણે સંભારીને ચાલશો.

( ૧૭ ) સત્તરમે **માયા મૃષાવાદ**—એક તો માયા-કપટ અને બીજું મૃષા-અસત્યનું સાથે સેવવું-એટલે કહેવું કંઇ અને કરવું કંઈ. કુંભારવાળા મિચ્છામિ દુક્કડ જેવું આપમતિવડે અવળા ચાલ્યા છતાં પોતાની શાહુકારી જણાવવી, કેવળ દંભવૃત્તિ સેવતાં છતાં બહારથી અચ્છો ડોળ રાખવો બગવૃત્તિ ધારી જગત્‌ને ઠગવું. પોતે અનેક દોષદૂષિત છતાં જેમ લોકોના જાણ્યામાં ન આવે એટલુંજ નહિં પણ પોતે મહા ગુણશાળી છે એમ લોકો જાણે તેમ પ્રપંચથી વર્તી જેમ પોતાની પૂજા માનતા વધારે થાય

તેમ ભવનો ડર એક કોર મૂકી વર્તે તે સર્વ આ મહા પાપસ્થાનમાં અંતર્ભૂત થાય છે. **શ્રીમદ્ યશોવિજયજી** મહારાજ કહે છે કે “**એ તો વિષને વળીય વઘાર્યું, એતો શસ્ત્રને અવળું ધાર્યું, એતો વાઘનું બાળ વધાર્યું હોલાલ, માયામોસ૦**” બરાબર વિચારી જોતાં માલુમ પડશે કે આ સતરમું પાપસ્થાન સર્વથી ભારે છે, એમ જાણી સજ્જનોએ એનાથી વધારે ડરતા રહેવાની જરૂર છે.

( ૧૮ ) અઢારમે **મિથ્યાત્વ શલ્ય**—મિથ્યાત્વ કહીએ વિપરીત દૃષ્ટિ તે શલ્યની પેરે એક ભવમાં નહિં પણ અનેક ભવોમાં સાલવે કરી મિથ્યાત્વ શલ્ય કહેવાય છે. આભિગ્રહિક, અનભિગ્રહિક, અનાભોગિક, સાંશયિક અને આભિનિવેશિક ભેદે કરી મિથ્યાત્વ પાંચ પ્રકારનું કહ્યું છે. અભિગ્રહ એટલે ભારે આગ્રહ: પોતાના પ્રચલિત પંથને, કેવળ પોતાના સંપ્રદાયિક શાસ્ત્રોને આધારે મધ્યસ્થપણે શુદ્ધ ધર્મ રહસ્ય જાણ્યા વિના તથા વિવેક પૂર્વક સુવર્ણ યા રત્નની પરીક્ષાની જેમ તેની પરીક્ષા કર્યા વિના એમના એમ મિથ્યા આગ્રહથી વળગી રહેવું. કોઇ પરોપકારશીલ મહાત્મા શુદ્ધ ધર્મ રહસ્ય સમ્યગ સમજાવે તો પણ સમજી બુઝી શકે નહિં તેમજ પોતાનો આગ્રહ તજે નહિં તેવા મિથ્યા આગ્રહથી સ્વમતને વળગી રહેવું તે **આભિગ્રહિક** ભેદ પહેલો. જે તથા પ્રકારના સંપ્રદાયિક શાસ્ત્રાદિકના આગ્રહવિના તેમજ તત્ત્વ વિવેકની ખામીથી સર્વે ધર્મોને, સર્વે દેવોને તેમજ સર્વે કહેવાતા ગુરૂઓને સરખા લેખે તે ખરા ખોટાને આગ્રહવિના એક સરખા લેખવે કરી **અનભિગ્રહિક** મિથ્યાત્વ નામે બીજો ભેદ જાણવો. જેને હજુ કોઇ પણ પ્રકારે વિશિષ્ટ આભોગ–ઉપયોગ નથી જાગ્યો અને એમ ઉપયોગ શૂન્યપણે અનાદિ કર્મ સંબંધે નિગોદાદિક જીવોનું જે વર્તવું તે **અનાભોગિક** ભેદ ત્રીજો. ત્રિકાળવેદી શ્રી સર્વજ્ઞપ્રભુના પરમ પ્ર-

માણિક વચનો વિષે સર્વથી કે દેશથી ( મોટી યા નાની ) શંકા ધારવી તે **સાંશયિક** મિથ્યાત્વ નામે ચતુર્થભેદ. પરમજ્ઞાની પરમાત્માનાં વચનો સર્વથા સાચેસાચાં છે એમ પ્રથમ જાણતાં છતાં ગોશાળાનીપેરે કેવળ સ્વમત કંદ વાવવા માટે કદાગ્રહવડે સત્ય વાત કુયુકિત–કુતર્કવડે ઉત્થાપવા અને સ્વકપોલ કલ્પિત મત સ્થાપવા પ્રયત્ન કરવો તે **આભિનિવેશિક** નામે મિથ્યાત્વનો પાંચમો ભેદ જાણવો. આ પાંચમો પ્રકાર તેવા પ્રાણીઓને પરમ દુઃખપાત્ર કરે છે. માટે કદાપિ સાચું જાણ્યા છતાં કદાગ્રહવડે સ્વમત તાણુથી તેને ખોટું પાડવા બુદ્ધિવંતે મહા અનર્થકારી પ્રયત્ન સેવવો નહિ. અન્ય પણ મિથ્યાત્વના પ્રકારો પાપપુષ્ટિ હેતુક હોવાથી આત્માર્થી જનોએ અવશ્ય પરિહરવા ઘટે છે.

ઉક્ત ૧૮ પાપસ્થાનકો સંક્ષેપથી કહ્યાં. જો કે દોષો પણ ગુણોની પેરે અનંત છે; તથાપિ જેમ સર્વ ગુણોનો ૧૪ ગુણસ્થાનકોમાં સ્થૂલ બુદ્ધિવાળાને સમજવા માટે જ્ઞાની પુરૂષોએ સમાવેશ કર્યો છે તેમ સર્વ પાપ–દોષો આશ્રી પણ સમજી લેવું. સોનાની ખાણમાંથી ખોદી કઢાતી માટીની પેરે આત્મા અનાદિ દૂષિતજ છે છતાં જેમ અગ્નિ આદિક ઉપાયો વડે અનાદિ મળ દૂર કરી તેમાંથી શુદ્ધ કાંચન કાઢી મેળવી શકાય છે તેમ અનાદિ કર્મ સંબંધથી દૂષિત એવો આત્મા પણ સર્વજ્ઞ કથિત તપ સંયમાદિક સદુપાયો વડે શુદ્ધ થઇ શકે છે. યાવત્ સંપૂર્ણ સંયમાદિક સાધનોના બળે પરમ વિશુદ્ધ થઇ પોતેજ પરમાત્મ પદ પ્રાપ્ત કરી શકે છે. જેમ જેમ અનાદિ દૂષણો યત્નવડે હઠતા જાય છે તેમ તેમ આત્મ–ગુણો પ્રગટ થતા જાય છે, અને જ્યારે સંપૂર્ણ દોષો પૂર્ણ પ્રયત્ન વડે હઠાવાય છે ત્યારે આત્માના સંપૂર્ણ ગુણો પ્રગટ થાય છે. તેજ પરમાત્મ યા સિદ્ધ દશા છે; અને તેનેજ માટે આપણને પ્રયત્ન કરવાની પુરી જરૂર છે. જો કે પરમાત્મ દશા યોગ્ય સર્વ ગુણો સત્તામાં અનાદિનાજ છે. પરંતુ

તેઓ કર્મ દોષોવડે ઢંકાઈ ગયેલા છે, તેમનેજ હવે વિવેકવડે પ્રગટ કરી લેવાના છે. ખરી રીતે જોઈએ તો પોતાનાજ આત્મ-મંદિરમાં અમાપ ગુણ નિધાન દાટેલો છે છતાં બે સમજ-અવિવેકથી અન્યત્ર શોધવા જવાય છે. અથવા કેવળ મુગ્ધતા-અણસમજથી કસ્તુરીયા મૃગની પેરે વસ્તુ પોતાની પાસે છતાં ચોતરફ તેને માટે ફાંફાં મરાય છે. કોઇ પરોપકારી જ્ઞાની તેની કુંચી આપણને બતાવે તોપણ અસ્થિર વૃત્તિથી તે સમજી શકાતી નથી, તેથી ચતુર્ગતિ રૂપ સંસાર અટવીમાં દિગ્મુઢની જેમ આપણે ભટકયા કરીએ છીએ. જો આ પાપનું સ્વરૂપ યથાર્થ સમજી તેથી નિવર્તવા પ્રયત્ન કરીએ તો અવશ્ય અંતે સંસાર અટવી ઉલ્લંઘી ક્ષેમકુશળ મોક્ષ નગરે પહોંચી શકીએ.

અહો ! જ્યાં સુધી આપણે અવિવેકપણે આ અઢારે પાપસ્થાનો સેવતા અટકશું નહિં ત્યાં સુધી દોષ રૂપી મહાન વિષવૃક્ષ કાયમ નવ પલ્લવ ( લીલું ) રહેવાનું. કારણકે મિથ્યાત્વ તેના અવન્ધ્ય બીજભૂત છે. રાગ અને દ્વેષ તેના પુષ્ટિકારક જીવન ( જળ ) સમાન છે. ક્રોધ, માન, માયા અને લોભ રૂપ ચારે કષાયો તેના અતિ ઉંડા અને ચોતરફ મજબૂત વિસ્તરેલા મૂળ સમાન છે. પ્રાણાતિપાત તેના સ્કંધ ( થડ ) સમાન છે. મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ એ ચારે તેનોજ ચારે પાસે વિસ્તાર કરનારી ચાર વિશાળ શાખાઓ-ડાળા સમાન છે. કલહ રૂપી તેના કુંપળીઆ છે. અભ્યાખ્યાન, પૈશુન્ય અને પરપરિવાદ તેની વિસ્તરેલી પત્રાવલી છે. માયા મૃષાવાદ તેની માંજર છે અને રતિ અરતિ તેના વિચિત્ર ( રંગ બેરંગી ) વિષય ફળો છે, જેનો રસ પરિણામે અતિ અનર્થકારી છે; માટે સાચા સુખના અર્થી જનોએ ઉત્તમ પરિણામ રૂપી તીક્ષ્ણ કુહાડાવડે આ દોષ-વિષવૃક્ષનું નિકંદન કરવા તત્પર રહેવું. જેમ જેમ તેની ઉપેક્ષા કરશું તેમ તેમ તે વૃદ્ધિગત થઇને તેની છાયા વડે આપણા આશ્રિત

જનોને વધારે મૂર્છાગત કરી નાંખશે; માટે પ્રયત્નપર રહી તેનો શીઘ્ર અંત કરવો ઘટે છે. વળી ઉક્ત કામ કરવા ક્ષેત્રકાળ પણ અનુકૂળ છે. જેમ જેમ પ્રમાદ તજી પ્રયત્ન કરશું તેમ તેમ પાપ–પંક પખાળી અવશ્ય નિર્મળ થઈશું; એવી શ્રદ્ધા અને હિંમત ધરવી યોગ્ય છે. પાપ–પંક પખાળી સર્વથા નિષ્પાપ-નિર્મળ થવું જો કે અતિ દુષ્કર છે તોપણ પૂર્ણ શ્રદ્ધાવાન્ અને વિવેકી જનો પુરતા પ્રયત્નથી તેમ કરી શકે છે. પૂર્વે અનંતા જનો એજ રીતે સમ્યગ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપના બળે પાપ–પંકને સર્વથા પખાળી નાંખી ચતુર્ગતિ રૂપ સંસારનો અંત કરી પંચમગતિ મોક્ષને વર્યા છે. આપણે પણ તે મહા પુરૂષને પગલે ચાલી તેજ પ્રમાણે આપણો અનાદિ પાપ–પંક પખાળી નિર્મળ થવું ઘટે છે અને તેને માટે પ્રથમ આપણને તે મહા પુરૂષોની પરે પાપ–પંક પખાળવા સમતા–કુંડમાં સ્નાન કરવાની જરૂર છે.

અગાઉ બતાવી ગયા પ્રમાણે અઢાર પાપસ્થાનકોમાં પ્રવેશ કરતી પાપ મતિ વારી સમભાવ ધારી, જ્ઞાની મહારાજાએ શ્રાવકોની શી શી ફરજો સંક્ષેપમાં કહી છે તે પરમાર્થથી વિચારી તેનું મનન કરીએ.

**मन्हाजिणाणमाणं, मिच्छं परिहरह धर सम्मत्तं;**
**छव्विह आवस्सयंमि, उजुत्तो होइपइ दिवसं.** १

આ આદિક પવિત્ર બોધદાયક પાંચ ગાથાઓ આપણા ભાઈઓ અને બહેનો ગણતા તો જણાય છે, પણ તેનો પરમાર્થ કોઇકજ વિરલા જાણતા હશે. અત્ર પ્રસંગે આપણે તે પર વિચાર કરીએ. આશા છે કે તેનો સાર હૃદયમાં ધરી તેનો બનતો ખપ ( ઉપયોગ ) કરવા આપ સર્વ ચુકશો નહિ. જાણવાનું ફળ એજ છે. યતઃ **ज्ञानस्य फलं विरतिः**, વિરતિનું ફળ આશ્રવ નિરોધ, તેનું ફળ સંવર, સંવરનું ફળ તપોબળ, તપનું ફળ નિર્જરા, નિર્જરાનું ફળ ક્રિયાનિવૃત્તિ, તેનું

ફળ અયોગિત્વ, યોગનિરોધનું ફળ સંસાર-સંતતિનો ક્ષય અને સંસારસંતતિના ક્ષયથી મોક્ષ. આમ અનુક્રમે પરમ વિનય-આદરથી ગ્રહણ કરેલું સમ્યગ જ્ઞાન અને તેવા જ્ઞાન પૂર્વક સેવન કરવામાં આવતી વિરતિ-ઉભય મળીને ઉત્તમ મોક્ષફળ મેળવી આપે છે; માટે મોક્ષફળના અર્થી જનોએ અત્રાર્થે પ્રમાદ કરવો નહિ.

પ્રથમ તો હે ભવ્ય! જીત્યા છે સર્વથા રાગાદિક અંતરંગ શત્રુઓ જેમણે એવા જિન-વીતરાગ-સર્વજ્ઞ પરમાત્માની ઉત્સર્ગ અપવાદ, નિશ્ચય વ્યવહારરૂપ સ્યાદ્વાદ આજ્ઞાને સદ્બુદ્ધિના બળે સમજી આદરપ્રમાણ કર. સમ્યગ વિચાર કર કે રાગ દ્વેષ અને મોહનો સર્વથા ક્ષય થવાથી જિનેશ્વરોને કિંચિત્માત્ર ક્વચિત પણ અસત્ય બોલવાનું પ્રયોજન રહ્યું નથી; તેથી તેઓનું વાકય પ્રમાણ કરવા યોગ્ય છે એમ અખંડ નિશ્ચય કર.

બીજું—પૂર્વે જેનું સ્વરૂપ કંઇક વિસ્તારથી કહ્યું છે એવા મિથ્યાત્વનો સર્વથા ત્યાગ કરી દે.

ત્રીજું—સમ્યકત્વ (સમકિત) રત્નને ધારણ કર. આજ અધિકારમાં પૂર્વે કહેલા ત્રણે દેવ ગુરૂ અને ધર્મ તત્વોનું સ્વરૂપ બરાબર સમજી તેઓમાં વિવેક કર; અર્થાત્ સત્યાસત્યનો નિરધાર કરી અસત્યનો ત્યાગ કરી સત્યનોજ સર્વથા સ્વીકાર કર. તથા હે ભદ્ર! સદ્ગુરૂની સમ્યગ સેવા કરી તત્વ ઉપદેશ સાંભળી શુદ્ધ શ્રદ્ધાધારી તત્ત્વરસિક થવું. સમકિતના ૬૭ બોલ વિચારી જેમ વિશેષ તત્વવિવેક જાગે અને સમકિતની નિર્મળતા થાય તેમ કરવું; અર્થાત્ સમકિતનાં શંકાદિક દૂષણો તજવા, અને ગીતાર્થસેવાદિક ભૂષણો સજવા આત્મા છે, આત્મા નિત્ય છે, આત્મા કર્તા છે, આત્મા ભોકતા છે, મોક્ષ છે, અને મોક્ષના ઉપાયો પણ સર્વજ્ઞ પ્રભુએ કહેલા છે. એ સમકિતના છ સ્થાનકો સમ્યગ વિચારી ગુરૂગમ્યવડે તેમનો

નિશ્ચય કરવો, જેથી સ્વપ્નાંતરમાં પણ મતિભ્રમ થાય નહિ.

ચોથું ષડ્વિધ આવશ્યકમાં પ્રતિદિન ઉજમાળ રહેવું. સામાયક, ચઉવીશજિન સ્તવન, ગુરૂવંદન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પચ્ચખ્ખાણ એ છ આવશ્યકો પ્રતિદિન શ્રાવકજનોએ કરવા યોગ્ય છે.

( ૧ ) જઘન્યથી બે ઘડી સુધી નિંદા-પ્રશંસા યા માન-અપમાન વિષે સમભાવ રાખી સ્વરૂપ ચિંતવન કરવું. તે **સામાયક** કહેવાય છે. પાપવ્યાપાર મન વચન અને કાયા વડે પોતે ( જાતે ) કરે નહિં તેમજ બીજા પાસે કરાવે નહિ એવી નિરવદ્ય વૃત્તિમાં જ્યાં સુધી રહે ત્યાં સુધી તે સામાયકવંતને શાસ્ત્રકારે સાધુ સમાન ( સાધુ જેવો ) કહ્યો છે, માટે પ્રમાદ પરિહરી અવશ્ય અનેકશઃ સામાયક અંગીકાર કરવું. ( ૨ ) શ્રી રિષભદેવથી માંડી શ્રી વીર-મહાવીર પ્રભુ પર્યંત ૨૪ તીર્થંકરોની અતિ અદ્ભુત ગુણસ્તવના રૂપ **ચઉવિસત્થો** પ્રતિદિન પરમાર્થ સમજવા પૂર્વક અવશ્ય પઢવો. આથી સમકિત ગુણની શુદ્ધિ થાય છે. ( ૩ ) સમ્યગ્ જ્ઞાન દર્શન અને ચારિત્રને સેવનારા આચાર્યાદિક સુવિહિત સાધુ નિર્ગ્રંથોને પ્રતિદિન દ્રવ્યભાવ વિનય પૂર્વક **વંદન** કરવું. તેવા ગુણશાળી ગુરૂ મહારાજાના વંદનથી આપણને જ્ઞાનાદિક ગુણોનો લાભ મળે છે. ( ૪ ) જાણતાં કે અજાણતાં થયેલી ભૂલોને સુધારી લેવા પશ્ચાત્તાપપૂર્વક તેવી ભૂલો ફરી ફરીને નહી કરવાની બુદ્ધિથી ગુરૂમહારાજ સાક્ષિક આલોચના કરી શુદ્ધ થવું તેનું નામ **પ્રતિક્રમણ**. વારંવાર જાણી જોઈને ભૂલો દોષો સેવી આલોચના કરવી એ હિતકર નથી, માટે સમ્યગ્ આલોચના કરી તરત ભૂલ સુધારી પુનઃતેવી ભૂલ બનતો ઉપયોગ રાખી થવા દેવી નહિ; એજ ખરૂં સમજ્યાનો સાર છે. ( ૫ ) કાયાદિકની ચપળતા તજી સ્થિરતા કરી એકાગ્રપણે પરમા-

ત્માનું યા સ્વસ્વરૂપનું ધ્યાન કરવું અને તે દ્વારા અન્ય સંકલ્પ વિકલ્પોવડે થતું અપધ્યાન–આર્તરૌદ્ર રૂપ માઠું ધ્યાન પરીહરવું; તેનું નામ **કાઉસ્સગ્ગ** છે. ઉક્ત કાઉસ્સગ્ગથી વિશેષે આત્મશુદ્ધિ થઈ શકે છે. ( ૬ ) છઠું આવશ્યક **પ્રત્યાખ્યાન** નામે છે. આત્મસ્થિરતા વધારવા, અન્યબાધક– ઉપયોગ ટાળવા નિમિત્તે તથા શુભસાધક–ઉપયોગ જગાડવા માટે ઉપવાસાદિક તપ વિશેષ તથા અન્ય આત્મહિતકર અભિગ્રહ વિશેષ ચોક્કસ ધારવા–કરવા; તેનું નામ પચ્ચખ્ખાણ છે. તે વિવેક પૂર્વક વર્તનારના સર્વ ગુણની પુષ્ટિ કરે છે, માટે આત્માર્થી સજ્જનોએ અવશ્ય આદરવા યોગ્ય છે- ઉક્ત છએ આવશ્યકો સદ્‌ભાવથી સેવનારને ઉત્તમસુખ આપે છે. તેથી જેમ બને તેમ તત્સંબંધી વિશેષ સમજ મેળવી તેમને યથાવિધિ સેવવાની ખાસ જરૂર છે.

**पव्वेसु पोसहवयं, दाणं सीलं तवोअ भावोअ;**
**सज्झाय नमुक्कारो, परोवयारोअ जयणाअ. २**

પાંચમું—પર્વ દિવસે પોષધવ્રત અવશ્ય ગ્રહણ કરવું, દરેક માસમાં દરેક અષ્ટમી, ચતુર્દશી આદિક પર્વ દહાડા આવે છે. જ્ઞાન ( સૌભાગ્ય ) પંચમી, મૌન એકાદશી, ત્રણે ચોમાશી, પર્યુષણા, ચૈત્રી–કાર્તકી પૂર્ણિમા, યાવત્ જે જે અતીત અનાગત અને વર્તમાન જિનેશ્વર પ્રભુઓના કલ્યાણક દિવસો હોય તે તે સર્વેને પર્વ દિવસો લેખવા. તે તે સર્વ પર્વ દિવસો વિષે પૌષધાદિક ધર્મ કરણી વિશેષે કરવી. યતઃ

**"કરી શકો ધર્મ કરણી સદા, તો કરો એહ ઉપદેશરે;**
**સર્વ કાળે કરી નવી શકો, તો કરો પર્વ સુવિશેષરે.**
**વિરતિએ સુમતિ ધરી આદરો."**

તે દિવસ યથાશક્તિ ઉપવાસ, આયંબિલ, એકાસનાદિક તપ કરવો; બીજું શરીર શોભાનો ત્યાગ કરવો; ત્રીજું અહોરાત્રિ અખંડ બ્રહ્મચર્ય પાળવું, અને ચોથું સર્વ પાપ .

વ્યાપારનો ત્યાગ કરવો. આ ચારે પ્રકારે પૌષધ વ્રત પ્રીતિથી અંગીકાર કરી યથાવિધિ પાળવું. કદાચ કોઈ કારણે સંપૂર્ણ ચારે બાબતો બની ન શકે તો તેમાંની જેટલી બની શકે તેટલી તો વિવેક પૂર્વક અવશ્ય બનાવવી. તેમજ ચૈત્ય પરિપાટી, ઉત્કૃષ્ટ ચૈત્યવંદન, પૂજા, ગુરૂ ભક્તિ, શાસ્ત્રશ્રવણ તથા અનુકંપા, દાનાદિક ધર્મકૃત્યો યથાઅવસરે યથાવિધિ અવશ્ય સાચવવાં, પરંતુ પ્રમાદ ( વિકથાદિક ) કરવો નહિ. કહ્યું છે કેઃ—

**"જીવને આયુ પરભવતણું, તિથિ દિન બંધ હોય પ્રાયરે;**
**તે ભણી તેહ આરાધતાં, પ્રાણિયો સદ્ગતિ જાયરે.**
**વિરતિએ સુમતિ૦"**

માટે જેમ બને તેમ પ્રમાદ પરહરી **સૂર્યયશા** મહારાજાની પેરે પર્વ દિવસોનું આરાધન કરો. તેમજ **કુમારપાળ** ભૂપાળની પેરે ધર્મ આરાધવામાં સ્વશક્તિ ફોરવો.

છઠું—અભયદાન, સુપાત્રદાન અને અનુકંપાદિક દાનમાં પોતાની તથા પવિત્ર શાસનની ઉન્નતિ કરવા ખાતર બીજા તુચ્છ ફળની ઇચ્છા રાખ્યા વિના નિરંતર આદર કરો. વિવેક આણી યોગ્ય જીવોને જ્ઞાનદાન દેનારો અથવા જ્ઞાનાર્થે સ્વદ્રવ્યનો સદુપયોગ કરનારો મહા લાભ બાંધે છે. જ્ઞાન એ ભાવપ્રાણ છે માટે,

સાતમું—શીલ કહીએ સદાચાર, અનેક જીવોની હિંસા થાય તથા ઉત્તમ કુળ મર્યાદાનો લોપ થાય તેવા માંસભક્ષણ, સુરાપાન, મૃગયા, પરસ્ત્રી તથા વેશ્યાગમન, જુગાર, ચોરી, અભક્ષ્ય સેવન, વિશ્વાસઘાત, તથા પરવંચનાદિક માઠાં આચરણો સુશ્રાવકે અથવા શ્રાવક ધર્મ સ્વીકારવા ઇચ્છનાર સદ્ગૃહસ્થે અવશ્ય તજવાં યોગ્યજ છે; અને જેમ પવિત્ર ધર્મની પ્રાપ્તિ અને પુષ્ટિ થાય તેવો સદાચાર સદા સેવવા યોગ્ય છે.

આઠમું—તપધર્મનું યથાશક્તિ અવશ્ય સેવન કરતાજ રહેવું. જેમ અગ્નિના તાપથી સુવર્ણની શુદ્ધિ થાય છે તેમ તપના તાપથી આત્માની વિશુદ્ધિ થાય છે. સંયમથી નવા આવતાં કર્મ રોકાય છે, અને સમતા પૂર્વક સેવન કરવામાં આવતા દ્વાદશ વિધ તપ ધર્મથી પૂર્વનાં કર્મ દગ્ધ થઇ જાય છે; જો કે છઠ્ઠ અઠ્ઠમાદિક બાહ્ય તપ સેવન કરતાં કિંચિત્ કષ્ટ પડે છે, તોપણ તેને વિવેક તથા ક્ષમા સહિત સેવવાથી. અતુલ્ય લાભ સાંપડે છે. જેથી મોક્ષાર્થી ભવ્ય જનોએ ઉક્ત તપ અવશ્ય સેવવા યોગ્ય છે.

નવમું—ભાવના એ ભવભવની ભાવઠ કાઢનાર અને ઉત્તમ સુખ આપનાર શ્રેષ્ઠ સાધન છે. પુર્વોક્ત દાન, શીલ અને તપ આદિક સર્વ ધર્મકરણી ભાવના વિના નિષ્ફળ છે. લુણ વિનાના—અલુણા ધાન્યની જેમ કરવામાં આવતી ધર્મ કરણી કંઈ સ્વાદ આપતી નથી, અને ભાવનાના મેળાપથી તે સર્વ સરસ—સુખદાયી થઇ પડે છે; તે ભાવના, કરવામાં આવતી યા કરવા ધારેલી અવશ્ય કરવા યોગ્ય ધર્મકરણીની યથાયોગ્ય સમજ મેળવી તેનો નિરંતર પ્રીતિ પૂર્વક અભ્યાસ કરવાથી પ્રગટે છે. અંતે ઉક્ત કરણી ભાવનામય બની જાય છે; માટે પ્રથમ તો દરેક કરવા યોગ્ય ધર્મકરણીનું પ્રયોજન—ફળ સદ્ગુરૂ દ્વારા પુછી નિર્ધારવું, જેથી ઉક્ત ધર્મકરણી કરતાં મન સ્થિર થઇ શકે અને અનુક્રમે તે પ્રતિ પ્રીતિ વૃદ્ધિ પામે. યાવત્ અંતે તેથી સદ્ભાવ પ્રગટતાં અપૂર્વ લાભ મળે; અથવા પવિત્ર શાસ્ત્રોમાં કહેલી મૈત્રી, પ્રમોદ, કરૂણા અને મધ્યસ્થતા રૂપ ચાર પાવન ભાવનાઓ તથા વૈરાગ્ય દશાને વધારી અંતે ઉત્તમ ઉદાસીન ભાવ મેળવી આપનારી અનિત્ય અશરણ આદિક દ્વાદશ (૧૨) ભાવનાઓ ભવભીરૂ ભવ્યોએ પ્રતિદિન ક્ષણે ક્ષણે શુદ્ધ અંતઃકરણથી અવશ્ય ભાવવા યોગ્ય છે. ઉક્ત ભાવનાઓ વિના તત્ત્વથી વૈરાગ્યની ખામી વડે ક્રિયા ફિક્કી લાગે છે.

દશમું—સ્વાધ્યાય ૧ વાચના ( નવીન શાસ્ત્રનું ભણવું ) ૨ પૃચ્છના ( શંકાનું સમાધાન કરવું ) ૩ પરિવર્તના ( ભણેલું ભુલી ન જવાય માટે ફરી ફરી ગણી જવું ) ૪ અનુપ્રેક્ષા ( ધારેલા અર્થનું ચિંતવન કરવું ) અને ૫ ધર્મ કથા ( જેમાં આપણને સારી સમજ પડી હોય અને જરાપણ ભ્રાંતિ રહેતી ન હોય તે બાબત યોગ્ય જીવોને કહી ધર્મમાં જોડવા. ) તે પાંચે પ્રકાર પ્રતિદિન અવશ્ય કરવા યોગ્ય છે. તેમાં ચિત્તની એકાગ્રતા થવાથી આવતા કર્મ રોકાવા સાથે અપૂર્વ ભાવયોગે પૂર્વ કર્મની ભારે નિર્જરા થાય છે,

૧૧ મું—નમ્મુક્કારો ( નમસ્કાર ) કહેતાં પંચ પરમેષ્ટિ નમસ્કાર રૂપ મહા મંત્રનું નિત્યપ્રતિ સ્મરણ કરવું. એક ક્ષણ માત્ર પણ પ્રમાદમાં પડી ઉક્ત મહામંત્રનું વિસ્મરણ કરવું નહિ. ઉક્ત મહામંત્ર ચૌદ પૂર્વોના સારભૂત છે, માટે તેનું પરમ આદરથી સેવન મનન ધ્યાનાદિક કરવું. સ્વશ્રેયઃ સાધવાનું તે પરમ સાધન છે માટે.

૧૨ મું-પરોપકાર બુદ્ધિ અવશ્ય ધારવી. કહ્યું છે કે-

**मनानि वचसि काये पुण्यपीयुषपूर्णा**

**त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयंतः ।** ઈત્યાદિ.

મન વચન અને કાયાને વિષે પુણ્ય અમૃતથી ભરેલા અને ત્રણે ભૂવનોના પ્રાણીઓને ઉપગારની પરંપરાથી પ્રસન્ન કરતા એવા કેટલાક સજ્જન પુરૂષો હોય છે. ખરૂં જોતાં પરોપકાર એ તત્વથી પોતાનોજ ઉપગાર છે. નિઃસ્વાર્થપણે પરોપકારશીલ સત્પુરૂષોને સ્વાશય શુદ્ધિથી ભારે નિર્જરા થાય છે. શ્રી તીર્થંકર ગણધરાદિક મહાશયોની પેરે.

૧૩ મું જયણાઃ આ વિષયપર થોડા વખતપર **સામાન્ય હિતશિક્ષા**ના મથાળાથી લખવામાં આવેલું છે; તે ત્યાંથી જોઈ લેશો. આપણે ઘડીએ ઘડીએ અને પળે પળે જયણા માતાને સંભારવાની છે. તે પૂજ્યમાતાની સેવા વિના સર્વ

ધર્મકરણી ફોકટ છે વ્યવહાર કાર્યમાં પણ જે સુપુત્રો પૂજ્ય જયણા માતાને વિસ્મરતા નથી તેઓજ ખરા પ્રશંસાપાત્ર છે.

**जिणपूआ जिणथुणणं, गुरुथुअ साहम्मीआणवच्छल्लं;**
**ववहारस्सयसुद्धिं, रहजत्ता तिथ्थजत्ताअ. ३**

૧૪ મું–ત્રિકાળ શ્રી જિનેશ્વર પ્રભુની પૂજા યથાશક્તિ સ્વદ્રવ્યોવડે કરવી. પ્રભાતમાં હાથ પગ વિગેરે શરીરની તથા વસ્ત્રની શુદ્ધિ કરી, અષ્ટપટ મુખ કોષ કરી ઉત્તમ વાસથી, મધ્યાન્હ સમયે ૫–૮–૧૭–૨૧ પ્રકારી તથા સાયંકાળે ધૂપ દીપવડે, ભાવિક આત્મા ભક્તિભરે ભગવંતની ભક્તિ કરે. દ્રવ્યશક્તિહીન માત્ર ભાવભક્તિજ કરે. જિનમંદિરમાં નિસ્સીહી આદિક દશત્રિક, પાંચ અભિગમ વિગેરે પ્રમાદ રહિત સાચવે. નાની મોટી આશાતના સમજી શ્રી જિનમંદિર યા શ્રી ગુરૂદ્વારે અવશ્ય તજે. આ સંબંધી વિશેષ અધિકાર શ્રી **દેવવંદન** ભાષ્ય મૂળ–ટીકા કે બાળાવબોધથી જાણવા ખપ કરવો.

૧૫ મું–પ્રભુની દ્રવ્ય પૂજા કર્યાબાદ ભાવસ્તવ–સ્તુતિ અવશ્ય કરવાં. તે ચૈત્યવંદન જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ મુખ્ય ત્રણ પ્રકારે છે. જઘન્ય એક સ્તુતિથી, મધ્યમ ચારથી અને ઉત્કૃષ્ટ આઠ સ્તુતિઓથી અથવા જઘન્ય એક શ્લોક માત્રથી, મધ્યમ એકથી વધારે શ્લોકથી અને ઉત્કૃષ્ટ ૧૦૮ શ્લોકો કાવ્યોથી ચૈત્યવંદન કરવું. સ્થિરતાયોગે ઈર્યાવહી પૂર્વક ચૈત્યવંદના વિધિ સાચવવી.

૧૬ મું–સુગુરૂ ( શુદ્ધતત્વ–ઉપદેશક )ની સેવા ભક્તિ ( સ્તવનાદિક ) બહુ માન અવશ્ય કરવા યોગ્ય છે. પોતે પવિત્ર આચારને પ્રતિદિન પાળી શાસનની પ્રભાવના કરે તેવા સદ્ગુરૂ મહાભાગ્યયોગેજ પ્રાપ્ત થાય છે. પૂર્વ પુણ્યયોગે તેવા સદ્ગુરૂની યોગવાઇ પામી પ્રમાદરહિત બનતો લાભ લેવો.

૧૭ મું–સાધર્મી વાત્સલ્યનું ફળ શાસ્ત્રમાં ઉત્તમ કહેલું છે, માટે તેનું સ્વરૂપ સમજી બનતો લાભ લેવા ચૂકવું નહિં. સમાન ( એક સરખો વીતરાગ સર્વજ્ઞભાષિત ) ધર્મને સેવનાર સાધર્મી કહેવાય, તેની યથાશક્તિ યથા અવસર ભક્તિ કરવી તેનું નામ સાધર્મીવાત્સલ્ય છે. સંસારચક્રમાં માતાપિતાદિક કુટુંબીજનોનો સંબંધ સુલભ છે, પણ સાધર્મીઓનો સંબંધ દુર્લભ છે. ભાગ્યયોગે તેનો સંબંધ પામી તેનો યથાશક્તિ લાભ લેવો ઘટે છે. સાધર્મીઓમાંના જેઓ ગુણશ્રેણિમાં આગળ વધી ગયા હોય તેઓનો સમાગમ–આદર બહુમાન કરી ગુણ ગ્રહણ કરી તથા જેઓ કોઈ રીતે સીદાતા હોય તેઓને બનતી સહાય કરી સાચા સાધર્મી વાત્સલ્યનો લાભ લેવો. સીદાતા સાધર્મીઓની તદ્દન ઉપેક્ષા કરી કેવળ યશ–કીર્તિના લોભથી આપમતિએ પૈસા ઉડાડવાથી શું સાધર્મી વાત્સલ્ય ગણાય? નાના, બિલકુલ નહિ. વિવેકવડે સાધર્મીઓની ઉન્નતિ થાય તેમ વર્તવાથી સહજ તે લાભ સાંપડી શકે.

૧૮ મું—વ્યવહારની શુદ્ધિ સ્વહિતેચ્છુ શ્રાવકે અવશ્ય કરવી યોગ્ય છે. તે માટે **શ્રી હરિભદ્ર સૂરીશ્વરે ધર્મબિંદુ** ગ્રંથમાં કહેલા માર્ગાનુસારીના ૩૫ બોલો અવશ્ય લક્ષમાં લેવા યોગ્ય છે. ન્યાયનીતિથી દ્રવ્ય ઉપાર્જન આવક પ્રમાણે વ્યય ( ખર્ચ ), ઉચિત આચરણ, માતાપિતાની ભકિત, લોક વિરૂદ્ધ અને રાજ્ય વિરૂદ્ધનો ત્યાગ અને અભક્ષ્ય નિષેધ વિગેરેનો તેમાં સમાવેશ થાય છે. જ્યાં સુધી બરાબર વસ્ત્ર શુદ્ધિ કરી ન હોય ત્યાં સુધી જેમ તેનાપર સારો રંગ ચડી શકે નહિ, તેમ વ્યવહાર વિકળને પણ ધર્મ પ્રાપ્તિ થઇ શકે નહિ. માટે વિનય, શિષ્ટાચાર, કૃતજ્ઞતા, દયાલુતા, દાક્ષિણ્યતા અને પરોપકાર પ્રમુખ અનેક શુભ ગુણો સેવી જેમ બને તેમ પ્રથમ વ્યવહારની શુદ્ધિ માટે પ્રયત્ન કરવો.

૧૯ મું—રથયાત્રા ( રથમાં પ્રભુને બિરાજમાન કરી મહોત્સવ પૂર્વક પ્રભુની ભકિત કરતાં કરતાં નગરાદિકમાં પરિભ્રમણ કરવું તે ) વડે ક્રમમાંક્રમ એકવાર દરવર્ષ સુશ્રાવકો **કુમારપાળ** ભૂપાળની પેરે શાસનોન્નતિ કરે.

૨૦ મું—તીર્થયાત્રા પણ પ્રતિવર્ષ સુશ્રાવકોએ વિવેક પૂર્વક કરી તત્ર સ્થિર મન વચન કાયાવડે શ્રી દેવ, ગુરૂ, ધર્મ, સંઘ–સાધર્મીઓનું વિધિવત્ સેવન કરી સ્વ સમકિતાદિક શુદ્ધ કરી પૂર્વ પુણ્યયોગે સાંપડેલી સામગ્રી સફળ કરવી; **વસ્તુપાળ તેજપાળ** આદિવત્. આ તીર્થયાત્રા સંબંધી સવિસ્તર હકીકત **શ્રી તીર્થયાત્રા** દિગદર્શન નામના નિબંધમાં થોડાક માસ પહેલાં " **જૈન ધર્મ પ્રકાશ** " માં પ્રસિદ્ધ થયેલી છે; તેમાંથી આ વિષયને લગતી બાબત વાંચી–વિચારી લક્ષ્યમાં રાખી ઉચિત વિવેક અવશ્ય આદરવો.

**उवसम विवेक संवर, भासासमिइ छज्जीवकरुणाय;**
**धम्मियजणसंसग्गो, करणदमो चरणपरिणामो. ४**

૨૧ મું—ઉપશમ ભાવ અવસ્ય આદરવો, એટલે ક્રોધાદિક કષાય ટાળવા. ક્ષમાગુણ આદરી ક્રોધદોષ તજવો, નમ્રતા આદરી અહંકાર દોષ તજવો, સરલ સ્વભાવ ધારી માયા ( વક્રતા ) દોષ તજવો, અને સંતોષ ગુણ સેવી લોભદોષને વમવો. ક્રોધાદિક કષાયથી તપેલો આત્મા ઉપશમ નિરથી શાંત થાય છે. **ચીલાતીપુત્ર**ની પેરે.

૨૨ મું—વિવેકગુણ અવશ્ય ધારવો. ખરા ખોટાનું, ભક્ષ્યાભક્ષ્યનું, હિતાહિતનું, ઉચિત અનુચિતનું તેમજ ગુણદોષનું જે વડે બરાબર જાણપણું થાય તેનું નામ વિવેક. વિવેકી જનો હંસ જેવા ગણાય છે, અને વિવેક રહિત કાગ જેવા લેખાય છે. વિવેકવંત ચિંતામણી રત્ન જેવા અમુલ્ય ધર્મને પામી સાચવી શકે છે, અને અવિવેકી તેથી કમનસીબજ રહે છે, વિવેક શૂન્યને પશુ તુલ્ય કહ્યો છે.

૨૩ મું—સંવરગુણ આશ્રવોના નિરોધથી આવે છે. આશ્રવો એટલે નવાં કર્મો આવવાના રસ્તા. પાંચે ઈંદ્રિયોને પરવશ થવું. ચાર કષાયોનું સેવન અર્થાત્ ક્રોધ, માન, માયા અને લોભનું કરવું, અવિરતિવંત રહેવું, છતી શક્તિએ પણ વ્રત પચ્ચખ્ખાણ નહિ કરવાં, મન વચન અને કાયયોગ માઠા પ્રવર્તાવવા, અને તેવી બીજી અહિતકારી ક્રિયાઓ કરવી તે સર્વે આશ્રવરૂપ હોવાથી જીવને કર્મબંધનના કારણભૂત છે; તે સર્વનો વિવેકથી ત્યાગ કરવો તેજ સંવર. તે પરમ સુખદાયી હોવાથી ભવભીરૂ આત્મહિતેચ્છુ જનોએ ચિલાતીપુત્રની પેરે અવશ્ય આદરવા યોગ્ય છે.

૨૪ મું—ભાષાસમિતિ એટલે બોલવામાં સમ્યગ ઉપયોગ શ્રદ્ધાળુ શ્રાવકોએ રાખવો ઘટે છે. તેજ અધિકારે **ઉપદેશમાળા**કાર કહે છે તે ખાસ લક્ષ્યમાં રાખી લેવા યોગ્ય છે. ગાથા.

**महुरं निउणं थोवं, कज्जावडियमगव्वियमतुच्छं;**
**पुव्विं मइ संकलियं, भणियंजं धम्मसंजुत्तं**

આ પવિત્ર ગાથાનો પરમાર્થ વિચારી વચનવિવેક અવશ્ય આદરવો યોગ્ય છે. ભાવાર્થ એ છે કે જે વચન બોલવું તે આવા પ્રકારનું હોવું જોઇએ. પ્રથમ તો તે વચન મિષ્ઠ ( મીઠું-મધુરતાવાળું ) હોવું જોઇએ, પણ કટુક ( કડવું ) હોવું ન જોઈએ. બીજું તે વચન નિપુણ ( ડહાપણ ભરેલું ) જોઇએ, તે પણ અતિ ઘણું નહિ. ચોથું પ્રસંગોપાત બોલવું જોઇએ પણ અતિપ્રસંગ થાય તેમ નહિ. પાંચમું ગર્વરહિત નમ્રતાથી બોલવું જોઈએ. પણ ગર્વવાળું નહિ. છઠ્ઠું ઉમદું -સામાનું માન જળવાય, અપમાન ન થાય તેવું બોલવું જોઇએ, પણ તોછડાઈ ભરેલું ( તુંકારાદિક ) નહિ. સાતમું પહેલાં આનું પરિણામ તેવું આવશે તે સંબંધી પૂરતો વિચાર કરીને ભાષણ કરવું, પણ જેમ આવે તેમ વગર

વિચાર્યું નહિ, છેવટ ધર્મમાર્ગને મળતુંજ ભાષણ કરવું, પણ તેથી કોઇ રીતે વિરૂદ્ધ નહિ. આ પ્રમાણે વિવેક પૂર્વક વદનારનું વચન પ્રમાણભૂત હોવાથી વિશ્વાસપાત્ર થાય છે; માટે પોતાની તથા ધર્મની ઉન્નતિ વધારવા ભાષાસમિતિ અવશ્ય સાચવવી.

૨૫ મું–ષટ્જીવ નિકાય ( સર્વજીવો ) પર કરૂણા બુદ્ધિ ધારી સુશ્રાવકે તેમની બનતી રક્ષા કરવી. સર્વ કોઇને જીવવું પ્રિય છે, મરવું પ્રિય નથી એમ સમજી સુખના અર્થીએ કોઇ જીવને હણવો નહિ, બીજા પાસે હણાવવો નહિ, તેમજ હણનારને સારો પણ જાણવો નહિ; અથવા કોઈ જીવને દુઃખ પેદા થાય તેવું કંઇ પણ અનુચિત પોતે જાતે કરવું નહિ. બીજા પાસે કરાવવું નહિ, તેમજ અનુચિત આચરનારને રૂડો જાણવો નહિ. કરૂણાર્દ્ર હૃદયવંતે કોઈનું પણ અનિષ્ટ ( ખોટું ) મનથી ચિંતવવું નહિ, વચનથી બોલવું નહિ, તેમજ કાયાથી કરવું નહિ. જેમ સર્વનું શ્રય થાય તેવુંજ સદા ચિંતવવું, તેવુંજ બોલવું, અને તેવુંજ જાતે કરવું. બીજાને પણ તેમજ કરવા ઉપદિશવું, અને તેમજ કરનારની સદા અનુમોદના કરવી.

૨૬ મું—ધર્મિષ્ઠજનોનો સંસર્ગ ( પરિચય ) પ્રતિદિન અવશ્ય કરવો. ‘જેવી સંગત તેવી અસર’ એ ન્યાયે ધર્મી–સદ્ગુણીનીજ સંગત નિરંતર કરવી; ધર્મ વિમુખની સંગત કદાપિ પણ કરવી નહીં. સદ્ગુણીના સંગથી લાભ પણ ખપી જીવને થાય છે, બે દરકારી કે પ્રમાદીને થતો નથી. મણિધરના મસ્તકપર રહેલા મણિમાં વિષહારક શક્તિ છતાં તે મણિથી તે સર્પને કંઇ લાભ થાય છે શું ? અર્થાત્ પોતાનું વિષ તેથી જેમ જતું નથી તેમ ગુણી અત્યંત સમીપ છતાં દુર્જન–ખળને જરા પણ લાભ સંભવતો નથી; જેમ દુર્જન પોતે પોતાની દુર્જનતા તજતો નથી, તેમજ

સજ્જન પણ પોતાની સજ્જનતા છાંડતો નથી. વિષધરનું વિષ તે વિષહારક મણિમાં સંક્રમી શકે છે શું? તેવા ઉત્તમ સિદ્ધ સ્વભાવના ધારક ગુણી સજ્જનો અવશ્ય સંગતિ કરવા યોગ્ય છે. ચંદન જેવા શીતળ સ્વભાવથી જેઓ સ્વસંગતિ ભજનારનો ત્રિવિધ તાપ હરે છે, તેવા સંતો સદા સેવ્ય છે.

૨૭ મું—કરણદમઃ એટલે પાંચે ઈંદ્રિયોનું દમન ભવભીરૂએ અવશ્ય કરવું યોગ્ય છે. કેમકે એક એક ઈંદ્રિયને પરવશ પડેલા બાપડા પતંગીયા, ભમરા, માંછલાં, હાથીઓ તથા હરણીઆં દુર્દશાને પામે છે, તો તે પાંચેને સમકાળે પરાધીન થયેલાનું તો કહેવુંજ શું? વિષયવશ થયેલા પોતાની શુદ્ધ બુદ્ધ ભૂલી જઈ ભવિષ્યમાં પોતાનું શું થશે, તેનો વિચાર પણ કરી શકતા નથી; માટે વિષય વિવશ નહિ થતાં વિવેકી શ્રાવકે તેજ ઈંદ્રિયોને સ્વવશ કરવી. આમ સ્વવશ થયેલી ઈંદ્રિયો સદ્ગતિદાયી નીવડે છે. સ્પર્શેંદ્રિયાદિકનો સદ્‌વિવેક વડે સદુપયોગ–શ્રી દેવ ગુરૂ સંઘ સાધર્મિકની ભક્તિ, બહુ માનાદિકમાં કરવાથી સુશ્રાવકો પોતાના બન્ને ભવ સુધારે છે, અને તેથી વિપરીત વર્તનાર પોતાના બંને ભવો બગાડે છે, એમ સમજી ક્ષણિક વિષય સુખમાં નહિ લોભાતાં તેને પુંઠ દઇ સ્વશ્રેયઃ સાધી લેવા ચૂકવું નહિ, કેમકે પુનઃ પુનઃ આવી આત્મસાધન અનુકૂળ સામગ્રી મળવીજ મુશ્કેલ છે.

૨૮ મું—ચરણ કહેતાં ચારિત્ર ( સર્વ વિરતિ ) તે અંગીકાર કરવાના પરિણામ વિવેકી શ્રાવકે અવશ્ય રાખવા. '**सम्यग्ज्ञानदर्शन चारित्राणि मोक्षमार्गः**' આ પવિત્ર સૂત્રનું રહસ્ય જેણે સારી રીતે જાણ્યો હોય, તે એક ક્ષણ માત્ર પણ શીઘ્ર મોક્ષદાયી ચારિત્ર ધર્મને કેમ વિસારે ! પરંતુ પરમ ચારિત્ર ધર્મની પ્રાપ્તિ પ્રાયઃ પ્રાણીઓને અનુક્રમેજ

થાય છે, માટે દિન પ્રતિદિન વિરતિ ધર્મને વિશેષે વિશેષે સેવવા ખપ કરવો. પ્રથમ તો ઉભય લોક વિરૂદ્ધ પરસ્ત્રી-વેશ્યાગમનાદિક સપ્ત મહાઘોર વ્યસનોનો ત્યાગ કરવો. ( તે સંબંધી કાંઈક સવિસ્તર બ્યાન આગળ અપાઈ ગયું છે, ત્યાંથી જોઇ લેવું. ) ત્યારબાદ અનુક્રમે શ્રાવકના ૧૨ વ્રતોનું સ્વરૂપ સમજી તેઓમાંથી જેટલા વ્રતોનું પાલન થઇ શકે તેટલા પાળવા અભ્યાસ પાડી પ્રતિજ્ઞા કરવી, અને બાકીનાનો અભ્યાસ કરી અનુક્રમે નિયમ કરવો. છતી શક્તિએ આવી રૂડી સામગ્રી મળ્યા છતાં પ્રમાદમાં પડી પોતાનું ખાસ કર્તવ્ય ભૂલનાર ભાગ્યહીનને આગળ ઉપર ભારે શોચ કરવો પડે છે. મુનિ મહારાજના મહાવ્રતોની અપેક્ષા શ્રાવકના વ્રતો બહુજ સોહિલા છે. મુનિ મહારાજને દરેક મહાવ્રત ત્રિવિધે ત્રિવિધે પાળવાનું છે, ત્યારે શ્રાવકોને અનુવ્રતાદિક પણ યથાશક્તિ ગમે તે ભાંગે ગ્રહણ કરવાની છુટ છે, છતાં ઘણાક તો જ્ઞાનશ્રદ્ધાદિકની ખામીથી તેટલો પણ લાભ લેવા ભાગ્યશાળી થઇ શક્તા નથી. શ્રેષ્ઠ શ્રાવક તો ૧૨ વ્રત ધારી સર્વથા સચિત્ત ભક્ષણના ત્યાગી, તથા સર્વ વિરતી ચારિત્ર ધર્મના પૂર્ણ અભિલાષી હોય છે. આવા વિવેકી શ્રાવક પ્રાયઃ ચારિત્ર રત્નને પામે છે.

**संघोवरि बहुमाणो, पुथ्थय लिहणं पभावणा तिथ्थे;**
**सड्ढाणकिच्चमेयं, निच्चं सुगुरुवएसेणं.** ૯

૨૯ મું—શ્રી સંઘ ઉપર બહુ માન આત્માર્થિ સજ્જનોએ અવશ્ય ધારવું. શ્રી તીર્થંકર પ્રભુની પવિત્ર આજ્ઞાને પ્રાણ કરતાં અધિક માની સેવનાર સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધ કહેવાય છે. પરંતુ પરમ ઉપગારી પ્રભુની પવિત્ર આજ્ઞા ઉલ્લંઘી આપમતિથી ગમે તેમ અવળા ચાલનારા જનોનો સમૂહ પરમ પવિત્ર સંઘની ગણનામાં ગણવા યોગ્ય નથી. તેઓનાં આચરણ પવિત્ર આજ્ઞા વિરૂદ્ધ છે.

માટે પવિત્ર આજ્ઞાપાલક સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ શ્રી સંઘની પેરે, જગત્‌જયવંતા શ્રી જિન શાસનની ઉન્નતિ કરવાને બદલે તેઓ તો કેવળઆજ્ઞા વિરૂદ્ધ વર્તવાથી પવિત્ર શાસનની હીલના યા અવજ્ઞા કરનારા છે, તેથી તેઓ પ્રભુની આજ્ઞાપાલક શ્રી સંઘની બાહ્ય છે. પવિત્ર આજ્ઞાધારક શ્રી સંઘ તો શ્રી તીર્થંકરને પણ માન્ય છે, અને જે સંઘ ત્રિભૂવનપૂજ્ય શ્રી તીર્થંકરને પણ માન્ય છે, તેનો અનાદર ત્રણે ભૂવનોમાં કોણ કરી શકે તેમ છે? અને કદાચ મોહ મદિરાના નિશામાં કોઇ અનાદર કરે તો તે અંતે સુખી શીરીતે થઈ શકે? માટે સ્વકલ્યાણના ઇચ્છકે કદાપિ પણ પવિત્ર સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ વ્યસ્ત કે સમસ્ત શ્રી સંઘની મશ્કરી, નિંદા અવજ્ઞાદિક પોતે જાતે કરવાં નહિ, બીજા પાસે કરાવવાં નહિ, તેમજ કરનારને સંમત થવું નહિ; કિંતુ યથાશક્તિ તે પવિત્ર સંઘની ભક્તિ પોતે કરવી, બીજા પાસે કરાવવી, અને કરનારની પ્રશંસા કરવી. સ્વપરની ઉન્નતિ રચવાનો આ અતિ સહેલો (સુલભ) રસ્તો છે. જેઓ ઉક્ત વિવેકથી શ્રી સંઘની ભક્તિ કરે છે, તેઓ પરમ ભક્તિરસથી સકળ કર્મવારી અક્ષયપદ પામેછે. શ્રી સંઘ જંગમતીર્થ રૂપ છે, તેથી મોક્ષાર્થી જનોએ અવશ્ય સેવવા યોગ્ય છે.

૩૦ મું—પુસ્તક લિખનમ્—સર્વજ્ઞ ભાષિત અને ગણધરાદિક મહાપુરૂષ ગુંફિત આગમો (પંચાંગી સમેત) પ્રકરણો યા ગ્રંથોનું લખવું, લખાવવું અને લખનારને મદદગાર થવું એ સુશ્રાવકોનું અવશ્ય કર્તવ્ય છે. તે તે શાસ્ત્રો જેમ શુદ્ધ લખાય તેમ ખાસ ધ્યાન દેવાની જરૂરછે. આજ કાલ હુસ્તવડે લખાતા ગ્રંથો બહુધા અશુદ્ધ દેખાય છે. તેનાં ઘણાં કારણો છે, તે લક્ષ્યમાં લઇ વિચારતાં અને પૂર્વના શુદ્ધ ગ્રંથોની સાથે સરખાવતાં ઘણીજ દીલગીરી ઉપજે છે. તેમજ પૂર્વ પ્રભાવિક પુરૂષોએ લખાવેલા શુદ્ધ ગ્રંથોની

આજકાલ ઘણે ઠેકાણે ચાલતી ગેરવ્યવસ્થા જોઈ અપાર ખેદ ઉપજે છે, આવા પરમ પવિત્ર શાસ્ત્રોની હાનિ થવાનું કારણ અજ્ઞાન અને અવિવેકનું જોરજ સંભવે છે. કેમકે જો તે પવિત્ર શાસ્ત્રોનું ખરૂં મૂલ્ય સમજાયું હોય તો પછી કોણ મંદભાગ્ય તે પવિત્ર શાસ્ત્રનો ખરો ઉપયોગ નહિ કરતાં, તેમજ નહિ કરવા દેતાં જાણે પોતાના બાપની મીલકત હોય તેમ મમતાથી મહા કૃપણના ધનની પેરે તેમને સંતાડી રાખી, તેમનો લાભ લેવા ઈંતેજાર અને ખરા હકદાર સમસ્ત શ્રી સંઘની અવજ્ઞા કરી ઉધેડી આદિકથી તેમનો નાશ થઈ જાય ત્યાં સુધી તેમની ઉપેક્ષા કર્યા કરે ? ખરેખર કુસંપે ડાટ વાળ્યો છે. નહિ તો બે ઘડીની અંદર આ બધું પાંશરૂં દોર થઇ જાય. જો આ નાશ પામતા પુસ્તકોને અમૂલ્ય સમજી બચાવી લેવા હોય તો તેનો ખરો અને સરલ ઉપાય સંપજ દેખાય છે. આજકાલ લખાતા લાખો અશુદ્ધ ગ્રંથો કરતાં નાશ પામી જતા શુદ્ધ ગ્રંથોનો બચાવ કરી લેવામાં મહા મોટો ફાયદો સમાયેલો છે. નાશ પામેલી વસ્તુનો બીજે ઠેકાણે પત્તો મળવો મુશ્કેલ છે, તેમજ તેવા શુદ્ધ ગ્રંથોનો બચાવ કોઈ પણ રીતે થઈ શકે તો સારૂં, નહિ તો અતિ વિરલ અને ખાસ ઉપયોગી ગ્રંથોની એક એક નકલ અતિ શુદ્ધ કરી-કરાવી તે પ્રત ઉપરથી અનુકૂળ સાધનની સહાય લઈ બીજી શુદ્ધ પ્રતો કરાવવી વ્યાજબી લાગે છે. લાભાલાભ વિચારી જેટલી આશાતના ટાળી શકાય તેટલી ટાળી પવિત્ર ગ્રંથોનો ઉદ્ધાર કરવો એ વિવેકવંત સમયજ્ઞ સુશ્રાવકોની ખાસ ફરજ છે. આપણા પરમ પવિત્ર શાસનનો ખરો આધાર ઉપર કહેલા અમૂલ્ય અને પવિત્ર શાસ્ત્રો પર છે. તે આપણો અમૂલ્ય વારસો આજકાલના કેટલાક જડભરતો મિથ્યા માનના પૂતળાંઓના વિશ્વાસથી આપણે ગુમાવી ન બેસીએ, માટે આપણે વધારે સાવચેત થઈ તેઓને સમજાવી, સર્વ કબજો તેમની પાસે

થી લઇ, શાસનપ્રતિ ઉંડી લાગણી ધરાવનારા નરરત્નોને આગેવાની આપી તેઓની દેખરેખ નીચે તે અતિ કિંમતી વારસો સચવાવવો. આપણી બેદરકારીથી આપણે બહુ ખોયું છે, અને તે એટલું મોઘું કે તેનું મૂલ્ય મોટા જ્ઞાની ઝવેરીઓજ કરી શકે, પણ શિંગડાં અને પુંછડાં વિનાના નરપશુઓ કરી શકેજ નહિ. આશા છે કે હજુ પણ કુંભકરણની ઉંઘમાંથી જાગી ઉઠી પોતાનું ભવિષ્ય સુધારવા આપણા રડયાખડયા ભાઇઓ કંઇ કરશે; અને કંઇક ઝનુનથી કહેલા કઠિન શબ્દો માટે સારૂં માનશે.

૩૧ મું—તીર્થ કહીએ શાસન તેની પ્રભાવના–ઉન્નતિ સુશ્રાવક યથાશક્તિ અવશ્ય કરે. ઉપલક્ષણથી કોઇ માઠા સંયોગોવડે થયેલી મલીનતાને પણ વારે–દૂર કરે.

અત્રે વર્ત્તમાન શ્રી વીરશાસનનો મુખ્ય આધાર આગમો યા આગમધરો અને જિન પ્રતિમાઓ યા જિન મંદિરોપર છે. આગમોની સ્થિતિ કેવી દયામણી થઇ ગઇ છે તે અગાઉ લખાયેલ પારીગ્રાફથી સમજાશે, અને તે પરથી આજ કાલ આગમધરો કેવા છે અથવા કેવા હોઇ શકે તે પણ કંઇક સમજાશે. અર્થાત્ ભુલા પડી જતા ઉક્ત આધારને ટેકો દેવાની પોતાની ખાસ ફરજ છે. જિન પ્રતિમાઓ યા જિન મંદિરોના સંબંધમાં પણ લગભગ તેવુંજ છે. આનું કારણ પણ મુખ્યત્વે અજ્ઞાન, અવિવેક અથવા કુસંપજ દેખાય છે. પૂર્વે જ્યારે પૃથ્વીને જિન પ્રાસાદ મંડિત કરવા સમર્થ શ્રાવકો વીરો હતા ત્યારે અત્યારે પોતાનાજ ગામ યા નગરમાંના જિનબિંબો યા જિનમંદિરોનું સંરક્ષણ કરવા શ્રાવકો ભાગ્યેજ સમર્થ થાય છે. કારણ કે આજકાલ કેટલાક ધનાઢયો પૈસાના કેફમાં ડાહ્યા–દીર્ઘદર્શી શ્રાવકોની દલીલોની દરકાર નહિ કરતાં નવાં નવાં મંદિરો કરી તેમાં નવાં બિંબો ભરાવી જેટલો નાહક દ્રવ્યનો વ્યય વિવેક વિના કરેજ જાય

છે તેટલોજ વ્યય જો વિદ્યમાન જિનમંદિરો યા તેમના સંરક્ષણ દ્વારા જિન ભક્તિમાં વિવેક પૂર્વક કરે તો અપાર લાભ હાંસલ કરી શકે; પણ જ્યારે જૈન કોમનું અને સાથે પોતાનું ભલું થવાનું હોય ત્યારે તેઓને આમ સદ્બુદ્ધિ યા વિવેક જાગે ને ! એક બીજાની સ્પર્ધાથી કેવળ મિથ્યાભિમાનમાં અંજાઇ જઈ, માત્ર યશકીર્તિ ગવરાવવા કરેલું ગમે તેવું મોટું કામ ઉચિત વિવેકની મોટી ખામીથી શું પોતાને કિંવા અન્ય જનોને ઉપકારી થાય? ન થાય; માટે ઉચિત છે કે શ્રીમંત શ્રાવકોએ તેવા ધર્મકાર્યમાં દીર્ઘદર્શી અન્ય સાધર્મીઓ યા નિસ્પૃહ સાધુસમૂહનો અભિપ્રાય–હિતબોધ હૃદયમાં ધરી આગળ પગલું ભરવું. અન્યથા પોતાના અવિવેકથી ઉલટા શ્રી સંઘને બોજારૂપ થઇ પડાય. "પ્રાચીન જિનમંદિરોનો ઉદ્ધાર અને સંરક્ષણ કરવાથી અગણિત લાભ છે," તે પવિત્ર વાકય અધિકારી શ્રાવક સમુદાયે ભૂલી જવું ઘટતું નથી. કારણ કે પવિત્ર શાસનનો ખરો આધાર અત્યારે મુખ્યત્વે શ્રી જિનઆગમ તથા જિનપડિમાઓ ઉપર છે. અંતર્ચક્ષુ ઉઘાડી વિવેક જગાવી સમજવું જોઈએ કે ઉક્ત પવિત્ર આગમો આગમધરોના આધારે અને પાવન જિનપડિમાઓ શ્રી જિનમંદિરોના આધરે રહી શકે છે; એટલુંજ નહિ પણ ઉક્ત આગમ મુજબ વર્તનારા પવિત્ર આગમધરો અને વિધિ મુજબ નિર્માણ કરાવેલા પ્રાચીન જિનમંદિરો જગત્ જયવંતા જૈનશાસનના ખરેખરા અલંકાર છે.

**શ્રી ભદ્રબાહુસ્વામી, શ્રી ઉમાસ્વાતીવાચક, શ્રી સિદ્ધસેનદિવાકર, શ્રી હરિભદ્રસૂરિ, શ્રી હેમચંદ્રસૂરિ, વાદી શ્રી દેવસૂરિ** તથા મહોપાધ્યાય **શ્રી યશોવિજયજી** વિગેરે પ્રભાવક આગમધરોથી જેમ જૈનશાસનનો યશ ડંકો વાગ્યો છે, તેમજ શ્રી શત્રુંજય, ગિરનાર, આબુગઢ, અચિળગઢ, રાણકપુર, પાટણ, ખંભાત, તારંગા, રાજનગરાદિક અનેક સ્થળે શોભતાં પ્રાચીન જિન-

બિંબો અને જિનમંદિરોથી જૈનશાસનનો જયઘોષ સર્વત્ર પ્રસરેલો છે. તેથી જિનશાસનના ખરા આધારભૂત તથા અલંકારભૂત પવિત્ર પ્રાચીન આગમો તથા જીર્ણપ્રાય થયેલાં જિનમંદિરોનો ઉદ્ધાર કરવાનીજ આજ કાલ ખરી અગત્યતા છે, અને વિવેક પૂર્વક ઉક્ત મહાકાર્યમાં દ્રવ્યનો સદુપયોગ કરવાથીજ પવિત્ર શાસનની મોટી ઉન્નતિ યા પ્રભાવના થઈ શકવાની છે. આશા છે કે પ્રિય ભાઇઓ અને બહેનો આ અતિ અગત્યની વાત ખાસ લક્ષ્યમાં લઇ અનાદિપ્રિય સ્વચ્છંદપણું તજી શાસ્ત્રપરતંત્ર રહી સ્વહિત સાધશે; અથવા દ્રવ્યક્ષેત્રકાળભાવ વિચારી, પવિત્ર શાસનનાપરમરસિક સદ્ગુરૂનો સદુપદેશ લક્ષ્યમાં રાખી, જ્ઞાન કેળવણીમાં વૃદ્ધિ કરી સીદાતા સાધર્મીઓને ઉદાર સખાવત વડે ઉદ્ધરી, પવિત્ર શાસનની મોટી ઉન્નતિ કરી આત્મકલ્યાણ કરશે. કલ્યાણના અર્થી ભાઇઓ અને બહેનો વિવેક વડે લક્ષ્મી, યોવન અને આયુષનું અસ્થિરપણું સમ્યગ્ વિચારશે, ગફલત તજી પ્રમાદ રહિત થઇ મહા ભાગ્યયોગે સાંપડેલી આ સર્વોત્તમ સામગ્રીનો યથેચ્છ લાભ લઈ સ્વજન્મ સાર્થક કરશે. ક્ષણિક યશકીર્તિના લોભમાં તણાઇ અક્ષય સુખનો લાભ જતો નહિ કરશે, અને મુગ્ધ જનોને રંજન કરવા તન મન અને ધનનો ભોગ આપવા કરતાં પરમાત્મ પ્રભુને રંજિત કરવાને પોતાનું સર્વસ્વ અર્પણ કરવા આગળ પડશે, પોતાના પ્રિય પ્રાણ કરતાં પણ પરમ પવિત્ર શ્રી પરમાત્માની આજ્ઞાને અત્યંત પ્રિય સમજી પરમ પવિત્ર પ્રભુની પવિત્ર આજ્ઞાની ખાતર પોતાના પ્રિય પ્રાણોનું પણ બલિદાન દેવા ડર ખાશે નહિ. યતઃ " आणाए धम्मो " અર્થાત્

**जिनेन्द्रपूजा गुरुपर्युपास्ति, सत्वानुकंपा शुभपात्रदानं ।**
**गुणानुरागः श्रुतिरागमस्य, नृजन्मवृक्षस्य फलान्यमूनि ॥**

આ શ્લોકમાં કહેલાં શ્રી જિનેશ્વર પ્રભુની પૂજા આદિ

સર્વ ધર્મ કૃત્યો પરમકૃપાળુ પ્રભુની પવિત્ર આજ્ઞા પૂર્વકજ સફળ થાય છે.

તેમજ કહ્યું છે કે " **आणाराहियमणुट्ठाणं पलालपुलुव्व पाडिहाइ** " અર્થાત્ પરમ કૃપાળુ શ્રી તીર્થંકર પરમાત્માની પવિત્ર આજ્ઞા રહિત કરેલું–વિરૂદ્ધ અનુષ્ટાન ધાન્ય રહિત પલાલના પૂળા જેવું નિઃસાર લાગે છે; કંઇ શોભતું નથી. માટે જેમ બને તેમ સાવચેતીથી પરમ કરૂણાળુ પ્રભુની પરમ પવિત્ર આજ્ઞાનું આરાધન કરવા અવશ્ય ખપ કરવો.

કેવળ લોક પ્રવાહમાં તણાઇ મુગ્ધ લોકોનું મન રંજિત કરવા આગમ મર્યાદા મૂકી આપમતિએ ચાલવામાં કેટલી બધી હાનિ થાય છે, અને પરમ પવિત્ર આગમ–મર્યાદા સાચવી શાસ્ત્રપરતંત્ર રહી વર્તવામાં કેટલો બધો ફાયદો છે, તે પ્રમાદ પરીહરી શ્રી સદ્ગુરૂના ચરણ કમળની સમ્યગ્ સેવાથી પરમ પવિત્ર શાસ્ત્રરહસ્ય પામવાથી સમજાશે. મહાત્મા **શ્રી યશોવિજયજીએ** કહ્યું છે કે " **જનમનરંજન ધર્મનું, મૂલ ન એક બદામ.** " આ અતિ ઉંડા રહસ્યવાળા વાકયથી કેટલું બધું સમજવાનું છે! જો પોતાના આત્માનું ખરેખર કલ્યાણ કરવુંજ હોય તો સદ્ગુરૂચરણાધીન રહી વર્તવું. પરમ પવિત્ર વીતરાગ વચન અનુસારેજ સદા જેમનું વર્તવું અને કથવું થાય છે તેવા સ્વપરહિતકારી મહાત્માઓને સદ્ગુરૂ સમજવા. જેઓ પોતાના ખોટા સ્વાર્થમાં અંધ બની બીજાઓને અવળે રસ્તે દોરે છે તેઓ પથ્થરની નાવ જેવા કુગુરૂઓ સ્વપરને ડુબાડનારા છે. વિષયાંધ બની કેવળ વેશ–વિડંબના કરનારા પાપાત્માઓનો નરક વિના બીજો રસ્તો નથી. સ્વશ્રેયઃ સાધવા ઇચ્છતા સુગુણ શ્રાવકોએ તેવા પાપીઓનો સંગ સર્વથા પરીહરવો. અહો! અતિ ખેદની વાત છે કે કેટલાક મુગ્ધ ભાઇઓ અને બહેનો આવાં અતિ નીચ–હલકાં કૃત્ય કરનારાઓનો પણ સંગ કર્યા કરે છે. પવિત્ર શાસ્ત્રો

તો ફરમાવે છે કે " **કાળા નાગનો સંગ કરવો સારો, પણ કુગુરૂનો સંગ કરવો સારો નહિ.** " કેમકે કાળો નાગ કરડે તો કદાચ એકવાર મૃત્યુ થાય, પણ આવા કુગુરૂથી તો અનાચાર સેવી યા પોષી અનંત ભવ ભ્રમણ કરવું પડે. માટે આત્માર્થી સજ્જનોએ તો સદા સ્વપરહિતકાંક્ષી સદ્ગુરૂઓનોજ સંગ કરવો. કદાપિ મરણાંત કષ્ટ આવી પડે તોપણ કુગુરૂઓનો સંગ કરવો નહિ.

શુદ્ધ દેવગુરૂ અને ધર્મની બરાબર ઓળખાણ કરી અત્યંત ભક્તિભાવે તેઓનુંજ સેવન કરવું. પવિત્ર શાસ્ત્રકારો કહે છે કે '**ધર્માર્થી જનોએ ધર્મની પરીક્ષા સુવર્ણ અથવા રત્નની પેરે કરવી.**' પરીક્ષા પૂર્વક ગ્રહણ કરેલી શ્રેષ્ઠ વસ્તુનું શ્રદ્ધા પૂર્વક સેવન કરવાથી તેનું ફળ મળી શકે છે; અને પરીક્ષા વિના બહારના આડંબર માત્રથી ગ્રહણ કરેલી ખોટી વસ્તુથી તો માત્ર કલેશનાજ ભાગી થવું પડે છે. પ્રિય ભાઇઓ અને બહેનો! યાદ રાખો કે શુદ્ધ દેવગુરૂ અને ધર્મની પરીક્ષામાં ભલા ભલા ભૂલે છે. મોટા ઝવેરીઓ અને ચોકશીઓ ભૂલે છે, મોટા પુરાણીઓ, વેદવિદો અને કાજીઓ ભૂલે છે, અરે! મોટા દેવ દાનવો અને ભૂપો પણ ભૂલે છે. માટે આખા જીવનના સારભૂત અતિઉપયોગી અને અમૂલ્ય ધર્મની પરીક્ષા કરવામાં ગફલત કરવી નહિ. તમે તુંગીયા નગરીના શ્રાવકોની વાત યાદ લાવો; અને જેમ તેમ શીઘ્ર સ્વસ્વઉચિત આચારવિચારમાં સુદૃઢ થાઓ. તમે સર્વે સદ્ગુરૂની સેવામાં રસિક થઈ જેઓ છતી સદ્ગુરૂ આદિક શુભ સામગ્રી તજી કેવળ આપમતિએ એકલા વિચરી મોકળા મહાલે છે તેઓનો પાપી પ્રસંગ તજો. કેમકે તેવા વેષવિડંબકોને પુષ્ટિ આપતાં તમે કેવળ પાપનેજ પુષ્ટિ આપી અનર્થ વધારો છો. પૂર્વે થયેલા ઉત્તમ શ્રાવકો અને શ્રાવિકાઓનાં ચરિત્રો સંભારો. **શ્રી શ્રેણિકરાજા અભયકુમાર મંત્રીશ્વર** તથા **સુલસા**

શ્રાવિકાની પેરે શુદ્ધ દેવગુરૂ અને ધર્મની પરીક્ષામાં ચતુર થાઓ; જેથી કદાપિ નહિ ઠગાતાં સ્વસ્વ ઉચિત આચારો-માં ચિરકાળ સુદ્દઢ રહી અંતે શ્રી સર્વજ્ઞ આજ્ઞાને સમ્યગ્ આરાધી સહેલાઈથી સદ્દગતિ સાધી શકે.

સ્વસ્વ વ્રતમાં દ્દઢતા કરવા **શ્રી સૂર્યયશા** પ્રમુખના ચમત્કારિક દાખલાઓનું પુનઃ પુનઃ સ્મરણ કરતા રહો; અને **'શ્રી ભરહેસર બાહુબલી'** પ્રમુખમાં વર્ણવેલા ઉત્તમ શિલાદિક અસંખ્ય ગુણશાળી પવિત્રભાઈઓ અને બહેનોની પેરે ચિરકાળ પર્યંત અખંડ શીલાદિક ઉત્તમ ગુણમણિર-ત્નોનો ભંડાર ભર્યા કરો. તમારાથી બની શકે તેટલી સીદાતા સાધર્મીઓયે સહાય આપો; અને સ્વસાધર્મીઓને પુષ્કળ સહાય આપી ઉદ્ધરનારા **શ્રી સંપ્રતિ રાજા, કુમારપાળ ભૂપાળ, વિમળશાહ, વસ્તુપાળ તેજપાળ** અને **જ-ગડુશાહ** પ્રમુખ પૂર્વ પ્રભાવ પરમાર્હતો ( શ્રાવકો ) ના ઉત્તમ સુકૃતોની અનુમોદના કરી કદાપિ પણ સ્વોત્કર્ષ ( આપ બડાઈ ) નહિ કરતાં હુમેશાં આત્મલઘુતા ભાવો. હુમેશાં યાદ રાખોકે પરનિંદા અને આત્મપ્રસંશા કરનાર માણસ પોતાના કરેલા સુકૃતોનું ફળ ગુમાવી દે છે, અને આત્માતઘુતા ભાવનાર સત્પુરૂષ દિનપ્રતિદિન ગુણાનુરાગી હોવાથી ગુણાધિકતા પામતોજ જાય છે. કદાચ કંઈ પણ સુકૃત કરતાં અથવા કર્યાબાદ તમને સ્વોત્કર્ષ આવે તો તેને ટાળવાનો સરસ અને સરલ રસ્તો એ છે કે પુર્વ પુરૂષરત્નોનાં ઉત્તમ ચરિત્રો તરફ દૃષ્ટિ દેવી. અને **'જનમનરંજન ધર્મનું, મૂલ ન એકુ બદામ'** એ વાત વારંવાર યાદ કરવી. પવિત્ર ધર્મમાર્ગમાં અન્ય જીવોને જોડવા માટે તે-મનું ચિત્ત રંજન કરવામાં તો ગુણજ છે, એમ શાસ્ત્રકા-રોનું ક્હેવું છે. ગમે તેવો ઉત્કૃષ્ટ ધર્મ કોઇ શ્રાવક પાળતો હોય, અને તેથી કદાચ તેના મનમાં બીજા શ્રાવકોની અ-પેક્ષાએ પોતામાં અધિકતા ભાસે, તોપણ ઉત્તમ મહાવ્રતોને

કપટ રહીત અખંડ પાળનારા મુનીમહારાજાને દેખી તેનું માન ગળી જવાનું.

અત્રે પ્રિય ભાઇઓ અને બ્હેનોને આગ્રહ પૂર્વક કહેવાનું કે જેમ પોતાનું શ્રેય સધાય તથા પોતાના સાધર્મીઓના શ્રેયઃ સાધનદ્વારા પવિત્ર શાસનની ઉન્નતિ-પ્રભાવના થાય તેમ અહોનિશ યત્ન કરવો. એજ આ અતિ અમૂલ્ય મનુષ્ય જન્માદિ દુર્લભ સામગ્રી પામવાનું ઉત્તમોત્તમ ફળ છે. શ્રાવક ધર્મકૃત્યોનું અહીં અતિ સંક્ષેપથી ખ્યાન આપવામાં આવ્યું છે. કેમકે પ્રાયઃ જીવોનો મોટો ભાગ સંક્ષેપરૂચિ જણાય છે. વિશેષરૂચિ ભાઇઓ અને બ્હેનોએ સદ્ગુરૂઓની સમ્યગ્ ઉપાસના કરી વિશિષ્ટ શાસ્ત્રરહસ્ય મેળવવા ખપ કરવો. પવિત્ર શાસ્ત્રરહસ્ય મેળવી જેમ શીઘ્ર આત્મ ઉપકાર તથા પરોપકાર કરી જગત્ જયવંતા શ્રી જૈનશાસનની ઉન્નતિ થાય તેમ યત્નપર રહેવું. જે અપૂર્વ શાસ્ત્રરહસ્ય આપણને પ્રાપ્ત થયું હોય તે બીજા યોગ્ય જીવને સમજાવી કૃતાર્થ થવું. જેમ જગતવર્તી સર્વ જીવો પરમપવિત્ર શ્રી વીતરાગ શાસનના રાગી થાય તેમ પરોપકારદ્રષ્ટિથી સદા પ્રવર્તવું, જેથી સ્વપર શ્રેયઃસાધનદ્વારા શ્રી જૈનશાસનની પ્રભાવના ઉત્કૃષ્ટ પ્રકારની થવા પામે. •

## देवद्रव्य, ज्ञानद्रव्य अने साधारण द्रव्य विचार.

દેવેંદ્ર, નરેંદ્ર અને યોગીંદ્ર સેવિત જગત્પૂજ્ય શ્રી જિનેશ્વરદેવની ભક્તિ પ્રભાવના અર્થે નિર્માણ કરેલું કે નિર્માણ થયેલું દ્રવ્ય દેવદ્રવ્ય કહેવાય છે. ઉક્ત દેવદ્રવ્ય જ્ઞાન દર્શનાદિક ગુણોની પ્રભાવના કરનાર મહિમા વધારનાર હોવાથી સર્વથી મુખ્ય ગણાયછે, તેમજ તેનું ન્યાયથી રક્ષણકે વૃદ્ધિ કરનારને ઘણુંજ ફળ બતાવ્યું છે. અર્થાત્ શાસ્ત્રનીતિ સમજી વિવેકથી જ્યાં વાવરવાની જરૂર દેખાય, ત્યાં ઉદાર દીલથી ખોટો મમત્વ

નહિ રાખી વાવરવાના ઉપયોગ પુર્વક રક્ષણ કરનાર તેમજ શાસ્ત્રનીતિને અનુસરીનેજ ન્યાયથી અને વિવેકથી તેની વૃદ્ધિ કરનાર ઘણુંજ ફળ-યાવત્ તીર્થંકરપણું પણ ઉપાર્જે છે. પરંતુ ઉલટી રીતે એટલે શાસ્ત્રનીતિ વિરૂદ્ધ વર્તી અર્થાત્ અન્યાય અને અવિવેકથી એટલે દેવ દ્રવ્યપર ખોટો મમત્વ ધારી તેને ઉચિત સ્થાને પણ નહિં વાપરતો અથવા નહિં વાપરવા આપતો તેને કૃપણની પેરે ભૂમિ આદિકમાં સંગ્રહી રાખતો, તેમજ વાપરવા યોગ્ય સ્થળે પણ કૃપણ દોષથી જોઇએ તેમ તેટલું પણ વિવેકથી નહિ વાપરતો અથવા તો બેદરકારીથી તેનો ગેર ઉપયોગ કરતો અથવા કરવા દેતો અર્થાત્ ઉડાવતો તે દેવ દ્રવ્યને સાચવતો છે તો કે શાસ્ત્ર વિરૂદ્ધ નીતિથી ( જેમ મહા આરંભાદિકની વૃદ્ધિ થાય અથવા તે દ્રવ્યનો વિનાશ થાય તેમ તેવાને વ્યાજે કે અંગ ઉધાર ધીરી ) ઉક્ત દેવ દ્રવ્યની વૃદ્ધિ કરનાર ઉલટો સંસાર ભ્રમણજ કરે. તાત્પર્ય કે દેવ દ્રવ્યનું રક્ષણ કરનાર કે તેની વૃદ્ધિ કરનાર શાસ્ત્ર ન્યાય નીતિમાં નિપુણ અને પ્રમાદ રહિત તે પ્રમાણેજ વર્તવા વાળો જોઇએ. તેવા ચકોર પુરૂષથી તે દેવ દ્રવ્યની ધારેલી નેમ-જ્ઞાન દર્શનાદિ ગુણોનો મહિમા વધારવા રૂપ-પાર પડી શકે છે, પણ બીજાથી પડતી નથી. માટે બનતા સુધી તેવા પુરૂષરત્નને શોધી કાઢી તેવાનેજ તેવો અધિકાર સોંપવો જોઈએ. તેવા પુરૂષ ન મળે તો જે સામાન્ય રીતે પણ વ્યવહાર કુશળ, નીતિપ્રિય, લોકપ્રિય સાથે શ્રદ્ધા વિવેકથી શોભતો હોય તેમજ અત્યંત ભવભીરૂ હોય તેવાનેજ ઉક્ત દ્રવ્યની વ્યવસ્થા કરવા ભલામણ કરવી. સદહું માણસે પણ જેમ બને તેમ શીઘ્ર તે દેવદ્રવ્યાદિક સંબંધી શાસ્ત્રનીતિ જાણવા જ્ઞાની પુરૂષોનો આશ્રય લઇ ખપ કરવો, જેથી પોતાને અને સંબંધીજનોને બાધ આવે નહિ. બનતા સુધી તેવા કામમાં સદહું માણસની સહાયમાં એક કરતાં વધારે માણસે ઉભા રહેવું. તેમજ

સદહું માણુસે પણ સહાય આપનારની સંમતિ મેળવીને કામ કરવું. નહિ તો કવચિત્ સ્ખલના થવાથી મોટા દુઃખનું કારણ થાય. નિઃશુક પરિણામી શ્રદ્ધા અને વિવેકહીન ન્યાયનીતિ કે લોક વિરૂદ્ધ વર્તનારા કોઇપણ ઉદ્દંડને ઉક્ત અધિકાર આપવો નહિ. તેવા અનધિકારીને સોંપવાથી તેને અને સોંપનાર સર્વેને ભારે નુકશાન થાય છે, અને ઉત્તમ દેવદ્રવ્યનો ગેર ઉપયોગ કે વિનાશ થાય છે. સહ્હું દેવદ્રવ્યનો વિનાશ કે ઉપેક્ષા કરનારને, ભક્ષણ કરનારને તેમજ તેમાં દાક્ષિણ્યતાથી પણ સામેલ રહેનારને અનંત સંસાર રઝળવો પડે છે. જેમ બને તેમ તેનો લેપ-ડાઘ-દોષ ન લાગે તેમ ભવભીરૂ વિવેકીએ કાળજીથી વર્તવાની જરૂર છે. થોડો પણ દેવદ્રવ્યનો વિનાશ ભારે નુકશાન કરે છે, તો સર્વથા વિનાશ કરવાથી કે ઉપેક્ષાબુદ્ધિ ધારવાથી કેટલું બધું અહિત થાય તે વિવેક આણી વિચાર કરવો. વિવેક રહિત સહસા કામ કરનારને પાછળથી બહુજ પસ્તાવું પડેછે, માટે ગમે તેવી આપત્તિ વખતે પણ દાનત પાક રાખી રહેવાથી અંતે શ્રેય થાય છે, અને એવા વિવેકી સજ્જન સદ્ગૃહસ્થોજ આવા અધિકારને લાયક છે. પણ સ્વાર્થ સાધવાજ તત્પર વિવેકવિકલ લાયક નથી.

પવિત્ર જ્ઞાન દર્શનાદિકના મહિમાને વધારનાર દેવદ્રવ્યનું ભક્ષણ, વિનાશ કે ઉપેક્ષા કરવાથી, પહેલાં તે ગમે તેવી સારી સ્થિતિ ભોગવતો હોય, ગમે તેવો ડાહ્યો ગણાતો હોય, ગમે તેવો સુખી હોય પણ તે થોડાજ વખતમાં પાયમાલ થઇ જાય છે. ઈજત આબરૂ ગુમાવી બેસે છે. પૈસા ટકાથી ઘાસી જાય છે. અર્થાત્ નિર્ધન બની જાય છે. તેમજ તેની બુદ્ધિ પણ બુંઠી થઈ જાય છે. અને મતિ મુંઝાઈ જાય છે, તેથી મારૂં ભવિષ્ય કેવું થશે, તેનું તેને કંઇ ભાન રહેતું નથી. અનુક્રમે વધારે વધારે દોષ સેવનથી નિઃશુક પરિણામી થઈ ધર્મ-આચારથી ભ્રષ્ટ થઈ જાય છે. તેથી

શાકુઆરના મુખમાં પણ ન છાજે તેવું દીવાળીઆ જેવું બકે છે, યાવત્ આબરૂના કાંકરા કરે છે. જેમ પોતાની પ્રકૃતિને પ્રતિકૂળ વિરૂદ્ધ નિષિદ્ધમાંસાદિ અભક્ષ્ય ભક્ષણ કરનારની પાયમાલી થાય છે, તેમ આનું પણ સમજવું. પ્રથમ જાણે મોટી શિલા ( પથ્થર ) પેટમાં પડી હોય, તેમ પેટ સજ્જડ થઈ જઇ અગ્નિને મંદ પાડી અજીર્ણ દોષ પેદા થવાથી અનેક વ્યાધિઓને પેદા થવાનું બને છે, તેમ તે કરતાં પણ અનંતગણું નુકશાન કરનાર આ અત્યંત આગ્રહ પૂર્વક વર્જવા યોગ્ય બતાવેલ શ્રી દેવદ્રવ્યનું ભક્ષણ, વિનાશ કે ઉપેક્ષાનું કરવું છે. માટે જેમ બને તેમ દાનત પાક રાખી ઉક્ત દ્રવ્યની વિવેકથી રક્ષા કે વૃદ્ધિ કરવી જેથી એકાંતિક અને આત્યંતિક એવો તાત્વિક મોક્ષરૂપ લાભ થાય.

જેમ દેવદ્રવ્ય તેમજ જ્ઞાનદ્રવ્ય આશ્રી પણ સમજવું, કેમકે તે દ્રવ્યવડે જ્ઞાનનો અભ્યુદય થઇ શકે છે, અને તે સમ્યગ્ જ્ઞાનના પ્રભાવથી વસ્તુતત્વયથાર્થ જાણી–સમજી શકાય છે, જેથી બહુધા દોષના દાવથી છૂટી આત્માનો બચાવ કરી શકાય છે. અન્યથા અનેક દોષોના સંકટોમાં વારંવાર ઝંપલાવાનું બની આવે છે. માટે ઉક્ત દ્રવ્યના સદુપયોગ પૂર્વક તેની રક્ષા કે વૃદ્ધિ પણ દેવ દ્રવ્યની પેરે વિવેક અને કાળજી રાખીનેજ કરવી, જેથી પવિત્ર શાસનની દિન પ્રતિદિન ઉન્નતિ થયા કરે.

ઉક્ત બંને પ્રકારના દ્રવ્યથી સાધારણ દ્રવ્ય તરફ ઓછું ધ્યાન ખેંચવા યોગ્ય નથી. કેમકે તે બંનેને પથ્યાહારની પેઠે પુષ્ટિ આપનાર સાધારણદ્રવ્ય છે. ખરી રીતે તે ઉભયને પુષ્ટિજનક હોવાથીજ સાધારણ કહેવાય છે. માટે સાધારણ દ્રવ્યની પુષ્ટિ કરનારને પૂર્વ ઉભયની પુષ્ટિનું ફળ મળી શકે છે, તેમજ સાધારણ દ્રવ્યના લોપ કરનારને પૂર્વોક્ત ઉભયની હાનિનું ફળ મળે છે.

પ્રસંગે કહેવા યોગ્ય છે કે આજકાલ સાધારણ ખાતું ઘણુંજ ડૂબતું હોવાથી બીજાં ખાતાંઓને બહુધા ધકકો લાગે છે, માટે બીજાં ખાતાંઓ કરતાં સાધારણ ખાતાં તરફ ભવ્ય પ્રાણીઓએ ખાસ વધારે લક્ષ દેવાની જરૂર છે. કેટલાક અજ્ઞાની જીવો તો પોતાના સંબંધીઓની પછાડી અમુક રકમ મોગમ અથવા અમુક ધર્માદા કહ્યા છતાં આપ આપણી મોજ મુજબ તે દ્રવ્યનો ઉપયોગ કરી પોતાને નિર્દોષ માને છે, તે ન્યાયયુક્ત નથી. દૃષ્ટાંત તરીકે અમુક શાહુકારના અમુક દિવસથી બાકી કાઢી આપ્યાબાદ જેમ તેને વ્યાજ સહિત અંતે ભરપાયા કરી આપવા પડે છે, તેમ યા તેથી અધિક આ ધર્મમહારાજનું દેણું સમજવાનું છે, છતાં જે દગબાજી કરી વ્યાજ પોતે ખાઇ મૂળગી મૂડી પણ ટૂંકી મુદતમાં પતાવી આપતો નથી, તેને અવશ્ય બહુ સંસાર ભ્રમણ કરવું પડે છે. શ્રી ધનેશ્વરસૂરી મહારાજ શ્રી શત્રુંજય મહાત્મ્યમાં કહે છે કે.

**धर्मेणाधिगतैश्वर्यो, धर्ममेव निहंति यः।**
**कथं शुभायातिर्भावी, स स्वामिद्रोहपातकी ॥**

અર્થાત્ ધર્મના પ્રભાવવડે પ્રાપ્ત થઇ છે લક્ષ્મી-સંપદા જેને એવો જે પ્રાણી ધર્મનેજ હણે છે-લોપે છે તેવા સ્વામી દ્રોહ કરનાર પાપી પ્રાણીનું ભલું શી રીતે થશે? અર્થાત્ તેવા બદદાનતવાળા પાપી પ્રાણીનું ભલું કોઇ રીતે થવાનો સંભવ નથી. માટે બોલ્યું તેવું પાળવું એજ સજ્જનતાનું લક્ષણ છે. ખરી રીતે પહેલાં બોલ બોલવા-પ્રતિજ્ઞા કરવી-તે પૂરતી રીતે પોતાની શક્તિ વિચારીને કરવી કે જેથી પાછા તેથી ફરી જવા-પ્રતિજ્ઞા ભ્રષ્ટ થવા વખત ન આવે. આજકાલ આમ પુખ્ત વિચાર કર્યા વિના કેવળ ગાડરીયા પ્રવાહે પ્રતિજ્ઞા કરી ભ્રષ્ટ થતા અને થયેલા અને તેમ કરી અંતે મહા દુઃખી સ્થિતિ સાક્ષાત્ અનુભવતા ઘણા પ્રાણી દેખાય છે.

જ્યારે જ્ઞાની પુરૂષો લક્ષ્મી સંપાદન કરવાનું મુખ્ય સાધન ન્યાય પ્રમાણીકતાજ બતાવે છે, ત્યારે આજકાલ ઘણા જડભરતો અન્યાયનેજ મુખ્ય પદ આપી સંતોષ ધારે છે, જેને પરિણામે આજકાલ પ્રતીત થતી અધમ સ્થિતિનેજ ભોગ પડવાનો વખત બહુધા આવ્યા વિના રહેતો નથી. અથવા જાણી જોઇને પથ્ય તજી કુપથ્ય ભજનારને હિત સુખ શી રીતે થાય ? પથ્ય સમાન તો ન્યાય માર્ગ છે, અને કુપથ્ય સમાન અન્યાય માર્ગ છે, તો હે ભવ્ય પ્રાણીઓ ! જો તમે આ લોકમાં પ્રત્યક્ષ સુખ પામવાને ઇચ્છતા હો તેમજ પરલોકમાં પણ વિશેષે સુખી થવા ચાહતા હો તો અન્યાય રૂપ કુમાર્ગને મૂકીને તરત ન્યાયનો સિદ્ધો રસ્તો ઝાલો-પકડો. સ્વચ્છંદ મતિ તજી દેઈ શાસ્ત્ર મતિ ધારો. અવિવેક મૂકી વિવેક આદરો. કુમતિનો સંગ પરીહરી સુમતિનો સંગ ભજો. આજસુધી અજ્ઞાન દશાએ ભૂલા ભમ્યા તેનો પશ્ચાતાપ કરી ફરી ભૂલ ન કરવા દૃઢ સંકલ્પ કરો, અને બીજા પણ તમારા મિત્રો કે સંબંધી જનોમાં સારી આચરણાથી દાખલો બેસાડો, તેઓને સારી હિત શિખામણ આપો જેથી તેઓ પણ સારે રસ્તેજ ચાલે.

હઠ કદાગ્રહ દૂર કરી જેમ આપણું સુધરે, શ્રેય થાય તેમ વર્તવું; એટલુંજ નહિ પણ આપણું સુધરતું કે સુધરેલું દેખી બીજા પણ આપણે ગ્રહણ કરેલા ઉત્તમ માર્ગે ચાલે તેમ વર્તવું. આપણે વિચારીએ જે આપણે આપણો સુધારો આગળ પર કરી લેશું, પણ તે કેવળ મોહભ્રમજ માનો, કેમકે પ્રત્યક્ષ આપણો થતો બગાડ ઉવેખીને ભાવી કાળપર સુધરવાની આશા શ્યા બાને રાખવી ? માટે તેવી ઉપેક્ષા બુદ્ધિ નહિ ધારતાં જેમ વહેલાં વહેલાં પોતાની ભૂલ સુધારી લઇ પોતાનું શ્રેયઃસધાય તેમ વર્તવું, એજ ઉત્તમતાનું લક્ષણ છે. સમજણ પણ તેનીજ ખરી. સુધરવાની ખાલી ( ખોટી )

આશાપર જીવતાં ઓચીંતા કાળે પોતાની રાક્ષસી દાઢ નીચે દાબી નાંખ્યાં તો પછી કોને પૂછવા જવું? માટે " પાણી પહેલાં પાળ " ની જેમ આગમજથીજ પોતાના શ્રેય માટે ઉપાય યોજવા.

આ પ્રમાણે આત્મ સુધારા માટે સચિંત અને કાળજીવાળા ભવ્ય પ્રાણીઓ ખરેખર પોતાનું હિત સાધી શકે છે. તાત્પર્ય એ છે કે દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, સાધારણ દ્રવ્ય કે ગમે તેવા ધર્માદાના દેણાથી પોતે મુક્ત થઇ બીજા પણ ડૂબતા એવા પોતાના મિત્રો કે સંબંધી જનો હોય તો તેને પણ મુક્ત કરવા ખાસ ઉત્કંઠા રાખવી. તેમજ એકઠા થયેલા દેવ-જ્ઞાન સાધારણ કે ધર્માદા દ્રવ્યની યોગ્ય વ્યવસ્થા કરવા એક સારી વ્યવસ્થાપક કમીટી સ્થાપવી, જે કમીટીના પ્રમુખ યા સેક્રેટરીઓએ તે તે દ્રવ્યની યોગ્ય વ્યવસ્થા કરવા પોતાની બુદ્ધિ શાસ્ત્રપરતંત્ર રાખી વિચાર કરી જ્યાં જ્યાં ખાસ જરૂર હોય, ત્યાં ત્યાં તેનો ઉપયોગ કરી જેમ જ્ઞાન દર્શનાદિક ઉત્તમ ગુણોની પ્રભાવના થાય તેમ કરવા ચૂકવું નહિ. થતી આશાતનાઓ દૂર કરવા પ્રથમજ વિચાર રાખવો. ઉપરાંત તે તે દ્રવ્યની રક્ષા તેમજ વૃદ્ધિ પણ પવિત્ર શાસ્ત્ર આમ્નાય સમજી તેને અનુસારેજ કરવા અમલ કરવો, તેમજ તેવી રીતે અમલ કરવા બીજાઓને સલાહ આપવી. ટૂંકાણમાં શ્રી વીતરાગ વચન અનુસારે જેમ સ્વપરનું શ્રેય થાય, પવિત્ર જિનશાસનની ઉન્નતિ થાય તેમ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવને લક્ષ્યમાં રાખી વર્તવું.

આ વિષય ઘણો ગંભીર અને ઉપયોગી હોવાથી વિશેષ રૂચિ ભવ્ય સત્વોએ તે તે વિષય સંબંધી ગ્રંથો ખાસ અવલોકી તત્ત્વરહસ્ય ખેંચી જેમ સ્વપરનું શ્રેય થાય તેમ સરળપણે વર્તવા યત્ન કરવો. ધર્મરહસ્ય જાણી તે મુજબ સરલતાથી વર્તવું એજ સાર છે. જાણવું પણ તેનુંજ લેખે

છે, નહિ તો કેવળ ભારભૂતજ સમજવું. ખરી રીતે ન્યાયને યથાર્થ સમજનાર અને ભવભીરૂ હોઇ તેજ પ્રમાણે ન્યાય થી ચાલનાર જગતૂને આશીર્વાદ રૂપ થાય છે, અને તેથી વિરૂદ્ધ વર્તનારો શ્રાપ રૂપજ નીવડે છે. પ્રમાણિકરીતે ચાલનાર માણુસ સરલ હોઈ શકે છે, પણ અપ્રમાણિક-અન્યાયી તો સર્પની પેરે વક્રતાજ ધારણ કરે છે. તે મિથ્યા વિષથી ભરેલો હોવાથી ભવભીરૂ સજ્જનો તેનો સંગ કે વિશ્વાસ કરતા નથી. તેનાથી દૂર રહે છે, યા તેનેજ દૂર કરે છે. ન્યાયના અર્થી જીવોને સમજવા એક દાખલો દેખાડીએ- શ્રીમંત પિતાદિકની લક્ષ્મીનો વારસો મેળવવા જેટલે દરજ્જે તેના પુત્રાદિક હકદાર છે તેટલેજ દરજ્જે તેજ પિતાદિકનું દેવ, જ્ઞાન, સાધારણ યા ગમે તે ધર્માદા દ્રવ્ય પોતાની થઇ આવેલી હીણુપતને લઈને કે કેવળ પ્રમાદથીજ દેવું રહી ગયેલું હોય તે તે દ્રવ્ય દેવાને તેના પુત્રાદિકનો ઓછો હક નથી. જ્યારે મરી ગયેલાં કે બેભાન થઇ ગયેલાં માબાપ આદિકના લેણાં નાણાં તેના પુત્રાદિક વસૂલ કરી શકે છે તેમજ દેણાં નાણાં પણ તેઓએજ ચૂકવવાં જોઇએ છીએ; ત્યારે જેઓ કેવળ સ્વાર્થ અંધ થઈ લેણું લઇ દેણું દેવા ઇચ્છે નહિ તેઓ તો ન્યાય માર્ગથી આઘા ( દૂર ) ચાલનારા છે એમ સમજવું. તેવા અન્યાયાચરણથી અંતે તેઓની ભારે ખુવારી થાય છે. “ આહાર તેવો ઉદ્દગાર ” તે ન્યાયે બુદ્ધિ મલીન થવાથી તેઓ થોડાજ વખતમાં ધર્મ અને લક્ષ્મી ઉભયથી ભ્રષ્ટ થઇ જાય છે. અથવા તો જ્યારથી અન્યાય મતિ ધારી અન્યાય આદર્યો ત્યારથી ધર્મ ભ્રષ્ટ તો થયોજ અને જે ન્યાય લક્ષ્મીનું વશીકરણ છે તે ન્યાયને ખીંટીપર ( દૂર ) મૂકવાથી યાવત્ લોપવાથી અને અન્યાય સેવવાથી તરતજ યા થોડા વખતમાં યશ લક્ષ્મી આદિકથી પણ ભ્રષ્ટ થાય છે, અને કેવળ દુઃખ અને અપયશનો ભાગી થઈ ભવાંતરમાં મહા દુઃખ દાવાનળમાં પચાય છે. નરક નિગોદાદિકમાં ઘણા ભવો ભમે છે. યાવત્ દુર્લભબોધિ

થઇ અનંત દુઃખ પામે છે. આમ હોવાથી હે સુજ્ઞ મિત્રો અને બંધુઓ ! જાગો અને સદ્ય પ્રમાદ પરિહરી આવા અનર્થથી મુક્ત થાઓ. અને બીજાને મુક્ત થવા ઉપદિશો. (ઉપદેશ આપો. )

---

## जैन श्वेतांबर मुमुक्षु वर्गने नम्र विज्ञप्ति.

### "આપણો સુધારો."

(Self Improvement.)

મારા વહાલા ભાઇઓ અને બેહેનો ! આપણો પોતાનો સુધારો કરવા કોણ આવશે ? શું સિદ્ધિસૌધે સધાવેલા સિદ્ધ ભગવાનો કિંવા અરિહંત મહારાજાઓ કિંવા સુધર્મસ્વામ્યાદિકની પટ્ટપરંપરામાં થયેલા આચાર્ય મહારાજાઓ, કિંવા ઉપાધ્યાય મહારાજાઓ, કિંવા સુવિહિત મુનિ મહારાજાઓ-કોણ આવી આપણો સુધારો કરી આપશે ? આપણા પવિત્ર શાસનની મર્યાદા મુજબ સિદ્ધ ભગવાનો પોતાનું નિરૂપાધિક મુક્તિસ્થાન તજી અહીં કદાપિ અન્ય દર્શનીઓના માનવા મુજબ આવવાના નથી, તેથી તેઓ સંપૂર્ણ સુખી છતાં અહીં આપણો સુધારો કરવા પધારે એવી આશા રાખવી ખોટી છે. અરિહંત ભગવંતો પણ આવા પંચમ ( વિષમ-દુષમ ) કાળમાં આ ક્ષેત્રમાં લાભે નહિ તે પણ આપ ભાઇઓ અને બહેનો સારી રીતે જાણો છો, શેષ સ્વર્ગપુરીમાં સિધાવેલા આચાર્યાદિક મહા પુરૂષોની પણ આપણા અત્યંત વહાલા પરલોક સધાવેલા પૂજ્ય પિતાદિકની પેરે અત્ર આપણા સુધારાની ખાતર આવવાની આશા રાખવી ખોટી છે. ત્યારે હવે મારા વહાલા ભાઈઓ અને બહેનો ! આપણો પોતાનો સુધારો કરવા આપણે કોની આશા રાખવી કે જે આશા કોઈ વખત પણ ફળીભૂત થઈ શકે ? અહા મારા વહાલાઓ ! ખરેખર હું ધારૂં છું કે આપણે કસ્તુરીયામૃગની પેરે કેવળ મુગ્ધતાવડે બહાર વ્યર્થ ભટકીએ છીએ. સુગંધનો સમૂહ આપણી અત્યંત નિકટ છતાં આપણે તેને અજાણુ હોઈ બહાર ખોળીએ છીએ. આનંદ ઘનજી મહારાજ કહે છે કે,

**"સિર પર પંચ વસે પરમેસર, વામેં સુચ્છમ બારી;**
**આપ અભ્યાસ લખે કોઇ વિરલા, નિરખે ધ્રુકી તારી."**

આમ પંચ પરમેષ્ટી રૂપ તત્ત્વથી પોતેજ છતાં કેવળ વિભ્રમ વડે આપણો આત્મા અવળો દોડે છે, જેથી દિન પ્રતિદિન સ્વહિત નહિ કરતાં અહિતમાંજ વધારો કરે છે. તેજ યોગીશ્વર કહે છે કે—

**'આશા મારી આસન ધરી ઘટમેં, અજપા જાપ જપાવે;**
**આનંદઘન ચેતનમય મૂરત, નાથ નિરંજન પાવે.**

સાચી વસ્તુ પોતાની પાસે છતાં અને તેનેજ કેળવી તેનો અનુભવ ( ભોગવટો ) કરવા ભાગ્યશાળી બની શકાય તેમ છે, છતાં તેમાં ઉપેક્ષા બુદ્ધિથી કિંવા વિભ્રમ વડે વિપરીત આત્મ અહિતકારી જડ વસ્તુઓમાં મુંઝાઇ જવાથી આ જીવો પોતાનું કેટલું બધું ખોવે છે, કિંવા બગાડે છે, તે કહ્યું જાય તેમ નથી. પ્રમાદ પરવશ થઈ ચોતરફ અગ્નિ લાગેલા ઘરમાં સોડ તાણીને સુનારની પેરે સુતા છે. જરા પણ ભય ધારી પોતાનો ખરો સ્વાર્થ સાધી લેવા તત્પર થતા નથી. કિંપાકના ફળની જેમ દીઠે મનોહર તથા ખાધે સ્વાદિષ્ટ આરંભ–શરૂઆતમાં રમ્ય પણ અંતે–પરિણામે મહા વીરસ વિષયોમાં અત્યંત આસક્ત બની મહા દુર્દશાને પામે છે. પોતાના પૂજ્ય પૂર્વજો સુશીલતાના જે સખ્ત નિયમોને અનુસરતા તેમને દૂર મૂકી કેવળ સ્વચ્છંદતા આદરી કુશીલ જનોની સંગતિ ભજી કુશીલતાને સેવન કરવા લાગ્યા છે. પોતાના પૂજ્ય પૂર્વજો જ્યારે સત્–સુશીલજનોને કલ્પ વૃક્ષ સમાન લેખી સેવતા, તેમને કામકુંભ યા મંગળકલશ જેવા લેખતા, તેમને કામદુધા, યા સુરધેનુ સમાન ગણાતા, યાવત્ તેઓને અદ્ભુત ચિંતામણિ સદૃશ સમજી સાદર સેવતા; સ્વહિત સાધવા તેવા સત્ પુરૂષોનુંજ શરણ લેતા, ત્યારે આજકાલ તો દૃષ્ટિ રાગના જોરથી બહુધા તેથી વિપરીતજ

જણાય છે. પહેલાના પુણ્યશાળી જનો ગુણરત્નોને ઝવેરીની પેરે પરખી લેતા, ત્યારે અત્યારના અર્ધદગ્ધો તેથી ઉલટુંજ કરતા દીસે છે, આથી પરિણામ દિનપ્રતિદિન ખોટો આવતો દેખાય છે કેમકે ' गतानुगतिको लोको न लोकः पारमार्थिकः ' ગાડરીયો પ્રવાહ જેમ ચાલ્યો તેમ ચાલ્યો; પરમાર્થ જોવા કારવવાનું કંઈ રહેતું નથી. આ પ્રમાણે કદાચિત સ્વશ્રેય સાધી શકાય નહિ પોતાનું શ્રેય કરવાનો ઉત્તમ રસ્તો એ છે કે અનાદિની અતિ પ્રીય સ્વછંદતા તજી પરમ પવિત્ર સર્વજ્ઞ પ્રણીત શાસ્ત્રોને માન આપી સ્વ પરને તારવા સમર્થ સદ્‌ગુરૂઓનું અતિ નમ્ર ભાવે સેવન કરી—તેઓની હિતવાણી અમૃત સમાણી સમજી, અતિ આદર પૂર્વક કર્ણપૂટવડે પી પી પુષ્ટ બની, તેના ફળરૂપ પોતાની અનાદિની ગફલતમાં ચાલી જતી ભૂલો સુધારી—તેમને સચોટ પકડી તેમનો ત્યાગ કરવા ઉજમાળ થઈ, ત્યાગ કરી, ઉત્તમ ગુણરત્નોનો નિધાન જે પોતાનીજ સંનિધિમાં અનાદિ દોષોથી ઢંકાઇ ગયેલો છે, તેનેજ પ્રકટ કરવો. આજ સત્ સંગતિનું ફળ છે. દરેક માબાપો ઉપર મુજબ સદ્‌ગુરૂદ્વારા શાસ્ત્ર શ્રવણ કરી યા અભ્યાસ કરી તેમાંની હિતશિક્ષાઓ હૃદયમાં ધરી પોતાની પૂર્વની કુટેવો-ભૂલો સુધારી પોતાના બાળ બચ્ચાંઓને બરાબર સુધારી શકવાના નહિ. કેમકે તેઓના અસંસ્કૃત ( નહિ સંસ્કાર પામેલા ) હૃદયમાં બીજાને સુધારવાની દાઝ કયાંથી હોય ? આત્મ—સુધારાના અતિ સ્વાદિષ્ટ ફળ ચાખવા પોતેજ કમનશીબ રહેલા બીજાને કેવી રીતે ભાગ્યશાળી બનાવી શકે ? "જેનો આગેવાન આંધળો તેનું લશ્કર કૂવામાં" એ ન્યાયને અનુસરી ઉન્માર્ગે ચાલતી સ્વ સંતતિને કોણ રોકી શકે ? ઉન્માર્ગપર ચડી પાયમાલ થતી પોતાનીજ પ્રજાનું રક્ષણ કરવું, આમ જયારે અશકય પ્રાય છે, તો ઇતર સર્વ પ્રજાનું તો કહેવુંજ શું ? બારીકીથી જોતાં સમજાય તેવું છે કે દરેક

ઘર, કુટુંબ, જ્ઞાતિ, જાતિ યા સમસ્ત કોમ–સમુદાયના સુધારા માટે તે દરેકે દરેકના આગેવાનોને સુધરવાની ખાસ જરૂર છે. સારા પાયાપર સરસ અને સરલ સુધારાની આ કુંચી અતિ ઉપયોગી હોવાથી તે દરેકે દરેકને ખાસ લક્ષમાં લેવા યોગ્ય છે.

માબાપાદિક વડીલોનો સાચો સુધારો થયા વિના કદાપિ ગૃહ–સુધારો થઈ શકે નહિ. સમસ્ત ગૃહ–સુધારો થયા વિના કદાપિ કુટુંબ–સુધારો ઉમદા રીતે થઇ શકે નહીં. તેમજ સમસ્ત જ્ઞાતિ–જાતિના ઉમદા સુધારા વિના સમસ્ત કોમ–સમુદાયનો સુધારો જોઇએ તેવો ઉમદા રીતે કદાપિ થઇ શકે નહિ. આવો સામાન્ય નિયમ આપણને પ્રત્યક્ષ અનુભવગોચર થઈ શકે છે. જે ઘરમાં વિદ્યા–રસિક અને વિવેકી વડીલો વર્તતા હોય છે તે ઘરમાં ( કોઇકજ અપવાદ મૂકી ) સર્વ પ્રજા ગુણશાળી હોય છે. એજ પ્રમાણે આગળ સર્વત્ર સમજવું. જેમ લૌકિકમાં તેમજ લોકોત્તર મુનિ–માર્ગમાં પણ સમજવું. જે ગણ ( સાધુ–સમુદાય ) માં નાયક ઉત્તમ હશે, અર્થાત્ પવિત્ર રત્નત્રયી ( સમ્યગ્ જ્ઞાન દર્શન અને ચારિત્ર ) આરાધવા પ્રતિદિન ઉજમાળ હશે, તેનો શેષ પરિવાર પણ પ્રાયે તેવોજ હશે; પણ જ્યાં નાયક-આગેવાનજ નિર્ગુણ હશે, અર્થાત્ પંચ મહાવ્રતરૂપ પાંચ મહા પ્રતિજ્ઞાઓ અરિહંતાદિક સમક્ષ કરી, વમનભક્ષી શ્વાનની પેરે છ કાયનો અહોનિશ કુટો કરે–કરાવે, અસત્ય બોલે– બોલાવે, અદત્ત (પરાઈ અણદીધેલી વસ્તુ સચિત્તાદિક) પોતે લે લેવરાવે, અબ્રહ્મ મૈથુન ક્રીડા પોતે જાતે સેવે–સેવરાવે, (ચિંતામણિ જેવું દુર્લભ પોતાનું બ્રહ્મચર્યવ્રત પોતે ખંડે, અને મહા પાપમતિ થઇ બીજાનું ખંડાવે ) પરિગ્રહ–મહા અનર્થકારી દ્રવ્યાદિક મૂર્છારૂપ બાહ્ય અને મિથ્યાત્વ કષાય કામસેવાદિક અભ્યંતર પરિગ્રહ પોતે સેવે–રાખે અને અન્ય પાસે રખાવે યાવત્ “ વટલેલી બ્રાહ્મણી તરકડીમાંથી જાય ” તે ન્યાયે ચોડે-

ધારે રાત્રીભોજન કરે, જૂગાર ખેલે, કંદમૂલાદિક અભક્ષ્ય ભક્ષણ પણ કરે, તેલપટીયાં પાડે, આરીસો અવલોકે, છતાં કલ્પપાદાદિક સદૃશ સંત શિરોમણિ ગુણરત્નાકર સુવિહિત સાધુ—મુનિરાજોની અવગણના કરે આવી અતિ અધમ નિંદા પાત્ર જેની સ્થિતિ બની રહી હોય તેનો પરિવાર પણ (કોઈક જ અપવાદ મૂકી) પ્રાયઃ તાદૃશજ હોય. આ વાત પણ અનુભવી શકાય તેવીજ છે.

અલબત આજકાળ સાક્ષાત્ તીર્થંકર, ગણધર, સામાન્ય કેવળી, અવધિ મનઃપર્યય જ્ઞાની, ચૌદપૂર્વધર, દશ પૂર્વધર યાવત્ એક પણ પૂર્વધરને વિરહે આખા શાસનનો આધાર પૂર્વ મહા પુરૂષોએ પર્ષદા સમક્ષ પ્રરૂપેલા પરમાગમો (ઉત્તમ શાસ્ત્રો) તેમજ પરમ પવિત્ર તીર્થંકર ભગવંતાદિકની પવિત્ર પ્રતિમા ઉપરજ છે. તેજ આગમો તથા પાવન વીતરાગ મુદ્રાઓનું યથાર્થ રહસ્ય બતાવવા મુખ્યપણે અધિકારી-નિગ્રંથ—મુનિવર્ગજ કહેલો છે. આ અપાર સંસાર સમુદ્ર તરવા—તારવા સમર્થ જિનશાસનરૂપી સફરી વહાણને બરાબર ગતિમાં ચલાવવા આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવીર અને ગણાવચ્છેદકાદિક એ મોટા અધિકારીવર્ગને સુકાનીઓની જગ્યાએ સમજવામાં આવે છે, અને શેષ સામાન્ય સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાના સમુદાયને સાયાંત્રિક (ઉક્ત મહાશયોને અવલંબી આ અતિ ભીષણ ભવસમુદ્ર ઉલ્લંઘી મોક્ષપુરી જવા નીકળેલા) ને ઠેકાણે લેખવામાં આવે છે. ચોખી રીતે સમજી શકાય છે કે સર્વથી મોટું જોખમ ગણાતા સુકાનીઓને શિરે છે. તેઓની સરસાઈમાં બીજા તદ્ આશ્રિતોનો મોટો લાભ સમાયેલો છે. ઉક્ત સુકાનીઓ આ મહા જોખમવાળા હોદાને બરાબર લાયક થઈ અથવા પૂર્ણ લાયક થવા યોગ્ય પ્રયત્નપર રહી, કેવળ પરમાર્થબુદ્ધિથીજ ગ્રહણ કરવા યોગ્ય આ અતિ ઉત્તમ હોદાને મિથ્યા માનાદિકમાં નહિ અંજાતા

અથવા કોઈ પણ ખોટી લાલચોમાં નહિ લપટાતા કેવળ નિસ્વાર્થબુદ્ધિ રાખી પૂર્વ મહા પુરૂષોથી આત્મ-લઘુતા-ભાવતા-ભાવતા ગ્રહણ કરી, તદનુકુળ પોતાની સર્વ ફરજો પુરી કાળજીથી બજાવે, ભવભીરૂતા ધારી, કોઈ રીતે ઉન્માર્ગે દેશના યા સન્માર્ગ લોપ થાય તેમ નહિ વર્તતા, પ્રતિદિન જયવંતા વર્તતા જિનશાસનને પુષ્ટિ મળે તેમ સાવધાનપણે પંચાચારાદિકમાં તત્પરતા ધરે તો અવશ્ય પવિત્ર શાસનના પ્રભાવે અને પોતાના સદ્ભાવના યોગે આ પ્રત્યક્ષ અનુભવાતા મહા ભયંકર ચતુર્ગતિરૂપ સંસારસમુદ્રને તરીને બીજા અનેક ભવ્ય સત્વોને પણ આ દુઃખોદધિથી તારવા સમર્થ થાય. આથી સુકાનીઓના અતિ ઉમદા પણ જોખમવાળા અધિકારને પોતાની યોગ્યતા વિના આપમતિથી આદર્યાથી પરિણામે સ્વપરને ભારે નુકશાનીમાં ઉતરવું પડે છે. આ પ્રમાણે ઉપદેશમાલાદિક અનેક પ્રમાણિક શાસ્ત્રકારો કહે છે, ત્યારે એમ સિદ્ધ થયું કે પવિત્ર શાસનથી રક્ષા તેમજ પુષ્ટિ માટે અતિ ઉત્તમ સુકાનીઓની ખાસ જરૂર છે. તેઓ જો પવિત્ર શાસ્ત્ર રહસ્યના અચ્છા જાણકાર હોઈ પવિત્ર શાસનની જાહોજલાલી માટે અતિ ઉંડી લાગણી ધરાવતા હોય, ગમે તેવા વિષમ સંયોગોને લઇને કદાચિત્ થવા પામેલી શાસન મલીનતાને દૂર કરવા જેઓના અંતઃકરણમાં પૂરી દાઝ હોય, સર્વ કોઈ શાસન રસિક સાધુ, સાધ્વી શ્રાવક, શ્રાવિકાઓને અવસર ઉચિત તેમને સોહાય તેવા સદુપદેશ આપી તેઓની ધર્મલાગણીને સતેજ કરે, અને કોઈ વિષમ સંયોગે ધર્મથી પતિત થઇ ગએલાઓનો જેમ પુનઃ ઉદ્ધાર થાય, તેમ પરમ કરૂણારસથી પ્રેરાઇ પૂર્ણ કાળજીથી કરે-આ આદિ અસંખ્ય ગુણગણાલંકૃત ગાત્ર હોઈ આપણા સૌભાગી સુકાનીઓ ધારે તો દુનિયામાં કોઇ ન કરી શકે, તેવું પરમ આશ્ચર્યભૂત કામ કરી શકે. અલબત આપણા પવિત્ર શાસનના આવા સૌભાગી સુકાનીઓ આપણા ભાગ્યયોગે જાગે તો

તેઓશ્રી પ્રતિની આપણી પોતાની ફરજને પણ આપણે અ-
વશ્ય અદા કરવીજ જોઇએ. અક્ષરશઃ પરમ પવિત્ર પરમા-
ત્માની આજ્ઞાની પેરે તે મહાશયોની આજ્ઞાને આપણે અતિ
નમ્રતાથી અનુસરીનેજ ચાલવું જોઇયે. પૂર્ણ શ્રેયઃ સાધવાનો
સીધો રસ્તોજ એજ છે. જ્યાં સુધી પવિત્ર શાસન પ્રતિની
તેમજ તેની સાથે અતિ નિકટ સંબંધ ધરાવનારાઓ પ્રતિની
આપણી પોતાની ફરજો આપણે સમજીએ નહિ, અને કંઇક
સમજ્યા છતાં પ્રમાદાદિક પરવશ થઈ આપણી યોગ્ય ફરજને
આપણે અદા કરીએ નહિ તો અવશ્ય આપણે હાનિજ પા-
મવાના. મિથ્યા માનમાં અંજાઇ એક બીજાની પરવાઇ
નહિ રાખતાં બેપરવાઇ ધારવી એ વિનયમૂળ પવિત્ર શાસ-
નની રીતિથી તદ્દન ઉલટું દેખાય છે. તે પ્રમાણે આપખુદીથી
વર્તતાં કદાપિ આપણું શ્રેય થવાનો સંભવ જણાતો નથી.

આપણે ધર્મના પ્રભાવેજ સર્વ કંઈ સુખ—સંપત્તિ
પ્રાપ્ત કર્યે છતે તેનો ઉપગાર ભૂલી જઈ તે પવિત્ર ધર્મ
પ્રતિની આપણી યોગ્ય ફરજ નહિ બજાવતાં આપણે મોહ
મદિરાના નિશામાં આપણું કર્તવ્ય એક બાજુપર મૂકી મ-
દાંધ યા રાગાંધ બની તદ્દન ઉલટું વર્તન ચલાવીએ તો સ્વ
સ્વામી દ્રોહી એવા આપણા શા હાલ થવાના? માટે ઉચિત
છે કે આપણે પરમ ઉપગારી શ્રીધર્મ મહારાજની ખાતર
આપણા તન મન અને ધનનું અર્પણ કરવા પાછી પાની
નહિ કરતાં જેટલી બની શકે તેટલી તેની ઉન્નતિ–પ્રભાવના
કરવી જોઇએ. નિર્ગ્રંથ મહાત્માઓને સમુચિત છે કે પોતાની
પુંઠે લાગેલા શુભાશયવંત સાધુ, સાધ્વી, શ્રાવક, અને શ્રાવિ-
કારૂપ શ્રી સંઘની જેમ ઉન્નતિ–પ્રભાવના થાય તેમ નિઃસ્વા-
ર્થ–નિરાસી ભાવે પ્રવર્તવું જોઇએ. શ્રી સંઘની ખરી ઉન્ન-
તિનો પાયો તેઓમાં અરસપરસ સુસંપ સાથે આચાર
વિચારની શુદ્ધતામાં રહેલો છે. માટે ઉચત છે કે પવિત્ર
મુમુક્ષુ વર્ગે જેમ શ્રી સંઘમાં સર્વત્ર સુસંપ સુદૃઢ થાય, અને

જેમ તેઓમાં પવિત્ર આચાર વિચારની શુદ્ધિ સુદૃઢ થાય, તેમ કરવા આપસ આપસ મુમુક્ષુ વર્ગમાંજ પ્રથમ અતિ ઉમદા દિલથી ઐક્યતા કરી, વધારી, પોતામાંજ પ્રથમ પવિત્ર આચાર વિચારની જોઇએ તેવી ઉમદા દિલથી શુદ્ધિ કરી સદ્વર્તન કરી બતાવવું ઘટે છે.

લેખક જણાવવા અતિ દિલગીર છે કે આજકાલ જ્યારે મુમુક્ષુ વર્ગજ ઐક્યતા આવી હોવાથી ઠામ ઠામ અવ્યવસ્થા પસરી રહી છે તો પોતાનો નિસ્તાર કરવા ઉક્ત મુમુક્ષુવર્ગનુંજ આલંબન લેનારા શ્રાવક વર્ગનું તો કહેવુંજ શું? મુમુક્ષુવર્ગનુંજ પ્રાયઃ જૈન સંપ્રદાયમાં ઉપદેશક તરીકે પ્રસિદ્ધ છે. જો ઉપદેશક વર્ગમાં ઐક્યતા હોય તો ધાર્યું કામ ઉપદેશ દ્વારા કેટલું સહેલાઈથી શાધી શકાય? જો ઉપદેશક વર્ગનું કેવળ પરમાર્થ બુદ્ધિથી પવિત્ર શાસ્ત્ર અનુસારેજ દ્રવ્ય ક્ષેત્ર કાળાદિક વિચારી શ્રોતાવર્ગને બુઝ પડે તેવું સરલ-સાદી ભાષામાં ઉપદેશદ્વારા કહેવું થતું હોય તો ઉપગારમાં કેટલો બધો વધારો થાય? મંદ પરિણામી-શિથિલ-લોચાલાપંથીઆ સાધુઓના સંગથી જે સડો થવા પામ્યો હોય, તે કેવો શીઘ્ર નિર્મૂળ થવા પામે? ઉત્તમ પ્રકારના ત્યાગ વૈરાગ્ય ધારી, વિવેક પૂર્વક શાસનના ખરા લાભની ખાતર ઉંડી લાગણીથી ઉપદેશદ્વારા પ્રયત્ન સેવાતો હોય તો કેવો અનહદ લાભ થઈ શકે? મિથ્યાત્વીઓની સંગતથી, અજ્ઞાનતાના જોરથી કે ગમે તેવા નજીવા કારણોને લીધે જે જે ખોટા રીત રિવાજો ઘુસી ગયા હોય, પોતાના સાચા આચાર વિચારો ભૂલી જવાયા હોય તેમજ વહેમોએ ઘર ઘાલ્યું હોય, તે સર્વે નિર્દંભ મુનિ ઉપદેશ બળે કેટલી સહેલાઇથી સુધારી શકે? જ્યારે મુનિયોમાં ઐક્યતા (સંપ) અને યોગ્ય આચાર વિચારની શુદ્ધિથી પવિત્ર શાસનને તેમજ શાસનરાગી જનોને આવો અણધાર્યો અનુપમ લાભ સાંપડી શકે તેમ છે તો પછી મારા વહાલા ભાઇઓ અને બ્હેનો! ભાગવતી દીક્ષા ગ્રહણ

કર્યા છતાં આગાર તજી અણુગારપણું ધાર્યા છતાં, રાગ દ્વેષ અને મોહાદિકને હઠાવવા માટે ગામ નગર જ્ઞાતિ કુટુંબ કબીલાદિકનો પ્રતિબંધ મૂકયા છતાં, અને છેવટ માન અપમાન તજી, સુખ દુઃખને સમ ગણી, સર્વ પરિસહ ઉપસર્ગોને સહન કરી, શ્રીવીતરાગ પ્રભુની આજ્ઞાને નિષ્કપટપણે અનુસરી આપણા અનાદિ મલીન આત્માને ઉજવલ (નિર્મળ) કરવા ખાસ નિશ્ચય કર્યા છતાં, ક્ષણ વારમાં તે સર્વ ભૂલી જઈ, આપણો આત્મા ઉલટો મલીનથાય અને ચાર ગતિરૂપ સંસાર સમુદ્રમાં પુનઃપુનઃ ડૂબી મહા દુઃખનો ભાગી થાય, એમ પવિત્ર પ્રભુની ઉત્તમ આજ્ઞા ઉલંઘી આપણને કરવું શું ઉચિત છે?

પરમ કરૂણાવંત પ્રભુએ આપણને નિરંતર મૈત્રી, પ્રમોદ, કરૂણા, અને ઉદાસીનતા રૂપ ચાર ઉમદી ભાવનાઓ ભાવી આપણા અંતઃકરણને નિર્મળ કરવા કહ્યું છે. અનિત્ય અશરણ, સંસાર, એકત્વ અને અન્યત્વ આદિક ૧૨ ભાવનાઓ પ્રતિદિન ભાવી આપણો વૈરાગ્ય સતેજ કરવા ફરમાવ્યું છે, અને પંચમહાવ્રતોની ૩૫ ભાવનાઓ દિનપ્રત્યે ભાવી સંયમની રક્ષા કરવી કહી છે, તે શું આપણે તદ્દન ભૂલી જવું જોઇએ. ના ના કદાપિ નહિ! મારા વહાલા ભાઈઓ અને બહેનો! આ આપણા હૃદયપટપર ખાસ કોરી રાખવું અને નિરંતર લક્ષ્યમાં રાખવું ઘટે છે કે પરમ પવિત્ર જૈન શાસનની રૂઇયે આપણે જીવ માત્ર તરફ મિત્ર ભાવથી જોવાનું યા વર્તવાનું છે. પવિત્ર શાસન રસિક, શુદ્ધ ગુણવંત યા ગુણરાગી તરફ આપણે પ્રમોદ ભાવે જોવાનું યા વર્તવાનું છે. દ્રવ્યાદિકથી દુઃખી હોઈ સીદાતા સાધર્મીકાદિકોને યથાશક્તિ દ્રવ્યાદિકથી અને ગમે તે અન્ય વિષય સંયોગે ધર્મથી પતિત થએલા, કે પતિત થતા યા ધર્મ નહિ પામેલાઓને શુદ્ધ વીતરાગ ધર્મતત્ત્વ સમજાવી પવિત્રધર્મ પમાડવારૂપ ઉત્તમ કરૂણાવડે સહાય આપી ઉદ્ધરવાની આપણી ખાસ ફરજ છે. કેવળ ધર્મ

વિમુખ અનાર્યવૃત્તિ પાપરતિ પ્રાણીઓ તરફ પણ દ્વેષ નહિ આણતાં ઉદાસીન ભાવેજ આપણે જોવાનું યા વર્તવાનું છે. આપણા ખરેખરા શ્રેયનો રસ્તો કરૂણાળુ દેવે આજ બતાવેલો છે, અને તે આદરવામાં આપણને કષ્ટ પણ પડતું નથી, ઉલટું પરમ સુખ પ્રગટે છે. સર્વત્ર ઉક્ત મર્યાદાએ વર્તતાં સ્વપરમાં સુખશાંતિ પસરે છે. પવિત્ર આચાર પરાયણ પ્રાણી આ લોકમાં ચંદ્ર જેવો નિર્મળ યશ પામી પરત્ર પણ પરમ સુખ પામે છે. આથી વિરૂદ્ધ વર્તતાં આ લોકમાં પ્રગટ અપવાદ અપયશ પામી પરભવમાં મહા અનર્થ પામે છે.

એક સામાન્ય રાજાની આજ્ઞા ઉલ્લંઘવાથી મોટો અનર્થ પ્રગટે છે, તો કેવળ આપણા હિતનીજ ખાતર પરમ કરૂણાથી પ્રગટેલી ત્રિભુવન–પૂજ્ય શ્રી તીર્થંકર પ્રભુની પવિત્ર આજ્ઞાનું સ્વચ્છંદતાથી ઉલ્લંઘન કરવાથી કેટલો બધો મોટો અનર્થ થવાનો તે મારા વહાલા ભાઇઓ અને બ્હેનોને સારી રીતે વિચારવું ઘટે છે. સમ્યગ્ વિચાર કરી ગેરમર્યાદાસર થતું આપ ખુદીનું કેવળ અવળું–વિરૂદ્ધ વર્તન સર્વથા તજી પરમપવિત્ર પ્રભુની અતિ ઉત્તમ આજ્ઞાનું પૂર્ણ પ્રેમથી સેવન કરવું ઘટે છે. પછી પૂર્ણ શ્રદ્ધાથી પ્રવર્તતાં પ્રતિદિન આપણો અભ્યુદયજ થતો આપણે જોવાના. જે સાચા સુખશાંતિ અનુભવવા આપણે અણગાર થયા છીએ, તે અનુભવવાનો દિવસ આપણને ત્યારેજ આવવાનો કે જ્યારે આપણે પર વસ્તુમાં ખોટી માની લીધેલી અહંતા, અને મમતાને મૂકી દઇ આપણા શુદ્ધ આત્મ દ્રવ્યમાંજ અહંતા અને શુદ્ધ જ્ઞાનાદિક ગુણોમાંજ મમતા લગાવશું. આવો સદ્વિવેક લાવવા હમેશાં બાધક કારણો તજી સાધક કારણોજ સજવા જોઇએ. જો આપણે હેડે સાન હોય તો આવો અનુપમ ચિંતામણિ સદશ, દશ દષ્ટાંતે દોહીલો, પૂર્વના કોઇ સુકૃત યોગે સાંપડેલો, આ અમૂલ્ય નરભવ આપણે વૃથા હારી ન જવો જોઇએ,

કિંતુ જેટલું આત્મવીર્ય ફોરવી શકાય તેટલું ફોરવી બની શકે તેટલી સુકૃત કમાણી કરી લેવી જોઈએ, જેથી અત્ર અને પરત્ર સુખશાંતિ સાંપડે. પરમ કૃપાળુ પરમાત્માની પવિત્ર આજ્ઞાનું આરાધન કરવા એવો અમોઘ લક્ષ્ય કરવો જોઇએ કે દરમીયાન સેવન કરવામાં આવતા ધૈર્ય, ગાંભિર્ય, ઔદાર્ય ક્ષમા, મૃદુતા, ઋજુતા, નિર્લોભતા, નિરાશંસતા અને સત્ય વિવેકિતાદિક સદ્‌ગુણોની શ્રેણીને દેખી ભવ્ય ચકોરો પ્રમોદ પૂર્વક પૂર્ણ પ્રેમથી તેનું અનુમોદન કરે એટલુંજ નહિ પણ તેઓ પણ ઉક્ત સદ્‌ગુણશ્રેણીને અંગાંગી ભાવે ભેટી પોતાની ભવિષ્યની પ્રજા માટે પણ તે અતિ ઉમદા અને અમૂલ્ય વારસો મૂકી જાય.

અહા ! મારા વહાલા ભાઈઓ અને બહેનો ! જો પ્રમાદ શત્રુને પરિહરી પરમ મિત્ર સદૃશ પરમાત્માની પવિત્ર આજ્ઞાને પૂર્વ પ્રેમ પૂર્વક તન મન અને ધનથી આરાધવા તત્પરતા ભજે તો અહાહા ! શાસન કેવી જાહોજલાલી ભોગવે ? સર્વ મુમુક્ષુ વર્ગ–સાધુ અને સાધ્વીઓ એકયતાવડે પવિત્ર આચાર વિચારની શુદ્ધિથી દ્રવ્ય અને ભાવે કેટલા બધા સુખી થાય ? અને આ પ્રમાણે અખંડ ઐકયતા રૂપી સાંકળથી સંબદ્ધ થયેલા, અને વીતરાગ પ્રણીત શુદ્ધ આચારના વિચારના સંસેવનથી પ્રસન્નાશય ધારી તે મહાત્માઓ સાક્ષાત જંગમ કલ્પવૃક્ષની શ્રેણીની પેરે પોતાની અતિ શીતલ છાયા વડે, સંસાર તાપથી ખિન્ન થઇ ભાવ શાંતિ માટે આશ્રય લેવાને આવેલા સુશ્રાવક, અને શ્રાવિકા, વર્ગને સદુપદેશ રૂપ અમૃત ફળ ચખાડી કેટલો બધો આનંદ પમાડવા શક્ત બને, આ પ્રમાણે પ્રસન્ન દિલથી ઉક્ત નીતિના સેવન વડે કેવો અનુપમ લાભ સંપાદન થાય.

અહા ! એવો સોનેરી વખત કયારે આવશે કે જ્યારે ઉત્તમ ઝવેરીઓની પેરે સદા જયવંતા વર્તતા જૈનશાસન

રૂપ બજારમાંથી આપણે પૂર્ણ પરીક્ષા પૂર્વક ગુણરત્નોનેજ ગ્રહણ કરશું, અને દોષદશદોને ફેંકી દેશું. એવો સોનાનો સૂર્ય કયારે ઉગશે કે જયારે આપણે વિવેક-પ્રકાશ વડે પ્રગટ રીતે ગુણ દોષને સમજી સદ્ગુણોનોજ આદર કરતાં શિખશું, એવી સોનેરી ઘડી આપણે કયારે દેખશું-પામશું કે જયારે આપણે પારકા છિદ્ર-ચાંદા શોધવાની કુટેવ ભૂલી કેવળ ગુણ ગ્રહણ કરવાની ઉત્તમ રીત આદરશું-શ્રી કૃષ્ણ મહારાજની જેમ ક્રોડો ગમે અવગુણોમાંથી ગુણ માત્ર ગ્રહણ કરશું. એવી ઉત્તમ મિનિટ કયારે મળશે કે જ્યારે પૂર્વોક્ત સદા શીતલ સંત સુરતરૂની પવિત્ર છાયાનો આશ્રય લઈ તે સંત સુરતરૂની સુવાસનાના બળે પરદોષ દુર્ગંધ ગ્રહણ કરવાના આપણી અનાદિની કુટેવ સર્વથા પરિહરશું, અને નિરંતર સદ્ગુણ વાસના ગ્રહણ કરવા સન્મતિ સજશું. એવી અ અમૂલ્ય સેકન્ડ કયારે સાંપડશે કે જ્યારે અનાદિ પ્રિય કુસંગને સર્વથા જલાંજલિ દઈ સત્સંગ ભજવા દૃઢ નિશ્ચય કરશું.

આ વાત અનુભવ સિદ્ધ છે કે આપણે જ્યાં સુધી મહા મલીનતા જનક કુસંગ તજી સત્સંગ સજીએ નહિ ત્યાં સુધી આપણને કુબુદ્ધિ આપી, કુગતિમાં દોરી જનારી કુમતિના પાસમાંથી છૂટી, સુબુદ્ધિ આપી સુગતિમાંજ લઈ જનારી સુમતિને આપણે કદાપિ વરી શકવાના નહિ. સુમતિના દૃઢ સંબંધ વિના આપણે દોષવાસનાને વમી શુદ્ધ ગુણવાસનાને ધારી શકવાના નહિ. દુષ્ટ દોષ વાસના વિના તજ્યા અને શુદ્ધ ગુણવાસના વિના સજ્યા આપણે કદાપિ પરદોષો દેખ્યા વિના કે તેજ દોષોને ગ્રહણ કર્યા વિના રહેવાના નહિ. તેમજ શુદ્ધ ગુણ રત્નો કે શુદ્ધ ગુણીજનો છતાં પણ આપણે તેમને જોઇ શકવાના નહિ. તોપછી ગુણરત્નોનું ગ્રહણ કરવું તો બનેજ શી રીતે ! પરદોષ ગ્રાહક બુદ્ધિ જયાં સુધી પ્રબળ વર્તે છે ત્યાં સુધી શુદ્ધ ગુણ ગ્રાહક પણું આવી શકે નહિ. પરસ્પર વિરોધી છે માટે. જયાં સુધી શુદ્ધ ગુણ ગ્રાહકબુદ્ધિ

પ્રગટે નહીં ત્યાં સુધી સત્સંગ રૂચિ પાત્ર થવાય નહિ. જ્યાં સુધી આશ્રય કરવા યોગ્ય અતિ શીતળ છાયાવાળા કલ્પવૃક્ષ સદૃશ સંત સમાગમ રૂચે નહિ ત્યાં સુધી અમૃતનો તિરસ્કાર કરે તેવો અતિ મિષ્ટ મધુર સત્ય ધર્મ ઉપદેશ કર્ણગોચર થાય નહિ. જ્યાં સુધી અભિનવ અમૃત સમાન સત્ય ધર્મ ઉપદેશ સાંભળ્યો નથી ત્યાં સુધી આપણને તત્ત્વ વિવેક પ્રગટે નહિ. જ્યાં સુધી તત્ત્વ વિવેક પ્રગટે નહિ ત્યાં સુધી હિતાહિત બરાબર સમજાય નહિ. જ્યાં સુધી હિતાહિત સમ્યગ સમજાય નહિ ત્યાં સુધી અહિતના ત્યાગ પૂર્વક હિત માર્ગનું સમ્યગ્ સેવન થઇ શકે નહિ, જ્યાં સુધી અહિતના ત્યાગ પૂર્વક સમ્યગ્ હિત માર્ગનું સેવન કરી શકાય નહિ ત્યાં સુધી પરમ કૃપાળુ પરમાત્માની પવિત્ર આજ્ઞાનું ઉલ્લંઘન થયા વિના રહે નહિ. જ્યાં સુધી પરમ કૃપાળુ પરમાત્માની પવિત્ર આજ્ઞાનું ઉલ્લંઘન કરાય છે ત્યાં સુધી આ અતિ ભયંકર ભવોદધિ તરતો અતિ દુષ્કર છે, અને પ્રભુની પવિત્ર આજ્ઞાના સમ્યગ્ આરાધનથી તેજ ( સંસાર ) તરવો સુતર થઈ પડે છે.

પરમ કૃપાળુ પરમાત્માની પવિત્ર આજ્ઞાનું આરાધન સમ્યગ્ રીતે હિત માર્ગનું સેવન કરવાથી થાય છે. સમ્યગ રીતે હિત સેવન વિવેક પૂર્વક અહિત માર્ગના ત્યાગથી થાય છે. વિવેક પૂર્વક અહિત માર્ગનો ત્યાગ બરાબર હિતાહિતને સમજવાથી થાય છે. બરાબર હિતાહિતની સમજ સમ્યગ્ જ્ઞાનક્રિયાના સેવનાર સદ્ગુરૂ દ્વારા થઈ શકે છે. આમ સિદ્ધ થાય છે કે સમ્યગ્ હિતમાર્ગદર્શક ઉક્ત સદ્ગુરૂ હોવાથી આત્મહિતૈષી વર્ગ તેવા મહાત્મા પુરૂષોનો અવશ્ય આશ્રય લેવો ઘટે છે. ત્યારે આશ્રય કરવા યોગ્ય મુમુક્ષુ વર્ગે પોતાનાજ કલ્યાણાર્થે તેમજ આશ્રય લેનાર ઇતર આત્મહિતૈષી વર્ગની ખાતર પોતાના અસંખ્ય પ્રદેશ રૂપ આત્મામાં કેવી ઉમદા અને વિશાળ ગુણ-સૃષ્ટિ રચવી પેદા કરવી જોઇએ. લોક

પ્રસિદ્ધ વાત છે કે કૂવામાં હોય તો હવાડામાં આવે. મૂળ કૂવામાંજ પાણીના વાંધા હોય તો હવાડામાં ક્યાંથી આવે ? જો મુમુક્ષુઓ ઉત્તમ ગુણ રત્નોના ધારક હોય તો સહજે તદાશ્રિતોને તે ઉમદા ગુણ રત્નોનો લાભ મળી શકે. પણ જો સમ્યક્‌જ્ઞાન વૈરાગ્ય સદ્‌ગુરૂ ભક્તિ અને ભવભિરૂતાદિક સદ્‌ગુણોની ખામીથી પોતેજ ગુણ રિક્ત હોય તો તેઓ સ્વાશ્રિતોને શી રીતે ઉક્ત ગુણશાળી બનાવે, પોતે નિર્ધન છતાં સ્વાશ્રિતને શીરીતે ધનાઢ્ય બનાવી શકે ? જગત માત્રના દારિદ્ર ચૂરવા ઇચ્છનાર કેવો મહાન્ ભાગ્યશાળી હોવો જોઇએ ?

જગત્‌ને અનૃણ કરનારા તિર્થંકરાદિકો જેવા તેવાં સામાન્ય જનો નહુતા. તેઓ અસાધારણ નરરત્નો યા પુરૂષસિંહો હુતા. શ્રી સંઘ ઉપર અવસર ઉચિત અનુગ્રહ કરી પવિત્ર શાસનની પ્રભાવના કરનારા શ્રીવજ્ર સ્વામ્યાદિક પોતાના અતિઉત્તમ જ્ઞાન વૈરાગ્ય ગુરૂભક્તિ અને ભવભીરૂતાદિક કોટિ ગમે સદ્‌ગુણોવડે શ્રી વીતરાગ શાસનની અમૂલ્ય સેવા બજાવવાથી સુપ્રસિદ્ધ છે. મારા વહાલા ભાઇઓ અને બ્હેનો! આવા ઉમદા ગુણોને ધારી પવિત્ર શાસનની અમૂલ્ય સેવા બજાવવા આપણે આવા મહાત્માઓના દાખલા લેવાની જરૂર છે; અને પવિત્ર શાસનની તેવી અમૂલ્ય સેવા બજાવીનેજ આપણે આ આપણો દશદ્દષ્ટાંતે દોહીલો ગાયેલો મનુષ્ય જન્મ તથા મહા ભાગ્યયોગે પ્રાપ્ત કરેલા ઉત્તમકૂળ, પંચેદ્રિયપાટવ, શરીર સૌષ્ટવ, સદ્‌ગુરૂ સમાગમ અને વીતરાગ વચન શ્રવણાદિક ઉત્તમ ધર્મ સાધન અનુકૂળ સામગ્રી અને તે દ્વારા થયેલી ધર્મરૂચિ તથા અનુક્રમે પ્રગટેલી શ્રદ્ધા વિવેકાદિક સદ્‌ગુણ શ્રેણીની સફળતા માનવાની છે.

પવિત્ર શાસન પ્રતિની આપણી ઉચિત ફરજો સમજવા અને સમજી બરાબર લક્ષ્યમાં રાખી તદ્વત્ વર્તવા શ્રી ગૌ-

તમસ્વામી, શ્રી જંબુસ્વામી, શ્રી પ્રભવસ્વામી, શ્રી શય્યંભવસ્વામી, શ્રી ભદ્રબાહુસ્વામી, શ્રી આર્ય સુહસ્તીસુરિ, શ્રી સ્થુલભદ્રસ્વામી, શ્રી વયરસ્વામી, શ્રી ઉમાસ્વાતિવાચક, શ્રી આર્યરક્ષિતસુરિ, શ્રી સિદ્ધસેનદિવાકર, શ્રી દેવર્ધિગણિક્ષમાશ્રમણ શ્રી હરિભદ્રસુરિ, શ્રી ધનેશ્વરસૂરિ, વાદીશ્રી દેવસૂરિ, શ્રીહેમચંદ્રસૂરિ, શ્રી જગચ્ચંદસૂરિ, તથા શ્રી હીરવિજયસૂરિ, પ્રમુખ મહા પ્રભાવક પુરૂષસિંહોના અતિઉત્તમ બોધજનકચરિત્રો ખાસ લક્ષ્યપૂર્વક વાંચવા વિચારવા અને બનતાં સુધી અનુકરણ કરવા યોગ્ય છે. જો આમ ઉક્ત મહાપુરૂષોના સચ્ચરિત્રોનો આબેહુબ ચિતાર પોતાના ઘટ મંદિરમાં કરવામાં આવે અને તે પાવન પુરૂષોને પગલે પ્રયત્નપૂર્વક ચાલી સ્વસાધર્મી ભાઇઓમાં ઐક્યતા સાથે મુમુક્ષુવર્ગ ઉચિત આચાર વિચારમાં કેવળ પરમાર્થ દૃષ્ટિથી જોઇએ તેવો સુધારો કરવામાં આવે તો મારા અતિ નમ્ર વિચાર મુજબ સ્વ-ઉત્કર્ષ અને પર અપકર્ષ કરવાનો વખત કદાપિ પણ આવે નહિ. તેજ પ્રમાણે મુમુક્ષુ સાધ્વી સમુદાય પોતાની તથા પવિત્ર શાસનની ઉન્નતિની ખાતર જો ( ગુણ નિષ્પન્ન છે નામ જેણીનું એવી) ચંદનબાળા, મૃગાવતી, પુષ્પચૂલા, રાજીમતી અને બ્રાહ્મી તથા સુંદરી સરખી મહા સતીઓનાં દૃષ્ટાંત લઈ પરમપૂજ્ય પરમાત્માની પવિત્ર આજ્ઞાને અનુસરીને પરસ્પર સંપીને વિનયપૂર્વક વર્તે તો ખાત્રીથી કહી શકાય છે કે કંઇક સારૂં પરિણામ અવશ્ય આવે. આવા સારા પરિણામ માટે તેઓએ પણ ઐકયતાનું સેવન કરી પોતાના ઉચિત્ આચાર વિચારનું ધોરણ સુધારવું ઘટે છે. મારા વહાલા ભાઇઓ અને બહેનોને અતિ નમ્રપણે વિનંતિ કરવાની કે જ્યારે આપણે આ પ્રમાણે આપણા પરમ પૂજ્ય પિતા સ્થાનિય પૂર્વાચાર્યોના પવિત્ર પગલે પ્રણતિ પૂર્વક ચાલી, અતિકિલષ્ટ પરિણામ કરી ખટપટને ખડી કરનાર અને હજારોગમે લોકો મધ્યે તમાસો બતાવી નિર્મળ શાસનને ઝાંખુ પાડનાર તથા

પોતાના શુદ્ધ જ્ઞાન, દર્શન, અને ચારિત્રના રસને ઢોળી નાંખનાર અને પરિણામે પરમ દુઃખદાયક મિથ્યા માન મત્તગજને મારી–ફેડી પરસ્પર યોગ્ય નમ્રતા ધારી, પૂર્વે ઘુસી ગયેલા કુસંપને કાપી–દાટી એકયતા ધારણ કરી, ઉચિત આચાર વિચારની શુદ્ધિ કરી, આપણું કેટલાક વખત થયાં ગેર વ્યવસ્થાથી વિસંસ્થુલ થયેલું પવિત્ર ધર્મનું ધોરણ સુધારશું તો પછી આપણે આપણા પોતાના કલ્યાણ સાથે આપણા આશ્રિતો શ્રાવક અને શ્રાવિકાઓનું પણ કલ્યાણ સધાય એવો સરલ રસ્તો ખુલ્લો કરી શકશું. પણ જ્યાં સુધી મિથ્યા માનમાં મુંઝાઈ, ઉચિત વિનય–નમ્રતા પણ તજી, ક્લેશકારી કુસંપને પોષી, છતી શક્તિએ આપણા પવિત્ર આચાર વિચારની હાનિ થવા દઈ, પવિત્ર શાસનની મલીનતાના કારણિક થઈ, આપણા પોતાનાજ કલ્યાણની ઉપેક્ષા બેદરકારી કરશું ત્યાં સુધી આપણા આશ્રિતભૂત શ્રાવક અને શ્રાવિકાઓનું કલ્યાણ કરવાની આપણી ઈચ્છા વાંઝણીના પુત્ર જેવી તદ્દન ખોટી છે. આપણું પોતાનુંજ કલ્યાણ કરવા અસમર્થ આપણે અન્ય જનોનું કલ્યાણ શી રીતે કરી શકવાના ? માટે મારા નમ્ર વિચાર મુજબ મ્હારા વ્હાલા ભાઈઓ અને બ્હેનો ! પહેલાં તો આપણે આપણા પોતાનાજ ખરા કલ્યાણાર્થે બીજી સર્વે બાબતો બાજુપર મૂકી ખાસ પ્રયત્ન કરવો ઘટે છે. જ્યાં સુધી ઉક્ત અતિ ઉપયોગી બાબતમાં વિલંબ યા ઉપેક્ષા કરવામાં આવશે, ત્યાં સુધી દિન પ્રતિદિન ખોટી અહંતા અને મમતાના સેવનદ્વારા કુસંપની વૃદ્ધિ સાથે પવિત્ર આચાર વિચારની અતિ હાનિનો વિશેષ પ્રસંગ આવવાથી અતિ નિર્મળ પણ વીતરાગ શાસનની મલીનતા થવાનો આકરો સંભવ રહે છે. માટે મારા વહાલાઓ ! આપણે હવે વધારે વિલંબ કર્યા વિના વહેલાજ જાગવું ઘટે છે, હવે વધારે વખત પ્રમાદ પથારીમાં પડી રહેવાનો નથી. આપણે શ્રી ગૌતમસ્વામી જેવા મહાપુરૂષોનો,

વેષ ધારી તેને એક ક્ષણુ પણુ લજવવો ઘટે નહિ, કિંતુ સર્વ શક્તિ ફોરવી તેને પૂર્ણ આકીનથી ભજવવોજ ઘટે છે. આપણુને સાચું સુખ જોઈએ અને તેવું કામ ન કરીએ પણુ તેથી ઉલટું કરીએ તો સુખ શીરીતે સાંપડે? આપણે નરક-તિર્યંચાદિકના દુઃખથી ડરીએ છતાં રસ્તો તો તેવોજ લઇએ તો એવાં દુઃખથી શીરીતે બચીએ? હા મ્હારા ભાઈ બ્હેનો! બચવાનો એકજ રસ્તો એ છે કે આપણે ગ્રહણ કરેલા અતિ ઉત્તમ વેષને એક ક્ષણુવાર પણુ નહિ લજવતાં આપણા અંદરનો માન માયાદિક મેલ ધોઈ, નમ્રતા સરલતા વિવેકતાદિક ઉત્તમ ગુણ ગણ ધારી, સુસંપ કરી, પવિત્ર આચાર વિચારની શુદ્ધિ કરી, નિર્મળ શાસનની પ્રમાદ પરવશ પડી જવાથી થયેલી મલિનતા દૂર કરી, શ્રી વીતરાગ શાસનની શોભા વધારી, સદા સર્વથા અપ્રમત્ત રહી, મોહ મત્સરાદિક દુષ્ટ દોષોનો પરાભવ કરી, સમતાદિક સત્સહાય બળે શાંત-સુધારસનું પાન કરી, પરમ શાંત બની, અનેક ભવ્યજનોને આશ્રયસ્થાન થઈ, કેવળ નિસ્પૃહ-નિરાશીભાવે સ્વાત્મ હિતેષી જનોને શાસ્ત્ર રહસ્યભૂત શાંત સુધારસનું પાન કરાવી, શ્રેષ્ઠ સ્વાર્થ સાધતાં છતાં અખિન્નપણે પરોપકાર કરતાં, અંતે સમાધિ પૂર્વક દ્રવ્ય અને ભાવસંલેષણા કરી સર્વ વિરોધ શમાવી સર્વ પાપસ્થાનકો આલોઈ, નિંદી અને કાયમને માટે પચ્ચખી; છેલે ઉશ્વાસે પણ પરમ પવિત્ર અરિહંત સિદ્ધનુંજ સંસ્મરણ કરતા આ બાહ્ય પ્રાણ છોડવે કરી પવિત્ર વેષને ભજવવો એજ. આ પ્રમાણે ઉત્તમ આરાધના પતાકા વરી શકાય; જય જય નંદા જય જય ભદ્દાના માંગલિક શબ્દ ધ્વનિથી વધાવી લેવાય, તેમજ અંતે પરમાનંદ પદ પણ આમજ પ્રાપ્ત કરી શકાય. અહા! આવી પરમાનંદ દાયક સ્થિતિ સાક્ષાત્ સર્વદા અનુભવવા આપણે શા માટે ભૂલવું જોઇએ? અને કુમતિ કદાગ્રહનો પલ્લો ઝાલી શા માટે પાયમાલ થવું જોઈએ? આટલી હદે

આવ્યા છતાં સાચા સુખની ઉપેક્ષા કરી કેવળ કલ્પિત સુખમાં મુંઝાઈ, જીતી, બાજી શું કામ હારવી જોઇએ! વળી વળી વિનય પૂર્વક વિનંતિ કરૂં છું કે હે વીરપુત્ર અને પુત્રીઓ! હવે વિલંબ વિના જાગો અને તમારૂં હિત તપાસો. પ્રમાદપથારી પરિહરી અપ્રમાદ વજ્રદંડથી મોહ રાક્ષસનું દારણ કરી પોતાનું અને સ્વ આશ્રિત–ભવ્યોનું સંરક્ષણ કરો. નહિતો આ મસ્ત થયેલો મોહ નિશાચાર આપનું પોતાનું તથા આપના નિરાધાર સેવકોનું સર્વસ્વ દેખતા દેખતામાં હરી જશે. માટે આપ લોકો બરાબર જાગૃત થઈ સત્વર સ્વપરનું સંરક્ષણ કરો. સુજ્ઞેષુ કિંબહુના.

---

## અસલ ફકીરી.

સાચી ફકીરી કહો કે સાચું સાધુત્વ કહો; તે સાંપડવું જીવને બહુ દુર્લભ છે, કેમકે જયારે સર્વ ઉપાધિને જલાંજલિ દઇ પોતાના મન, વચન અને કાયાને અવંચકપણે અધ્યાત્મ–યોગ્યની પુષ્ટિ માટેજ પ્રવર્તાવવામાં આવે ત્યારેજ ખરી ફકીરીની લહેજત આવી શકે છે. ઉપાધિથી મુક્ત થએલા ખરા ફકીર ફીકર સાથે કેવો સંબંધ ધરાવે છે તે આ નાનકડા ફકરાથી સ્પષ્ટ જણાશે.

**ફીકર સબકું ખા ગઇ, ફીકર સબકા પીર;**
**ફીકરકી ફાકી કરે, સોઇ એક ફકીર.**

માથુ મુંડાવ્યું પણ મન મુંડાવ્યું નહિ તો તેથી શું વળ્યું? યોગ લીધો પણ ભોગ ન વમ્યો તો તેથી શું કમાણો? ખરૂં જોતાં તો પાત્રતા વિના યોગ ભજતોજ નથી, પણ ઉલટી વેષવિડંબણા કરી સ્વપરના અહિતની વૃદ્ધિજ કરાય છે. આવી દાંભિક ક્રિયા, પથ્થરની નાવડીની જેમ સ્વપરને બુડાડનારીજ થાય છે. છતાં આ વિષમકાળયોગે કઇક જડભરતો એવો પણ વ્યાપાર લઇ બેઠા છે. તેમાં તેવા કઠોર પરિણામીઓને

શો લાભ હશે, એવી થતી શંકાનું સમાધાન **શ્રીમદ્ યશોવિજય** મહારાજ **અધ્યાત્મસાર**માં કરે છે.

**स्वदोषनिन्हवो लोक-पूजा स्याद् गौरवं तथा ।**
**इयतैव कदर्थ्यंते, दंभेन बत बालिशाः ॥**

" પોતાના દોષો ઢંકાય તથા લોકમાં પોતાની પૂજા-સત્કાર અને મોટાઈ થાય; ફક્ત એટલામાટેજ મૂર્ખ શિરોમણિભૂત દંભી લોકો દંભવડે કદર્થના પામે છે તે ખેદની વાત છે." વળી કહ્યું છે કે-" ભૂમિપર શયન કરવું, ભીક્ષા માગી ભોજન કરવું, જીર્ણપ્રાય વસ્ત્ર પહેરવાં, તથા કેશનો લોચ કરવો, એ સર્વ કરવું સાધુને સુકર છે; પણ એકજ દંભ ( માયા-કપટ ) નો ત્યાગ કરવો દુષ્કર છે. અને જ્યાં સુધી દંભ ન તજ્યો ત્યાં સુધી કરવામાં આવતી સર્વ કષ્ટકરણી ફોકટ છે." મોટાં મોટાં નામ ધારણ કરીને તથા અમુક અમુકના શિષ્ય કહેવરાવીને કેવળ સ્વપરને કલંકિતજ કરાય છે. જ્યારે અસલ ફકીરીની કિંમત બુઝીને ચક્રવર્તીઓ પોતાના છ ખંડના સામ્રાજ્યને તજી યોગસામ્રાજ્ય ભજતા, અને પોતાના દેહપર પણ મમત્વ નહિ ધરતાં અખંડ વ્રતને સેવતા; ત્યારે આજકાલ જાગતા અને જાગેલા કેટલાક માયાદેવીના ઉપાસકો કેવળ તેથી ઉલટુંજ-અનર્થકારી કામ કરતા દીસે છે. ધર્મનો ડોળ ધારી અનેક મુગ્ધ અને મુગ્ધાઓને પાશમાં પાડી પોતાની નીચ ' સ્વાર્થવૃત્તિ ' સાધવા મથન કરે છે. આ કેવી શરમની વાત છે? આ કેવું કાયરપણું અને ભવાભિનંદીપણું કહેવાય ? કેવળ પોતાની નીચ વિષયવૃત્તિયોને તૃપ્ત કરવા પોતાના ગુરૂ પ્રમુખનો અનાદર કરી સ્વચ્છંદપણે વર્તી શાસ્ત્ર વિરૂદ્ધ આચાર સ્ત્રીપરિચયાદિને સેવતા ઉચ્છૃંખલ ' સાધુ નામ ધારીને ' ઘટિત શિક્ષા કરવા દરેક જૈન બચ્ચાની ફરજ છે; તેમ છતાં તેવા બે શરમ-નિર્લજ-નફટ લોકોને પુષ્ટિ આપવી તે તો

પ્રગટ પાપને પુષ્ટિ આપવા બરોબરજ હું સમજું છું. આવા વેષવિડંબક, વિષયલંપટ અને મુગ્ધ જનવિપ્રતારક ( વંચક ) દંભી વર્ગને તથા તેવા પવિત્ર શાસ્ત્રવિરૂદ્ધ વર્તનાર વર્ગની મુગ્ધતાથી પુષ્ટિ કરનાર મુગ્ધ જનોને અસલ ફકીરીનું સંક્ષિપ્ત ખ્યાન આપવા અને તે દ્વારા તેમનું કંઈ પણ ભાગ્ય હોયતો તેમને જાગૃત કરવા **શ્રી ચિદાનંદજી** મહારાજે ગાયેલું પદ અહીં ટાંકું છું:–

**અવધૂ નિરપક્ષ વિરલા કોઇ, દેખ્યા જગ સહુ જોઈ.**
**એ આંકણી.**

**સમરસ ભાવ ભલા ચિત્ત જાકે, થાપ ઉથાપ ન હોઇ;**
**અવિનાશીકે ઘરકી બાતાં, જાનેંગે નર સોઈ.**
**અવધૂ. ૧**

**રાવ રંકમેં ભેદ ન જાને, કનક ઉપલ સમ લેખે;**
**નારી નાગણીકોનહીં પરીચય, તોશિવમંદિર દેખે.**
**અવધૂ. ૨**

**નિંદા સ્તુતિ શ્રવણ સુણીને, હર્ષ શોક નવિ આણે;**
**તે જગમેં જોગીસર પૂરા, નિત્ય ચઢતે ગુણઠાણે.**
**અવધૂ. ૩**

**ચંદ્રસમાન સૌમ્યતા જાકી, સાયર જેમ ગંભીરા;**
**અપ્રમત્ત ભારંડપરેં નિત્ય, સુરગિરિ સમ શુચિ ધીરા.**
**અવધૂ. ૪**

**પંકુજ નામ ધરાય પંકશું, રહત કમલ જિમ ન્યારા;**
**ચિદાનંદ ઇસ્યા જન ઉત્તમ, સો સાહેબકા પ્યારા.**
**અવધૂ. ૫**

આવી ઉમદા ફકીરી વિના જન્મારો નકામો સમજવો. અજાગલ સ્તનવત્ સાચી ફકીરીને કોટિશઃ ધન્યવાદ અને કૂડી ફકીરીને ક્રોડવાર ફિટકાર હો ! !

# કવિ શુભચંદ્ર વિરચિત જ્ઞાનાર્ણવે સવીર્યધ્યાનનો સારાંશ.

ધ્યાન કરવાની પ્રતિજ્ઞા પહેલી કેવી કરવી તે કહે છે;–

(૧) ધ્યાન કરવામાં ઉદ્યમી પહેલો એવો વિચાર કરે કે અહો ! પૂર્વે આ ભવરૂપી મહાવનને વિષે કર્મરૂપી વૈરીઓએ અનંત ગુણરૂપ કમળને વિકાસ કરનારા સૂર્ય જેવા મારા આત્માને ઠગી લીધો. (૨) વળી વિચારે કે પોતાનાજ વિભ્રમથી ઉપજેલા રાગાદિક નિબિડ બંધનો વડે બંધાયેલા એવા મારી આ ભયંકર સંસારમાં અનંતકાળ સુધી વિડંબના થઇ. (૩) હવે ( કોઈ મહા ભાગ્ય યોગે ) મારો રાગજ્વર નાશ પામ્યો, અને મારી મોહનિદ્રા પણ ટળી તો હું ધ્યાનરૂપ તિક્ષ્ણ ખડ્ગની ધારથી કર્મશત્રુને હણું. (૪) અજ્ઞાનવડે ઉપજેલા અંધકારને દૂર કરી હું મારા આત્માનેજ જોઉં, અને કર્મેં ધનના મોટા સમૂહને બાળી નાંખું. (૫) મિથ્યા જ્ઞાનરૂપ મહાગ્રાહ ( જલમાં હસ્તીને પણ ખેંચી જનાર જલજંતુ ) ના દાંતથી ચવાઇ ગયું છે, ચિત્ત જેનું એવા મેં સકળ લોકને જોવા અદ્વિતીય લોચન જેવા મારા આત્માને પણ ન ઓળખ્યો. (૬) શરૂઆતમાં ભોગવતી વખતે રમ્ય પણ અંતે નિરસ એવા ઇંદ્રિયોના વિષયોએ પરમાત્મા–પરમજ્યોતિ અને જગજ્જેષ્ટ એવા પણ મને ઠગી લીધો. (૭) હું અને પરમાત્મા–એમ બન્ને જ્ઞાનના લોચનરૂપ છીએ, તો હું પરમાત્મા સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે તે પરમાત્માને જાણવા ઇચ્છું છું.

(૮) અનંત ચતુષ્ટય ( અનંત જ્ઞાન–દર્શન ચારિત્ર અને વીર્ય ) આદિ ગુણોનો સમૂહ મારી સત્તામાં રહેલો છે, અને અરિહંત સિદ્ધપરમેષ્ટીને તેજ પ્રગટ થયેલો છે. અમારા બેમાં–પરમાત્મા અને મારામાં–આટલો ભેદ શક્તિ ( સત્તા ) અને વ્યક્તિ ( પ્રગટભાવ ) ના અભાવથી છે. શ-

ક્તિથી સમાન અને વ્યક્તિથી ભેદ છે. કહ્યું છે કે વિશેષ રહિત ( સામાન્ય ) અને વિકાર ( ઉપાદ વ્યયાદિક ) થી ઉત્પન્ન થતા ( મતિજ્ઞાનાદિક ) આત્માના ગુણો પૂર્વે નહોતા એવા નથી, તેમજ પૂર્વે નહોતા એવા કેટલાક નવા પણ ઉપજે છે; પરંતુ સ્વાભાવિક વિશેષ અનંત જ્ઞાનાદિક અભૂત પૂર્વ–પૂર્વે નહિ થયેલા–નવીન છે. એટલે કે આત્મ દ્રવ્યમાં સામાન્ય રીતે મતિજ્ઞાનાદિક ગુણો ભૂત પૂર્વ–પૂર્વે વિદ્યમાન પણ કહેવાય, અભૂત પૂર્વ–અવિદ્યમામ નવીન પણ કહેવાય, અને વિશેષ રીતે અનંત ચતુષ્ટય અભૂત પૂર્વ એટલે નવીન કહેવાય, એ પ્રમાણે નયવિભાગે કરી વસ્તુ સ્વરૂપ જાણવું ( ઘટે છે. )

વળી એમ વિચારે કે શુદ્ધ દ્રવ્યાર્થિક નયની દ્રષ્ટિથી દેખું તો હું નારક નથી, તિર્યંચ નથી, મનુષ્ય નથી, અને દેવ નથી; પરંતુ સિદ્ધાત્મા છું, નારકાદિક અવસ્થા સર્વ કર્મનું પરાક્રમ છે.

વળી એવી ભાવના કરે કે અનંતવીર્ય અનંતવિજ્ઞાન અનંતદર્શન અને અનંત આનંદ સ્વરૂપ પણ હું છું, તો હું તેના પ્રતિપક્ષ (શત્રુ) ભૂત કર્મ વિષવૃક્ષને કેમ આજે મૂળથી ઉખેડી ન નાંખું ? અવશ્ય ઉખેડી નાંખુંજ.

વળી એવી ભાવના કરે કે આજે પોતાનું સામર્થ્ય મેળવી આનંદ મંદિરમાં પ્રવેશ કરી બાહ્ય પદાર્થોમાં સ્પૃહા રહિત થયેલો હું પોતાના સ્વરૂપથી ચ્યુત ( ભ્રષ્ટ ) નહિ થાઉં. જ્યારે આત્મા પોતાના સ્વરૂપમાં સ્થિર થાય છે, ત્યારે આનંદમય થાય છે, અને અન્ય વસ્તુઓમાં સ્પૃહા રહિત બને છે, ( વાંછા રહિત થાય છે ) તો પછી પોતાના સ્વરૂપથી પાછો કેમ પડે ?

કર્મરૂપી શત્રુએ અનાદિકાળથી પાથરેલી અવિદ્યા–મિથ્યાજ્ઞાન–જાળને પણ છેદીને આજેજ મારે મારા સ્વરૂ-

પને પરમાર્થથી નિશ્ચય કરવો છે. એ પ્રમાણે ધ્યાનનો ઉદ્યમ કરનાર પોતાનું પરાક્રમ સંભાળી પ્રતિજ્ઞા કરે છે. એ પ્રમાણે પ્રતિજ્ઞા કરી ધીર પુરૂષ સકળ રાગાદિ–કલંકથી રહિત થઈ ચંચળતા રહિત થઇ ધર્મ ધ્યાનનું આલંબન કરે છે, અને વિશાલ બળ હોય શુકલધ્યાન યોગ્ય સામગ્રી હોય તો શુકલ ધ્યાનનું આલંબન કરે છે.

નિર્મળબુદ્ધિ પુરૂષો ધ્યેય વસ્તુ શું હોય તે કહે છે, ધ્યાન વસ્તુનું થાય છે. અવસ્તુનું થતું નથી. વસ્તુ ચેતન અને અચેતન એમ બે પ્રકારની હોય છે. ચેતન તે જીવ દ્રવ્ય છે. અચેતન તે પાંચ પ્રકારના ધર્માદિક દ્રવ્યો છે. વળી વસ્તુ ઉત્પત્તિ, વિનાશ અને સ્થિતિ યુક્ત છે. સર્વથા નિત્ય અથવા સર્વથા અનિત્ય નથી. વળી તે મૂર્ત્ત અથવા અમૂર્ત્ત હોય છે. પુદ્દગલ મૂર્ત્ત છે, ચેતનાદિ અમૂર્ત્ત છે, શુદ્ધ ધ્યાનથી દૂર કર્યું છે, કર્મરૂપી આવરણ જેણે એવા મુક્તિના ભર્ત્તાર (સ્વામી) સર્વજ્ઞ દેવ–શરીર વાળા સવ ઉપદ્રવ રહિત અરિહંત ભગવાન અને બીજા શરીર રહિત સિદ્ધ ભગવાન્ (ધ્યેય) છે.

આ જીવાદિક છ દ્રવ્યો છે તે ચેતન અને અચેતન લક્ષણ લક્ષિત છે, તે સર્વે ધર્મ ધ્યાનમાં તેમના સ્વરૂપમાં વિરોધ ન આવે તેમ બુદ્ધિવાન પુરૂષોએ ધ્યાવા યોગ્ય છે.

જ્યારે ધ્યાન પૂરૂં થાય ત્યારે બુદ્ધિવાન પુરૂષ મનને સમાધિયુક્ત વૈરાગ્યયુક્ત કે કરૂણારૂપ સમુદ્રમાં મગ્ન કરે.

અથવા બીજી રીતે–ત્રણ લોકના નાથ અમૂર્ત્ત, પરમેશ્વર, પરમાત્મા, અવિનાશી દેવનું સાક્ષાત્ ધ્યાન કરવાનો આરંભ કરે.

શક્તિ અને વ્યક્તિની વિવિક્ષાથી ત્રિકાળ ગોચર સામાન્ય દ્રવ્યાર્થિક નયના મતથી સાક્ષાત્ એક એવા પરમાત્માનો અભ્યાસ કરે, સંસાર અવસ્થામાં શક્તિરૂપ

પરમાત્મા છે. મુકતાવસ્થામાં વ્યક્તિરૂપ પરમાત્મા છે. અભેદ નયથી આત્મામાં ભેદ નથી, હવે પરમાત્મા કેવા છે, તે કહે છે. પ્રથમ તો સાકાર-શરીર આકાર સહિત છે, પછી નિર્ગતાકાર-આકાર રહિત પણ છે. અર્થાત્ પુદ્ગલના જેવો તેનો આકાર નથી. ક્રિયા રહિત છે, પરમાક્ષર સ્વરૂપ છે. વિકલ્પ રહિત છે, નિષ્કંપ છે, નિત્ય છે. આનંદ મંદિર છે. વિશ્વરૂપ છે. સમસ્ત જ્ઞેય પદાર્થોનો આકાર જેમાં પ્રતિબિંબિત છે. મિથ્યાદૃષ્ટિએ જેનું સ્વરૂપ જાણ્યું નથી એવો છે, સદાકાળ ઉદય પામેલો છે. કૃતકૃત્ય છે-જેને કશું કરવાનું બાકી રહ્યું નથી. શિવ-કલ્યાણરૂપ છે. શાંત-ક્ષોભરહિત છે. નિઃકલ-શરીર રહિત છે. કરણચ્યુત-ઇન્દ્રિયો વિનાનો છે. સમસ્તભવથી ઉપજેલા કલેશ રૂપ વૃક્ષને દગ્ધ કરવા અગ્નિ સમાન છે. શુદ્ધ-કર્મ રહિત છે. અત્યંત નિર્લેપ છે-કદિ જરા પણ કર્મનો લેપ લાગતો નથી. જ્ઞાનરાજ્ય સર્વજ્ઞપણા વિષે સ્થાપિત છે. નિર્મળ અરિસામાં સંક્રમેલા પ્રતિબિંબ સમાન જેની પ્રભા છે-જ્યોતિર્મય-જ્ઞાન પ્રકાશરૂપ છે. મહા શક્તિવાન છે. પરિપૂર્ણ છે. પૂરાતન છે. કોઈએ નવો બનાવ્યો નથી. નિર્મળ આઠ ગુણો સહિત છે. નિર્દ્વંદ્વ-રાગાદિ રહિત છે. રોગ રહિત છે. અપ્રમેય-અમાપ-જેનું પ્રમાણ ન કરી શકાય એવો છે-પ્રમાણ ગોચર નથી. વિશ્વતત્ત્વની વ્યવસ્થા જેણે જાણી છે. જે બાહ્યભાવોથી ગ્રહણ યોગ્ય નથી. અંતર્ભાવથી ક્ષણમાત્રમાં ગ્રહણ યોગ્ય છે. એવા સ્વભાવવાળુ સાક્ષાત્ સ્વરૂપ પરમાત્માનું છે, વળી જે અણુંથી પણ સૂક્ષ્મ છે, અને આકાશ કરતાં પણ મોટો છે. તે સિદ્ધાત્મા, જગત્વંદ્ય, અત્યંત નિર્વૃત્ત-શાંત સુખમય નિષ્પન્ન થયા છે. જેના ધ્યાન માત્રથી સંસારથી થતા જન્મમરણાદિક રોગો નષ્ટ થાય છે, અન્યથા નષ્ટ થતા નથી. તે આ સિદ્ધાત્મા જગત્ના પ્રભુ અવિનાશી પરમાત્મા છે. જે પરમાત્માના જાણ્યા વિના બીજું બધું જાણ્યું નકામું

છે, અને જેને જાણ્યે છતે સમસ્ત—સર્વ જણાઇ ચૂક્યું એમાં સંદેહ નથી. જે પરમાત્માનું સ્વરૂપ જાણ્યા વિના આત્મતત્ત્વનો નિશ્ચય થતો નથી—આત્મસ્વરૂપમાં રમણ થતું નથી; અને જેને જાણીને મુનિઓએ સાક્ષાત્ તેજ પરમાત્માનો વૈભવ પ્રાપ્ત કર્યો છે. માટે મુક્તિને ઇચ્છનાર મુનિઓએ એજ પ્રભુનું ધ્યાન કરવું, અને અન્ય સર્વ શરણ છોડી—તેનુંજ એક શરણ ગ્રહી તેને વિષે પોતાના અંતરાત્માને જોડી દઈ તેનેજ વિશેષ પ્રકારે જાણવો—જોવો,

જે વાણીને અગોચર છે-વર્ણવી શકાય નહિ એવા અવ્યક્ત અનંતનાશ વિનાના શબ્દ વર્જિત-જેને શબ્દ નથી, જેને જન્મ નથી, અને સંસારભ્રમણથી રહિત એવા પરમાત્માનું વિકલ્પ રહિત ચિંતન કરવું. જેના જ્ઞાનના અનંત ભાગમાં દ્રવ્ય પર્યાય યુક્ત લોકાલોક આવી રહેલું છે, એવા પરમાત્મા ત્રણ લોકના ગુરૂ હોય-અર્થાત્ જેનું જ્ઞાન અનંતુ છે તેજ ત્રણ લોકના ગુરૂ છે-હોઇ શકે.

ધ્યાન કરનાર મુમુક્ષુ (મુનિ) પરમાત્માના સ્વરૂપમાં પોતાનું મન લગાવી તેના ગુણસમૂહથી રંજિત થયો થકો પોતે પોતાના આત્માને તેને વિષે તેનું રૂપ પ્રાપ્ત કરવા જોડી દેછે. એ પ્રમાણે નિરંતર સ્મરણ કરતો, અને તે પરમાત્માનું સ્વરૂપ અવલંબ્યું છે જેણે એવો યોગી ગ્રાહ્ય (એ પરમાત્માનું સ્વરૂપ મારે ગ્રહણ કરવા યોગ્ય છે) અને ગ્રાહક (એને ગ્રહણ કરનાર હુંછું) એવા ભેદ ભાવ રહિત તન્મયપણાને (એકીભાવને) પામે છે. દ્વૈતભાવ તેને રહેતો નથી. ધ્યાન કરનાર મુનિ અન્ય સર્વ શરણ છોડી અર્થાત્ તેનુંજ એક શરણ ગ્રહી તે પરમાત્માના સ્વરૂપમાં એવી રીતે લીન થઇ જાય છે કે ધ્યાતા ( ધ્યાન કરનાર ) અને ધ્યાન એ બંનેનો અભાવ થવાથી ધ્યેયની સાથે એકતા પ્રાપ્ત થાય છે. અર્થાત ધ્યાતા, ધ્યાન અને ધ્યેયનો ભેદ

રહેતો નથી. અર્થાત પોતેજ ધ્યેયરૂપ થાય છે. જે ભાવમાં આત્મા પરમાત્મામાં અભેદપણે લીન થાય છે તેજ સમરસીભાવ–આત્માપરમાત્માનો સમાનતા ભાવ છે. તેજ આત્મા પરમાત્માનું એકી કરણ છે. સમરસી ભાવથી આત્મા પરમાત્મા થાય છે.

એકી કરણમાં આત્મા પરમાત્માના શરણ શિવાય બીજું શરણ લેતો નથી. તેમાંજ તેનું મન લીન થઇ ગયેલું હોય છે. તેનાજ ગુણો (પરમાત્મા જેવા અને પરમાત્મા જેટલાજ અનંતા) તેનામાં હોય છે. તેનુંજ શુદ્ધ સ્વરૂપ (બરાબર) પોતાનું સ્વરૂપ હોય છે. તે અને એ એક સ્વરૂપવાળા હોવાથી એ તે તેજછે. એ પ્રમાણે પરમાત્માના ધ્યાનથી આત્મા પરમાત્મા થાય છે.

જે પરમાત્માના જ્ઞાન વિના પ્રાણી નિશ્ચયે જન્મરૂપી વનમાં ભમે છે, ને જે પરમાત્માને જાણવાથી તરતજ ઈંદ્રના ગુરૂ કરતાં પણ વધારે મોટાઈ મળે છે તે પરમાત્મા સાક્ષાત્ સકલ લોકના આનંદ વિનાશ છે. ઉત્કૃષ્ટ જ્ઞાનરૂપ પ્રકાશ છે. રક્ષક છે. પરમ પુરૂષ છે. જેનું ચરિત્ર ચિંતવી પણ ન શકાય એવા પરમાત્મા છે. એ પ્રમાણે ધ્યાનમાં નિરંતર ભાવનાથી જન્મ જરા રહિત પરમાત્માને ધ્યાનમાં સદા ધ્યાવે છે–ભાવે છે તે **સર્વાર્થધ્યાન** કહેવાય છે.

---

# વિવિધ વિષય સંગ્રહ.

## જિનમંદિરમાં સાચવવા યોગ્ય દશ ત્રિકોનું સ્વરૂપ.

૧ નિસ્સીહીત્રિક—ત્રણવાર નિસ્સીહી, ૨ પ્રદક્ષિણાત્રિક, ૩ પ્રણામત્રિક, ૪ પૂજાત્રિક, ૫ અવસ્થાત્રિક, ૬ ત્રિદિશી નિરીક્ષણ વિરતિત્રિક,' પાદભૂમિ પ્રમાર્જનત્રિક, ૮ વર્ણા-

દિકત્રિક, ૯ મુદ્રાત્રિક અને ૧૦ પ્રણિધાનત્રિક. આ દશે ત્રિકોનું સંક્ષેપથી બાળજીવો માટે વિવેચન કરશું, તેમાં પ્રથમ નિસ્સીહીત્રિકનો અર્થ ત્રણવાર નિસ્સીહી થાય છે. તેનો ખરો પરમાર્થ નહિ સમજનારા ભોળા ભકતો પોપટની માફક ફક્ત પ્રભુની પાસે નિસ્સીહી નિસ્સીહી પઢયા કરેછે, તેમનો લક્ષ્ય સુધારવા માટે આ ઉદ્દેશ છે, તે લક્ષમાં લઇ આ દરેક ત્રિકનો પરમાર્થ પોતે સમજી બીજા મુગ્ધ જીવોને તે સમજાવવા પોતાની યોગ્ય ફરજ વિચારી ઉક્ત ઉદ્દેશ સાર્થક કરશો.

૧ **નિસ્સીહીત્રિક**—પ્રથમ શ્રી જિનેશ્વરની જગતિ (કોટ) ના દ્વારમાં પેસતાં પોતાના ઘર સંબંધી વ્યાપારનો ત્યાગ–નિષેધ કરવા રૂપ પહેલી નિસ્સીહી કહેવી. પ્રદક્ષિણા ફરીને દેખાતી આશાતના ટાળીને મધ્ય દ્વારમાં પેસતાં શ્રી જિનમંદિર સંબંધી વ્યાપાર–વિકલ્પને તજવા રૂપ બીજી નિસ્સીહી કહેવી. પછી વિધિવત્ સ્વદ્રવ્ય ( અક્ષત, ફળ નૈવેદ્યાદિ) થી શ્રી જિનપૂજા કરી દ્રવ્યપૂજા સંબંધી વિકલ્પ તજવા રૂપ ત્રીજી નિસ્સીહી કહી શ્રી જિનેશ્વર પ્રભુની સ્તુતિ માટે ચૈત્યવંદનવિધિ સાચવવી. સ્થિરતાયોગે ઈરીઆવહી પૂર્વક ભાવની વિશુદ્ધિ થાય, તેવા પ્રભુના સદભૂત ગુણોનું કિર્તન કરવું.

૨ **પ્રદક્ષિણાત્રિક**—પ્રભુની જમણી બાજુથી ભવભ્રમણ નિવારવાની બુદ્ધિથી વા જ્ઞાન, દર્શન, ચારિત્ર, પામવાની સુબુદ્ધિથી શ્રી જિનમંદિરની ફરતીમાં જયણા પૂર્વક માર્ગમાં કોઈ પણ પ્રકારની આશાતના જેવું દેખાય, તે પોતે ( જાતે ) દૂર કરી કે બીજા પાસે દૂર કરાવી ત્રણવાર ઉપયોગથી ભ્રમણ કરવું તે.

૩ **પ્રણામત્રિક**—ગમે તેટલે દૂરથી જ્યારે શ્રી જિનેશ્વર પ્રભુનું દર્શન થાય, ત્યારે તરત બે હાથ આદર પૂર્વક જોડી **'અંજલિબદ્ધ'** નમસ્કાર કરીએ તે પ્રથમ પ્રણામ.

પછી પ્રદક્ષિણાદિક દઇને મધ્યદ્વારમાં આવી પ્રભુ સમીપે અર્ધ અંગ નમાડવા રૂપ **'અર્ધાવનત'** કરીએ તે બીજો પ્રણામ. છેવટ પ્રભુની યથા અવસર દ્રવ્ય પૂજા કરી ચૈત્ય-વંદન પહેલાં પાંચે અંગ (બે હાથ તથા બે તથા જાનુ મ-સ્તક ) તે સંપૂર્ણ ભૂમિ સાથે સ્પર્શાવવાવડે **'પંચાંગ પ્ર-ણામ'** ત્રણ વાર ભૂમિને પૂંજી પ્રમાર્જિને કરીએ તે ત્રી-જો પ્રણામ.

૪ **પૂજાત્રિક**—યથા અવસર સવારે, મધ્યાન્હે, તથા સાંજે, પ્રભુની યથોચિત ઉત્તમ દ્રવ્યોથી પૂજા કરવી ગૃહસ્થોને કહીછે. તેમાં પ્રભાતે વસ્ત્રાદિકની શુદ્ધિથી વાસક્ષેપની પૂજા, મધ્યા-ન્હે સુગંધી જળ, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, અક્ષત, ફળ અને નૈવેદ્યવડે અષ્ટપ્રકારી પૂજા તથા સાંજે સુગંધી ધૂપ દીપાદિક વડે પૂજાનો અધિકાર છે તે મુજબ ભાવિક સદ્-ગૃહસ્થ યથાવિધિ પ્રભુભક્તિ કરી સ્વદ્રવ્યનો લહાવો લઇ શકે. જેજે દ્રવ્યો ( શુદ્ધજળ, ચંદન, પુષ્પાદિક ) પ્રભુના અંગે ચડાવી શકાય તેતે વડે ' **અંગપૂજા** ' કરવી તે પ્રથમ પૂજા. જેજે દ્રવ્યો ( સુગંધી ધૂપ, દીપ, અક્ષત, ફળ, નૈવેદ્યાદિક ) પ્રભુની આગળ ઢોકી ભાવના ભવાય તેતે વડે ' **અગ્રપૂજા** ' કરવા રૂપ બીજી પૂજા. તેમજ સર્વ દ્ર-વ્યપૂજા કર્યા બાદ પ્રભુના સત્ય ગુણોની અંતઃકરણથી તે-વાજ ઉત્તમ ગુણો પામવા માટે સ્તુતિ કરીએ તે **'ભાવપૂજા'** ત્રીજી સમજવી. બરાબર લક્ષ રાખી જયણા પૂર્વક શાસ્ત્ર-આજ્ઞા મુજબ પરમપૂજ્ય પ્રભુની ઉક્ત ત્રણે પ્રકારે સ્વસ્વ અધિકાર પ્રમાણે પૂજા કરનાર પોતે પૂજ્યપદને પામે છે. પોતે પરમાત્મરૂપ થયા બાદ પૂજાની જરૂર નથી. પણ ત્યાં સુધી તો યથા સંભવ પરમ ઉપગારી પરમાત્મ પ્રભુની પૂર્ણ આસ્થાથી પૂજા કરવામાં આવશ્યકતા છેજ.

૫ **અવસ્થાત્રિક**—પરમકૃપાળુ પ્રભુની છદ્મસ્થ, કેવળી

અને સિદ્ધ એમ ત્રણ અવસ્થા જુદે જુદે પ્રસંગે ભાવવી. તે એવી રીતે કે પ્રભુને ન્હવણ ( સ્નાત્ર અભિષેક ) અર્ચન વિગેરે કરતાં ' **છદ્મસ્થ** ' અષ્ટ પ્રાતિહાર્યના દેખાવથી ' **કેવળી** ' અને પર્યંક આસને, પદ્માસને કે કાઉસગ્ગ મુદ્રાએ સ્થિત પ્રભુની ' **સિદ્ધ** ' અવસ્થા ભાવવી.

૬ **ત્રિદિશી નિરીક્ષણ વિરતિત્રિક**—પરમાત્મ પ્રભુની પવિત્ર ભક્તિમાં રસિક જનોએ પ્રભુના સનમુખજ પોતાની દૃષ્ટિ સ્થાપવી, તે શિવાયની ત્રણે દિશાએ દૃષ્ટિ ફેરવવાનો ત્યાગ કરવો.

૭ **પાદ ભૂમી પ્રમાર્જનત્રિક**—ગૃહસ્થે પ્રભુની દ્રવ્યપૂજા કર્યા બાદ ભાવપૂજા–ચૈત્યવંદન સમયે જયણા પૂર્વક વસ્ત્રાંચળ ( ઉત્તરા સંગના છેડા ) વડે ત્રણવાર પંચાંગ પ્રણામ કરતાં ભૂમી વિગેરેનું જીવરક્ષા માટે પ્રમાર્જન કરવું. મુનિ વિગેરે ભાવપૂજાના અધિકારી વર્ગે રજોહરણાદિક ઉપકરણથી ત્રણવાર પ્રમાર્જન પૂર્વક પ્રભુને પ્રણામ કરી ચૈત્યવંદન કરવું.

૮ **વર્ણાદિકત્રિક**—શ્રી જિનેશ્વર પાસે ઉત્કૃષ્ટ, મધ્યમ કે જઘન્ય ( અનુક્રમે આઠ થોઇ કે ચાર થોઇ કે એકજ થોઇથી ) ચૈત્યવંદન કરતાં તે તે સૂત્રાક્ષર, સૂત્રાર્થ એ બંનેમાં બરાબર લક્ષ રાખવા સાથે શ્રી જિનપ્રતિમાનું દૃઢ આલંબન રાખવું. કારણ કે ઉપયોગ શૂન્યતાએ કરેલી કરણી સફળ ન થાય.

૯ **મુદ્રાત્રિક**—ચૈત્યવંદન કરતાં નમુથ્થુણં ભણતાં સુધી ' **યોગમુદ્રા** ' ધારી રાખવી. કાઉસગ્ગધ્યાને રહેતાં ' **જિનમુદ્રા** ' કરવી તથા પ્રણિધાનત્રિક ( જાવંતિચેઇયાઇં, જાવંતકેવિસાહૂ અને જયવિયરાય ) ઉચ્ચરતાં ' **મુક્તામુક્તિ મુદ્રા** ' ધારવી. માંહોમાંહી કમળના ડોડાની પેરે બંને હાથોવડે દશે આંગળાઓને આંતરી આપણા પેટ ઉ-

પર બંને હાથની કોણીઓ સ્થાપવા વડે ' **યોગમુદ્રા** ' થઇ ગણાય. ચાર આંગળ આગળના ભાગમાં અને તેથી કાંઇક ન્યૂન પાછલના ભાગમાં પગ પહોળા રાખીને કાઉસગ્ગ કરીએ તે ' **જિનમુદ્રા** ' થઇ સમજવી. માંહોમાંહી આંગળીઓને નહિ આંતરતાં એક બીજી આંગળીઓને સાથે લગાવી બંન્ને હાથ બરાબર ગર્ભિત ( પોલા ) રાખવામાં આવે અને તે બંને હાથો ભાલ ( કપાળ ) સ્થળે અડાડવામાં આવે ( બીજા આચાર્યોના મતે ભાળ સ્થળે લગાડવામાં ન પણ આવે ) એમ કરતાં જે મુદ્રા થાય તે ' **મુક્તાસુક્તિ મુદ્રા** '.

૧૦ **પ્રણિધાનત્રિક**—ઉપર જણાવ્યા મુજબ જાવંતિચે૦ જાવંતકે૦ અને જયવિયરાય એ ત્રણ સૂત્રપાઠને ' પ્રણિધાનત્રિક ' કહે છે, અથવા મન વચન અને કાયાના યોગની એકાગ્રતા પણ પ્રણિધાનત્રિક કહેવાય છે.

ઉપર પ્રમાણે દશે ત્રિકોનો ખુલાસો સંક્ષેપથી પૂરો થયો તે ઉપરાંત કેટલીક પ્રસંગોપાત બાબતોપર ભક્તિરસિકોને લક્ષ આપવું જરૂરનું છે. આજ કાલ પ્રાણીઓ પ્રમાદને વશ થઈ પવિત્ર પ્રભુપૂજાદિક નિત્ય નિયમોમાં પણ બહુધા અવિધિદોષ સેવતા નજરે પડે છે તે કંઈક નીચેની બાબત પરથી સમજી શકાશે; તેમજ તે સમજીને સ્વપરના સુધારા માટે બનતી ચીવટ રાખવામાં આવશે.

પૂર્વે જેવી શાસ્ત્રમર્યાદાથી જિનભૂવનો, જિનપડિમાઓ, પ્રતિષ્ટા ( સુવિહિત સાધુ પાસે વિધિવત્ વાસક્ષેપાદિકવડે ) પૂજાભક્તિ વિગેરે પવિત્ર શાસ્ત્રનીતિ મુજબ વર્તવાના ખપી સુશ્રાવકો કરતા હતા તેવા આદર–બહુ માન પૂર્વક આજ કાલ ભાગ્યેજ થતું દેખાય છે. ઉલટું શાસ્ત્રવિધિનો અનાદર થતો દેખાય છે. પ્રભુ ભક્તિમાં વપરાતાં દ્રવ્યોની જયણાપૂર્વક કરવી જોઈતી શુદ્ધિની ઉપેક્ષા કરવામાં

આવે છે. બહુધા ગાડરીઆ પ્રવાહની પેરે સંમૂર્છિમ અનુ-
ષ્ઠાન ક્રિયા કરાતી જણાય છે.

આવા વિષમયકાળમાં દેવદ્રવ્ય વિગેરે સાચવવા જેવી કાળજી રાખવી જોઇએ તેવી રખાતી દેખાતી નથી.. કવચિત્ તેનો બેદરકારીથી લોપ થતો દેખાય છે, કવચિત્ ચોરાઈ જાય છે, કવચિત્ પચાવી જવાય છે, પ્રભુની પવિત્ર ભક્તિનું કામ બહુધા વેઠની જેમ બજાવવામાં આવે છે. દીવામાં કૂંદા વિગેરે જીવો પડી મરે તેની પ્રાયઃ સંભાળ લેવામાં આવતી નથી. જિનમંદિરો બહુ મોડી રાત સુધી ખુલ્લા રાખવામાં આવે છે. પ્રાયઃ અવસરનું કામ અવસરે કરવામાં આવતું નથી, એટલુંજ નહિ પણ આપણી ભુલ સુધારવા કોઇ પ્રેરણા કરે તો તે વખોડી કાઢી પોતે ઠીક કરે છે એમ સ્થાપી કેટલાક વિષને વધારે છે. આ સર્વ ખરેખર અજ્ઞાનનોજ પ્રભાવ છે. આપણા પવિત્ર શાસનરાગી વીરપુત્રોએ હવે વધારે જાગૃત થવાની જરૂર છે. આપણી આટલી બધી પતિત સ્થિતિ આવા અનેક અવિધિદોષનું પરિણામ જણાય છે. જ્યાં સુધી અજ્ઞાન–અવિવેક–મિથ્યાભિમાન ટળશે નહિ, ત્યાં સુધી આપણી કોમની સ્થિતિ સુધરવી બહુ મુશ્કેલ છે. સુવિવેક ધાર્યા વિના આપણે આપણા પરમ ઉપગારી પરમાત્મા પ્રભુની પવિત્ર આજ્ઞાનો વિધિવત્ પાળી શકશું નહિ, અને તે વિના આપણે તે તે ધર્મકરણી કરતાં છતાં યથાર્થ લાભ મેળવી શકશું નહિ એમ સમજી મારા વહાલા વીરપુત્રો અને વીરપુત્રીઓ ! તમે જાગો. પ્રમાદરૂપી મહાશત્રુનો પલ્લો છોડો, અને મનમાં શુભ લાગણી લાવી પરમ કૃપાળુ પ્રભુની પવિત્ર આજ્ઞાને બરાબર પાળવા તત્પર થાઓ. તમે મનમાં ધારો તે કરી શકો તેમ છો, કેમકે તમે વીર પુત્ર પુત્રી છો. છતાં જેમ મૂળથીજ બકરાના ટોળામાં રહેવાથી સિંહકિશોર પણ પોતાનું સ્વરૂપ ભૂલી જાય તેમ અજ્ઞાન,

અવિવેક, મિથ્યા વહેમ, કાયરતા વિગેરે દોષોના સમૂહમાં એકમેકપણે રહેવાથી તમારૂં ભાન ઠેકાણે રહેલ નથી તે હવે ઠેકાણે આવે એવી શ્રી વીતરાગ પ્રભુપ્રતિ પ્રતિદિન પ્રાર્થના છે તે સફળ થાઓ ! સ્વપરનું અંતઃકરણથી શ્રેય ઈચ્છનાર હરેક વીરપુત્રે જેમ શ્રીજૈનશાસનનો ઉદય થાય તેમ કેડ કસીને ઉદ્યમ કરવો ઉચિત છે. **પુરૂષાર્થને કંઇ અસાધ્ય નથી** માટે એવા ઉત્તમ પુરૂષાર્થનુંજ આપણુ સર્વને શરણુ હો.

---

## પ્રકરણુ ૧૩ મું.

# વિવિધ વિષય સંગ્રહ.

### શ્રી દેવગુરૂ વંદનાદિક અવસરે સાચવવા યોગ્ય પંચ–અભિગમ વિગેરે.

૧ **સચિત્ત દ્રવ્યનો ત્યાગ**–પોતાના ભોગમાં લેવા યોગ્ય સચિત્ત દ્રવ્ય–ફળ ફૂલાદિકનો ત્યાગ કરવો.

૨ **અચિત્ત દ્રવ્યનો સ્વીકાર**–શ્રી દેવગુરૂવંદન પૂજન યોગ્ય વસ્ત્રાલંકાર ધારણુ કરવાં.

૩ **મનની એકાગ્રતા કરવી**–અન્ય પ્રકારના સંકલ્પ વિકલ્પ વરજી ઉકત કાર્યમાંજ ચિત્તનું પરોવવું.

૪ **એક સાડી ઉત્તરાસંગ**–અખંડિત ઉત્તરાસંગ, વંદન કરતી વખત, અવશ્ય ધારણુ કરવું.

વંદન વખતે વસ્ત્રાંચળથી ભૂમિ પ્રમાર્જન અને સ્તુતિ સમયે મુખે ઉપયોગ રાખવો.

૫ **દર્શન થતાંજ મસ્તકે અંજલી કરવી**—ગમે તેટલે દૂરથી દેવગુરૂના દર્શન થતાંજ બે હાથ જોડી મસ્તકે ચઢાવવા.

**આ ઉપર કહેલાં પાંચ અભિગમ સર્વ સાધારણુ છે.**

રાજા–ચક્રવર્તી પ્રમુખને તો બીજા પ્રકારના પાંચ અભિ-

ગમ પણ સાચવવા પડે છે તે આ પ્રમાણે,

જિન મંદિર કે સમવસરણમાં પેસતાં તથા ગુરૂમહારાજની વસ્તીમાં વંદનાર્થે દાખલ થતાં તે ૧ છત્ર ૨ ચામર ૩ મુકુટ ૪ ખડગ (તલવાર પ્રમુખ શસ્ત્ર) અને ૫ ઉપાનહ (પગરખાં) આ પાંચ રાજ્ય ચિન્હો બહારથીજ તજી બહુમાનપૂર્વક શ્રી દેવગુરૂની યથાયોગ્ય ભક્તિ કરે. આ ઉપરાંત નિસ્સીહિ પ્રમુખ ૧૦ ત્રિકાનું તથા જિન ભૂવને ૧૦ મોટી આશાતના વર્જવાનું તથા ગુરૂ મહારાજની ૩૩ આશાતના વર્જવાનું સ્વરૂપ શાણા માણસોએ સમજી, શુદ્ધ દેવગુરૂનું યથાવિધિ આરાધન કરવા બનતો ખપ કરવો. પરંતુ ઉપેક્ષા બુદ્ધિ કરવી નહિ.

**શ્રી જિનેશ્વરની જગતી (કોટ કિલ્લાની હદ) માં દશ મહા આશાતના યત્નથી વર્જવી.**

૧ તંબોલ ભક્ષણ ન કરવું-પાન સોપારી વિગેરે શ્રી જિનદ્વારે લઇ જઇ નહિ ખાવાં.

૨ પાણી-જળપાત્ર નહિ કરવું.

૩ ભોજન-અન્નાદિક નહિ જમવું.

૪ ઉપાનહ-પગરખાં નહિ પહેરવાં.

૫ મૈથુન-વિષય ક્રિડા નહિ કરવી.

૬ શયન-સુઇ નહિ રહેવું (ઉંઘ ન લેવી)

૭ નિષ્ટીવન-થૂંકવુંનહિ-મુખનો મળ વિગેરે ત્યાં છાંડવો નહિ.

૮ લઘુનીતિ-પેશાબ કરવો નહિ,

૯ વડી નીતિ-દિશા જંગલ ત્યાં જવું નહિ.

૧૦ દ્યૂત-જૂગાર ખેલવો-રમવો નહિ.

**શ્રી ગુરૂમહારાજ સંબંધી ૩૩ આશાતના નીચે મુજબ વજવા અવશ્ય ખપ કરવો.**

૩ ગુરૂની આગળ-અગાડી-પહેલાં. (૧) ચાલવું. (૨) ઉભા રહેવું અને (૩) બેસવું નહિ, (ગુરૂની અવજ્ઞા થાય માટે.)

૮ ગુરૂની નજદીક ( લગોલગ ) ચાલવું, ઉભા રહેવું કે બેસવું નહીં.

૯ ગુરૂના બંને પડખે ( બરાબર એક લાઈનમાં ) ચાલવું, ઉભા રહેવું કે બેસવું નહિ.

૧૦ આચમન–ગુરૂ પહેલાં જળ વડે મુખ આદિ શુદ્ધ કરી મર્યાદા તજી ઉભા થઈ જવું વર્જવું.

૧૧ બહિર્ભૂમિથી ગુરૂ સાથે આવ્યા છતાં ગમણાગમણી ( ઇર્યાવહી ) ગુરૂ પહેલાં આલોવે તે અયુક્ત.

૧૨ ગુરૂએ કંઈ પૂછયે છતે અણ સાંભળતાની પેરે પાછો ઉત્તર ન આપે તે અયુક્ત.

૧૩ કોઈ આવેલા શ્રાવકાદિકને વશ કરવા ગુરૂ મહારાજની પહેલાં તેની સાથે આલાપ સંલાપ કરવો તે અયુક્ત.

૧૪ ભિક્ષા લાવ્યા બાદ અન્ય શિષ્યાદિક પાસે પ્રથમ આલોઈ પછી ગુરૂ પાસે જઈ આલોવે તે અયુક્ત.

૧૫ લાવેલી ભિક્ષા પ્રથમ બીજા સાધુઓને બતાવ્યા બાદ ગુરૂમહારાજને બતાવે તે અયુક્ત.

૧૬ ભિક્ષા લાવ્યા બાદ પ્રથમ બીજા સાધુઓને નિમંત્રણ કર્યા બાદ ગુરૂમહારાજને નિમંત્રણ કરે તે અયુકત.

૧૭ ભિક્ષા લાવ્યા બાદ પ્રથમ ગુર્વાદિકની આજ્ઞા વિના મનમાં આવે તેને ઈચ્છા મુજબ વાપરવા આપે તે અયુક્ત.

૧૮ લાવેલી ભિક્ષામાંથી મન ગમતો–મિષ્ટ આહાર પોતેજ આરોગે તે અયુક્ત.

૧૯ ગુરૂમહારાજે બોલાવ્યો છતે વિલંબ કરી બોલે–વ્યાજબી રીતે જવાબ આપે નહિ તે અયુક્ત ( ધીઠાઈ કરી અથવા ઉપયોગ શૂન્યપણે દિવસ છતાં પણ એમ વર્તે. )

૨૦ ગુરૂમહારાજ બોલાવે ત્યારે ' મને બાધો ' એવાં કઠોર વચન બોલે તે અયુક્ત.

૨૧ ગુરૂમહારાજ બોલાવે ત્યારે પોતાના આસનપર બેઠા બેઠાજ ઉત્તર આપે તે અયુક્ત. ( ઉભા થઈ બહુ

માનપૂર્વક ગુરૂમહારાજ સમીપે આવી નમ્રતાથી યોગ્ય જવાબ આપવો જોઇએ, પણ ઉન્મત્તની જેમ મોજમાં આવે તેમ ન કરવું જોઇએ. )

૨૨ ગુરૂએ પૂછયે છતે ' શું છે ? ' વગેરે અસભ્યતાથી ઉત્તર આપવો તે અયુક્ત.

૨૩ 'તે કામ તમેજ કરોને' ઈત્યાદિક વિનય રહિત વચન ગુરૂની સામા બોલવાં તે અત્યંત અયુક્ત.

૨૪ ગુરૂ કંઈક હિત વચન વડે ધર્મકાર્યમાં પ્રેરણા કરે ત્યારે ઉલટું 'અમનેજ દીઠા છે' એમ બોલી ગુરૂની તર્જના કરે તે અયુક્ત.

૨૫ ગુરૂ મહારાજની સરસાઇથી ખુશી નહિ થતાં ઉલટો દુમણો થાય, ગુરૂના ગુણની પ્રશંસા ન કરે તે અયુક્ત,

૨૬ ગુરૂ કથા કરતા હોય ત્યારે 'તમને એ અર્થ નથી સાંભરતો' એમ એવો અર્થ ન હોય એવું બોલવું તે અયુક્ત.

૨૭ ગુરૂ કથા કરતા હોય તેની વચમાં શ્રોતાઓને પોતાનું ડહાપણ જણાવવા 'હું તમને પછી જણાવીશ' એમ કહી ધર્મકથાનો છેદ કરે તે અયુક્ત.

૨૮ ચાલતી કથામાં આવી 'પોરસી વેળા કે આહાર વેળા થઈ ગઇ છે' એવું જણાવી પર્ષદાનો ભંગ કરે—સભા વીખેરી નાંખે એ અયુક્ત.

૨૯ કથા થઈ રહ્યા બાદ શિષ્ય પોતાનું ડહાપણ બતાવવા માટે પર્ષદા સમક્ષ તેજ કથા સવિસ્તર કહે તે અયુક્ત.

૩૦ ગુરૂની શય્યા, સંથારાદિકને પોતાના પગથી સંઘટ્ટ કરે, કરી ખમાવે નહિ તે અત્યંત અયુક્ત.

૩૧ ગુરૂના સય્યા સંથારા ઉપર અસભ્ય રીતે બેસે, સુવે, અથવા આળોટે, તે સર્વે અયુક્ત.

૩૨ ગુરૂથી ઉંચે આસને બેસે, અથવા ગુરૂથી અધિક બેસણે બેસે, ગુરૂથી બહુ મૂલ્યવાળાં વસ્ત્ર વાપરે તે અયુક્ત.

૩૩ ગુરૂને સમાન આસને બેસે, અથવા ગુરૂ જેવાં–સમાન વસ્ત્રાદિક ભોગવે તે અયુક્ત.

ઉપર સંક્ષેપથી બતાવેલી તેત્રીશે અશાતનાને પરહરી ગુરૂ મહારાજનું બહુમાન સાચવતો છતો શિષ્ય વિધિપક્ષ (શાસ્ત્ર–માર્ગ) નું આરાધન કરી અનેક ભવ સંચિત કર્મ રજને ક્ષેપવી જરૂર આત્મ કલ્યાણ કરે. વિનય એજ જૈનશાસનનું મૂળ છે માટે વિધિ પૂર્વક ગુરૂ મહારાજનો વિનય સાચવવો. વિનય વિના વિદ્યા, વિદ્યા વિના વિજ્ઞાન, વિજ્ઞાન વિના વિવેક સમક્તિ, સમક્તિ વિના ચારિત્ર અને ચારિત્ર વિના મુક્તિ મળેજ નહિ. માટે સર્વ ગુણોનું મૂળ કારણ–વશીકરણભૂત વિનય ગુણજ વિશેષે સેવવો, જેથી સર્વ ગુણો સહજે આવી મળે. ઇત્યલમ્.

---

## દેવગુરૂનો અવગ્રહ સાચવવાની નીતિ મર્યાદા.

વિશાળ જિન મંદિરમાં જગ્યાની વીશાળતાથી ઉત્કૃષ્ટપણે ૬૦ હાથનો અવગ્રહ (આંતરૂં) સાચવી સુવિવેકી જનોએ દેવવંદનાદિક ઉચિત ક્રિયા કરવી. વિશાળ ભૂમીના અભાવે જિન ભૂવનમાં ચૈત્યવંદનાદિક કરતાં જેવી સગવડ હોય તેવી અવગ્રહની મર્યાદા સાચવવા ખપ કરવો. છેવટ (જઘન્ય) ૯ હાથનો અવગ્રહ અવશ્ય અવકાશ યોગે સાચવવોજ. કદાચ ભક્તિચૈત્ય (ગૃહ મંદિર–ઘર દેરાસર)માં તેટલી સગવડ ન હોય તો તેથી પણ ન્યૂન કરતાં કરતાં જેટલો અવગ્રહ સાચવવો બની શકે તેટલો તો અવશ્ય સાચવવો. ગુરૂ મહારાજને વંદનાદિક કરતાં પણ અવગ્રહ અધિકાર પરત્વે અવશ્ય સાચવવો. અવગ્રહ સાચવવામાં આશાતના હાની, યોગ્ય આદર બહુ માન સાચવવા ઉપરાંત અનેક લાભ સમાએલા છે. સુશ્રાવકે ગુરૂ મહારાજનો ૩॥ હાથનો અને સુશ્રાવિકાએ ૧૩ હાથનો (ઉત્કૃષ્ટ) અવગ્રહ

સાચવવો. ખાસ અગત્યવાળા કારણે ( આલોયણાદિક લેતાં ) તો શ્રાવકને ૩ા હાથનો અંદર અને શ્રાવિકાને છેવટ ૩ા હાથ સુધીમાં ગુરૂ મહારાજની રજાપામીને પ્રવેશનું કલ્પે, પરંતુ ગુરૂની આજ્ઞા વિના તો ઉક્ત મર્યાદાનો બનતાં સુધી ભંગ કરવોજ નહિ. ભૂમિની વિશાળતાને અભાવે તો પૂર્વોક્ત ન્યાય સમજવો. પરંતુ સ્રીવર્ગને તો ૩ા હાથની અંદર એક તલ માત્ર પણ આવવું કલ્પે નહીં. જેમ સાધુના સંબંધમાં શ્રાવક શ્રાવિકાને ઉચિત અવગ્રહ સાચવવા ફરમાવ્યું તેજ પ્રમાણે સાધ્વી આશ્રી સુવિવેકી શ્રાવિકા તથા શ્રાવકજને અવશ્ય ઉચિત્ આગ્રહ સાચવવો. અર્થાત્ શ્રાવિકાએ સાધ્વીનો અવગ્રહ ૩ા હાથનો તથા શ્રાવકે ઉત્કૃષ્ટ ૧૩ હાથનો અને જઘન્ય (અપવાદે) ૩ા હાથનો અવગ્રહ અવશ્ય સાચવવો. આમ શ્રી જિન આજ્ઞા પૂર્વક ઉચિત મર્યાદા સાચવતાં સાધુ સાધ્વી શ્રાવક, અને શ્રાવિકા સર્વને હિતરૂપ થાય છે. પરંતુ ઉચિત મર્યાદા ઉલ્લંઘી આપમતિથી ચાલતાં સર્વેને અહિત થવું સંભવે છે, માટે સુવિવેકી જનોએ શાસ્ત્ર આજ્ઞાનો આદર કરવા અવશ્ય ખપ કરવો, જેથી સ્વપર—ઉભયનું હિત થાય.

## શ્રી જિનેશ્વર પ્રભુની અષ્ટપ્રકારી પૂજા, તેના પવિત્ર હેતુ યુક્ત.

૧ શ્રી જિનેશ્વરને જળ—અભિષેક કરતાં જેમ દેવેંદ્રો હર્ષભરથી હર્ષઘેલા થયા છતા પોતાનાજ અંતર મેલને દૂર કરી પોતાને ધન્ય—કૃત પૂણ્ય લેખે છે, અને પોતાની વિશાલ દેવઋદ્ધિને તૃણવત ગણે છે તેમ ભાવિક—ભવ્ય શ્રાવકો ઉત્તમ જળવડે પ્રભુનો અભિષેક કરતાં પોતાનાજ અંતરમળને પોતા પોતાના આત્માને ધન્ય લેખતા સુકૃતનો સંચય કરે.

૨ અભિષેક કરી રહ્યા બાદ અત્યંત બારીક અને કોમળ વસ્રવડે શ્રી જિનઅંગને લુંછીને અત્યંત શિતળ

ચંદનાદિક દ્રવ્યથી પ્રભુના સર્વ અંગે વિલેપન કરતાં પોતાના અનાદિ કષાય–તાપની શાંતિ કરે. દેવેંદ્રો પણ ભાવના ચંદનાદિક ઉત્તમ દ્રવ્યોથી પ્રભુને વિલેપન કરે છે.

૩ શીતળ દ્રવ્યથી પ્રભુને વિલેપન કર્યા બાદ, નવ અંગે કેસર કસ્તુરી વિગેરે સુગંધિ વસ્તુવડે તિલક કરી વિવિધ પ્રકારે મનોહર અંગરચના ( આંગી ) રચી વિચિત્ર વર્ણવાળાં સુગંધી, તાજા, ખીલેલાં તથા અખંડ પુષ્પો ઉત્તમ પાત્રમાં વિધિપૂર્વક રાખી શ્રી જિનેશ્વર પ્રભુને પવિત્ર પુષ્પ અર્પણ કરતાં પોતાનાજ મનની તેવીજ ઉત્તમ પ્રસન્નતા પ્રાપ્ત કરે. સુમનસ ( દેવ યા પંડિત. જન ) ની પેરે સુમનસ ( પુષ્પ ) વડે પરમ પવિત્ર પરમાત્માને પરમ પ્રમોદ પૂર્વક પૂજતાં પૂજક ( શ્રાવક–શ્રાવિકાઓ ) અવશ્ય સૌમનસ્ય (મનની પ્રસન્નતા) ને પામે. જેમ પુષ્પ આદિક જીવોને કિલામના ન થાય, તેમ જતના પૂર્વક પુષ્પાદિક દ્રવ્યોવડે શ્રી જિનાર્ચના કરી સ્વ પરનું અવશ્ય હિત ઇચ્છે. કાચી તોડેલી કળીઓ તેમજ પુષ્પોની પાંખડીઓ છેદીને પ્રભુને ચઢાવવી નહિ. પુષ્પાદિકના જીવોને નાહક કિલામના કરવાથી શ્રી જિનઆજ્ઞાની વિરાધના થાય છે, માટે તે લક્ષમાં રાખી ઉત્તમ પુષ્પાદિવડે પ્રભુની પૂજા કરતાં ઉત્તમ શ્રાવક શ્રાવિકાઓ પોતેજ દેવતાદિકને પણ પૂજવા યોગ્ય થાય છે.

**આ ત્રણ પ્રકાર અંગપૂજા સંબંધી જાણવા.**

**હવે અગ્રપૂજાના પ્રકાર કહે છે.**

૪ ધૂપ-સુગંધી મઘમઘાયમાન કૃષ્ણાગરૂ, દશાંગાદિક, ઉત્તમ દ્રવ્યોથી નીપજાવેલા ધૂપથી આત્માની કુવાસના ટાળી સુવાસના ધારવા આત્માર્થી જનોએ ભાવવું. જેમ ધુપોત્ક્ષેપ કરતાં તેની ધૂમાડાની ઘટા ઉંચી ગતિ કરી આકાશ પ્રદેશને સુસ્વાસિત કરે છે, તેમ ઉત્તમ લક્ષથી જિન પૂજાર્થે ઉત્તમ દ્રવ્યવ્યયવડે આત્મભોગ ( self-sacrifice) કરતાં આત્મપ્રદેશ

સુવાસિત (ધર્મ વાસિત) થાય છે. દ્રવ્ય તે ભાવ નિમિત્તેજ છે.

૫ **દીપ**-ઉત્તમ સુગંધી ધૃત (ઘી) વડે જગદીપક શ્રી જિનરાજ સમીપે દ્રવ્યદીપક ધરીને લોકાલોક પ્રકાશક પંચમજ્ઞાન (ભાવદીપક) નીજ ભાવિકજને ભગવંત પાસે પ્રાર્થના કરે. કર્મરજને દૂર કરવા નીરાજના (આરતી) અને સર્વ મંગળને મેળવવા મંગળ દીપ પ્રગટી, પવિત્ર આશયથી પંચમ જ્ઞાનલક્ષ્મીને સહેજે પ્રગટ કરી શકે. તેવા દીપકને વિધિ પૂર્વક પ્રગટી એમ ભાવવું કે આપણું અનાદિ અંધકાર સદા માટે દૂર થાઓ !

૬ **અક્ષત**—અખંડ તંદુલવડે અષ્ટમંગળ-સ્વસ્તિક, નંદાવર્તાદિક આળેખી પ્રભુની પાસે અક્ષય અખંડ સુખની યા તેનાં સાધનભૂત સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રની પ્રાર્થના કરવી. પ્રભુની પાસે ઢાકવા યોગ્ય અક્ષતાદિક દ્રવ્ય જયણાપૂર્વક શોધેલાં જોઈએ.

૭ **ફળ**—અનેક પ્રકારના ઉત્તમ ફળ પૈકી સરસ-પરિપકવ નાલીકેર, આમ્રફળાદિક પ્રભુની પાસે ઢાકી પરમ ઉત્કૃષ્ટ એવા મોક્ષફળનીજ પ્રાર્થના કરવી. 'ફળવડેજ ફળ પામીએ' એ ન્યાયથી તેવા ઉત્તમ દેવાદિકનું દર્શન કરવા જતાં અવશ્ય ઉત્તમ ફળનું સમર્પણ મોક્ષની અભિલાષા પૂર્વક પરમાત્મ પ્રભુ પ્રમુખને કરવું. લૌકિકમાં પણ રાજા પ્રમુખને ભેટ મૂકવા પૂર્વક મળવાની રીતી પ્રસિદ્ધ છે. યોગ્ય આદર પૂર્વક ઉચિત કાર્ય સાધનાર સદા સુખીજ થાય છે.

૮ **નૈવેદ્ય**—પોતાને અત્યંત અભીષ્ટ મનહર મોદકાદિક નૈવેદ્ય વિશાળ અને ઉત્તમ પાત્રમાં પ્રભુ પાસે ઢાકી આત્માર્થી જીવ પોતાનો અણાહારી ગુણ રૂપ સહજ પ્રગટ કરવા પ્રભુની પ્રાર્થના કરે, એમ ભાવીને કે આ જીવે અજ્ઞાન અને અવિવેકના વશે અને કશઃ અનેકરસ આ સ્વાદ્યા સ્વભાવ તોપણ આ લાલચુ જીવ અદ્યાપિ તૃપ્તિ નજ પામ્યો. હવે પરમાત્મ પ્રભુના પસાયે આ આત્માનો અસંતોષ દોષ દૂર થાઓ,

અને સર્વાંશે સંતોષ ગુણુ પ્રગટ ભાવને પામો !!

આ પ્રમાણે શક્તિ મુજબ સ્વદ્રવ્ય વડે શ્રી જિનેશ્વર પ્રભુની અર્ચા કરીને સ્થિર ચિત્તથી પ્રભુનીજ સન્મુખ દૃષ્ટિ સ્થાપિને દેવવંદન ( જઘન્ય, મધ્યમ કે ઉત્કૃષ્ટ ચૈત્યવંદન ) રૂપ ભાવપૂજા કરવા આત્માર્થિ જીવે ઉજમાળ થવું. મધુર શબ્દ પંક્તિવાળાં સ્તોત્ર, સ્તવનાદિકે શ્રી જિનગુણુ ગાવા. શ્રી જિનેશ્વર પ્રભુના સદ્ભૂત ગુણો ગાતાં તેવાજ ઉત્તમ ગુણો આપણા આત્મામાં અંગાંગીભાવે (સર્વાંશે) આવે તેવા ઉપયોગ–લક્ષ્ય પૂર્વક દૃઢ પ્રયત્ન સેવતાં રહેવું. પ્રભુ પ્રતિના અકૃત્રિમ ( સહજ, અભ્યાસના બળથી પ્રકટેલા ) ભક્તિ રાગથી આત્માને અપૂર્વ ચિત્ત. શાંતિ (સમાધિ) રૂપ અદ્ભૂત લાભ થાય છે. જ્યારે સંસાર ઉપાધિથી ચિત્ત ઉરમ્યું હોય, ત્યારેજ તેવા માઠા સંકલ્પ વિકલ્પના અભાવ તથા શુભ–શુદ્ધ અધ્યવસાયના યોગે આત્મા ક્ષણુવાર ચિત્ત સમાધિરૂપ શાંતિને અનુભવી શકે છે. અન્યથા તેમ અનુભવી શકતો નથી. આવા સતત્ અભ્યાસથી આત્માને અંતે અપૂર્વ સમાધિ લાભ પ્રાપ્ત થાય છે. તેથી તે અનુપમ શાંત રસમાં નિમગ્ન થાય છે. આત્માની તેવી સ્થિતિનું સાક્ષાત્ અનુભવ વિના ભાન થઈ શકતું નથી. જે ધન્ય પુરૂષને આવો અપૂર્વ આત્માનુભવ થાય છે, તે આ દુનિયાના વિષય જંબાલમાં એક લવ માત્ર પણુ લેવાતો નથી. એવા અકૃત્રિમ–સહજ આત્મ સુખનો જેને સાક્ષાત્ અનુભવ થયો હોય, તે સહજ સમાધિ સુખના વિરોધી એવાં વિષય સુખમાં કેમ રાચે ? કેમ લેપાય ? વિષયરસમાં રાચનાર–લીન રહેનારને આત્માના સહજ સમાધિ સુખનો અનુભવ શી રીતે થાય ? આત્મ અનુભવી—સહજ સમાધિ રૂપ સમતા રસમાં ઝીલનાર–સહજાનંદી સત્પુરૂષ રાજહંસની જેવી ગતિને ધારણુ કરે છે, અને આત્મ અનુભવી–વિવિધ વિષય રસમાં રાચનાર, પુદ્ગલાનંદી

પ્રાણીઓતો શ્વાનનીજ ગતિને ઝાલે છે. વિષયાનંદી જનો વિષય સુખનેજ સાર માની તેમાંજ રચ્યા પચ્યા રહેછે, પણ જે વડે અકૃત્રિમ–સહજ–અતીંદ્રિય આત્મ સુખની પ્રાપ્તિ થાય તેવી વીતરાગ પ્રભુની ભક્તિ ઉપાસના કરી શકતા નથી. તેથી તેવાં શુભ સાધન શિવાય તે વરાકોને અપૂર્વ ભક્તિ રસ ચાખ્યા વિના ચિત્ત શાંતિરૂપ આત્મ સમાધિનો અનુભવ થઈ શકાતો નથી. પરમાત્મ પ્રભુપ્રતિ પ્રાણીઓનો અપૂર્વ પ્રેમભાવ પ્રસરો.

---

## सार शिक्षा संग्रह.

૧ " સજ્જન મુખ અમૃત લવે,
દુર્જન વિષની ખાણ. "

૨ " નારી ચિત્ત દેખના, વિકાર વેદના;
જીનંદ ચંદ દેખનાં શાંતિ પાવનાં. "

૩ " જનની જણજે ભક્ત કાં, કાં દાતા કાં શૂર,
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવે નૂર."

૪ " જ્ઞાન વિના વ્યવહારકો, કહા બનાવત નાચ,
રત્ન કહો કોઉ કાચકો, અંત કાચ સો કાચ."

૫ " રવિ દૂજો તીજો નયન, અંતર ભાવી પ્રકાશ,
કરો ધંધ સબ પરિહરી, એક વિવેક અભ્યાસ."

૬ " ક્ષમાસાર ચંદન રસે, સિંચો ચિત્ત પવિત્ત,
દયા વેલ મંડપ તળે, રહો લહો સુખ મિત્ત."

૭ " **मौनं सर्वार्थ साधनं** " સબસે બડી ચુપ.

૮ " **बालादपि हितं ग्राह्यं.** " એક બાળકથી પણ હિત વચન ગ્રહવું.

૯ " જન મન રંજન ધર્મકો, મૂલ ન એક બદામ."

૧૦ " દુઃખમેં સબકો પ્રભુ ભજે, સુખમેં ભજે ન

કોય, જો સુખમેં પ્રભુકું ભજે,
તો દુઃખ કહાંસે હોય."

૧૧ "ઉત્તમ જનોની પ્રાણાંતે પણ પ્રકૃતિ-વિકૃતિ ન થાય." **यतः न प्राणांते प्रकृति विकृति, जायते चोत्तमानाम्.**"

૧૨ "સંવેગ રંગ તરંગ ઝીલે.
માર્ગ શુદ્ધ કહે બુધા,
તેહુની સેવા કીજીયે,
જેમ પીજીએ સમતા સુધા."

૧૩ "હીણા તણો જે સંગ ન ત્યજે,
તેહનો ગુણ નવિ રહે,
જ્યું જલધિ જળમાં ભળ્યું,
ગંગા નીર લુણપણું લહે."

૧૪ "બુરા બુરા સબ કહે,
બુરા ન દીસે કોય,
જો ઘટ શોધું આપણો,
તો મુજસે બુરા ન કોય."

૧૫ "ખાડો ખોદે, સો પડે."

૧૬ "કોઈની પણ નિંદા કરતા ના, નિંદા કરો તો આપણીજ કરજો."

૧૭ "સર્વ કોઈનું ભલુંજ ઇચ્છો, કદાપિ કોઇનું પણ બુરૂં ઇચ્છતા ના."

૧૮ "અવગુણપર જે ગુણ કરે,
તે વિરલા જગ જોય."

૧૯ "કોઇને માર્મિક, કટુ, કે બિભત્સ ભાષણ કરો નહિ"

૨૦ "કોઈ કામ સહસા કરતા ના."

૨૧ "દગો કોઈનો સગો નહિ."

૨૨ " ક્રોધી તથા કટુભાષીને ચંડાલ સમાન લેખો."
૨૩ " ધર્મે જય અને પાપે ક્ષય."
૨૪ " પર દ્રવ્ય હરણ સમાન એકે પાપ નથી."
૨૫ " શીલ ભૂષણ જેવું બીજું એકે ભૂષણ નથી."
૨૬ " સંતોષ સમાન સુખ નથી."
૨૭ " વસુ વિના નર પશુ."
૨૮ " ન્યાય, નીતિ, સત્ય, પ્રમાણિકપણું એ પ્રાણીના ઉદયના હેતુ છે."
૨૯ " દીર્ઘ દ્રષ્ટિ ( દીર્ઘ દર્શીત્વ-અગમચેતીપણું ) આવતાં દુઃખોને રોકવાનું સાધન છે."
૩૦ " કુશીલતા એ પ્રગટ દુઃખનું, અને સુશીલતા એ સુખનું મૂળ છે."
૩૧ " વિવેક વિકલ પ્રાણી પશુની ગણત્રીમાં ગણાય છે."
૩૧ " લોભનો કાંઇ થોભ નથી."
૩૩ " ઇચ્છા આકાશની માફક અનંત છે."
૩૪ " તૃષ્ણા જેવી એકે મોટી વ્યાધિ નથી."
૩૫ " રાત્રિ ભોજનમાં મહા પાપ છે."
૩૬ " રાગ દ્વેષનો ક્ષય કરી શુદ્ધ થવું, એ સર્વ તીર્થંકરોનો સનાતન ઉપદેશ છે. તેઓ પોતે વિશુદ્ધ થઈ, બીજાઓને વિશુદ્ધ થવા કહે છે."
૩૭ " પંડિત શત્રુ ભલો, પણ મૂર્ખ મિત્ર સારો નહિ." अतः—

**पंडितोऽपिवरं शत्रु, र्न मूर्खो हितकारकः**

૩૮ " મૂરખ સાથે ગોઠડી, પગ પગ હોય કલેશ."
૩૯ " નારી નરકનું બારણું."
૪૦ " કર્મને શરમ નથી."
૪૧ " સંપ ત્યાં જંપ, કુસંપનું મોં કાળું."

૪૨ " કથની કથે સબ કોય, રહેણી અતિ દુર્લભ
હોય. "

૪૩ " કથની સાકર સમ મીઠી,
રહેણી અતિ લાગે અનીઠી. "

૪૪ " જબ રહેણીના ઘર પાવે,
તબ કથની ગીણતી આવે. "

૪૫ " લઘુતાસેં પ્રભુતા અરૂ, પ્રભુતાસેં પ્રભુ દૂર. "

૪૬ " પરકી આશા સદા નિરાશા. "

૪૭ " કાચા ઘડા કાચકી શીશી,
લાગત ઠણકા ભાગેં,
સડણ પડણ વિધ્વંસ ધરમ જસ,
તસથી નિપુણ નિરાગે.
એ ઘટ વિણસત વાર ન લાગે. "

૪૮ " મદ છક છાક ઘેલ તજ વીરલા,
ગુરૂ કીરપા કોઉ જાગે;
તન ધન નેહ નિવારી ચિદાનંદ,
ચલીયે તાકે સાગે. એ ઘટ. "

૪૯ " કબહિક કાજી કબહિક પાજી,
કબહિક હુઆ અપ ભ્રાજી;
કબહિક જગમેં કીર્તિ ગાજી,
સબ પુદ્‌ગલકી બાજી. આપ સ્વભાવમેં રે
અવધૂ સદા મગનમેં રહેના. "

૫૦ " શુદ્ધ ઉપયોગ ને સમતા ધારી,
જ્ઞાન ધ્યાન મનોહારી;
કર્મ કલંકકુ દૂર નિવારી,
જીવ વરે શિવ નારી. આપ. "

૫૧ " સમતાનાં ફળ મીઠાં છે. "

૫૨ " હાથે તે સાથે, દેશો તેવું પામશો, વાવશો તેવું લણશો. "

૫૩ " ક્ષણુ લાખેણો જાય, સાધી શકે તો સાધ. "

૫૪ " કાલને કાળનો ભય છે. "

૫૫ " મરવું ડગલાં હેઠ. "

૫૬ " મરણુ તણાં નિશાનાં મોટાં, ગાજે છે માથે,
તમે ચાલોને પ્રીતમજી પ્યારા,
સિદ્ધાચલ જઈએ. "
જે કરવું તે વહેલા કીજે, કાલે શી વાતો;
અણુચિંતવ્યું આવી પડશે,
સબળાની લાતો. તમે ચાલોને. "

૫૯ " શીલ રહિત નર કુટડાં,
જેવાં આવળ પુલ;
શીલ સુગંધે જે ભર્યા.
તે માણુસ બહુ મૂલ. "

૫૯ " મમતા રાંડ ભાંડકી જાઈ. "

૬૦ " સંત સમાગમ સમાન કોઈ સુખ નથી. "

૬૧ " ચંડાળ બે પ્રકારના છે. ૧ જાતિ ચંડાળ, ૨ કર્મ ચંડાળ. "

૬૨ " કાગડા જેવા પર છિદ્ર ગવેષી કર્મ ચંડાળ કહેવાય છે. "

૬૩ " સોબત તેવી અસર. "

૬૪ " સોબત કરો તો સંત સુસાધુ જનોની કરો. "

૬૫ " મિથ્યાત્વ સમાન કોઈ રોગ નથી. "

૬૬ " સમ્રકિતને ચિન્તામણી રત્નથી અધિક સમજો. "

૬૭ " જયણા, ધર્મની જનની ( માતા ) છે. "

૬૮ " સુજ્ઞ માણુસ જયણા માતાની સદા સેવા કરે. "

૬૯ " સત્ય વચન વદવું, એ મુખની શોભા છે. "

૭૦ " પર નિંદા સમાન એકે પાપ નથી. "

૭૧ " કર્મ કંટક જીતે તે જીન, તેથી ત્રાસે તે હીન. "

૭૨ " પંડિત તે જે નિરભિમાન. "

૭૩ " ઇચ્છા રોધન તપ મનોહાર. "

૭૪ " છતી શક્તિ ગોપે, તે ચોર. "

૭૫ " અંતર લક્ષ રહિત તે અંધ,
જાનત નહિ મોક્ષ અરૂ બંધ. "

૭૬ " જે નવિ સુણુત સિદ્ધાંત વખાણુ,
બધિર પુરૂષ જગમાં તે જાણુ. "

૭૭ " અવસર ઉચિત બોલી નવિ જાણે,
તાકું જ્ઞાની મૂખ વખાણે. "

૭૮ " મોહ સમાન રિપુ નહિ કોઈ,
દેખો સહુ અંતરગત જોઇ. "

૭૯ " ડરત પાપથી પંડિત સોઈ,
હિંસા કરત મૂઢ સો હોઈ. "

૮૦ " કલ્પવૃક્ષ સંજમ સુખકાર,
અનુભવ ચિન્તામણિ વિચાર. "

૮૧ " કામ ગવીવર વિદ્યા જાણુ,
ચિત્રાવેલી ભક્તિ ચિત્ત આણુ. "

૮૨ " નયન શોભા જીન બિંબ નિહાલો,
જીન પડિમા જીન સમ કરી ધારો. "

૮૩ " સત્ય વચન મુખ શોભા ભારી,
તજ તંબોલ સંત તે ધારી. "

૮૪ " નિર્મલ નવ પદ ધ્યાન ધરીજે,
હૃદય શોભા ઇણુ વિધ નિત કીજે. "

૮૫ " સદ્ગુરૂ ચરણુ રેણુ શીર ધરીએ,
ભાલ શોભા ઇણુ વિધ ભવિ કરીએ.

૮૬ " અહિંસા પરમો ધર્મઃ—જીવ દયા સમાન
" કોઇ ધર્મ નથી. "

૮૭ " મિષ્ટ વચન સહિત તે દાન,
ગર્વ રહિત તે જ્ઞાન પ્રમાન.
ક્ષમા સહિત તે શૌર્ય બખાન,
વિવેક સહિત વિત્ત તે જાણ- ॥ ૧ ॥ "
આચરે વાનાં અપૂર્વ ચિન્તામણિ સદૃશ
જેવા કોઇકજ ભાગ્યશાળીને સંપજે છે.

૮૮ " પર દ્રવ્ય, પર દારા, અને ખળ પુરૂષનો
કદાપિ પણ સંગ કરો નહિ. "

૮૯ " ચાલણા જરૂર જાકું, તાકું કૈસા સોવણા. "

૯૦ " જાગ અવલોક નિજ, શુદ્ધતા સ્વરૂપકી,
શોભા નાહિ કહી જાત, ચિદાનંદ ભૂપકી. "

૯૧ " વિષય વાસના ત્યાગો ચેતન,
સાચે મારગ લાગો રે. "

૯૨ " આતમ ધ્યાન સમાન જગતમેં,
સાધન નહિં કોઉ આન. "

૯૩ " ગાફીલ છીનભર નહિ રહો તુમ,
શીરપર ઘુમે તેરે કાળ અરિ. "

૯૪ " થોડાસા જીવન કાજ અરે નર,
કાહેકું છળ પરપંચ કરો. "

૯૫ " અવસર પાય ન ચૂક ચિદાનંદ,
સદ્‌ગુરૂ યું દરસાયારે. "

૯૬ " સમ્યગ્ જ્ઞાન અને ક્રિયા એ મોક્ષ વૃક્ષનું અ-
વંધ્ય બીજ છે. "

૯૭ " પરભવ જતાં જીવને ધર્મનોજ આધાર છે. "

૯૮ " જેનું મન પવિત્ર છે, તેને પવિત્ર સમજો."

૯૯ " મોહ સમાન એકે મદિરા નથી."

૧૦૦ " વિષય સમાન કોઇ ચોર નથી."

૧૦૧ " તૃષ્ણા સમાન કોઈ વિષવલ્લી નથી."

૧૦૨ " મરણ સમાન કોઇ ભય નથી."

૧૦૩ " રાગ સમાન કોઇ બંધન નથી."

૧૦૪ " સ્ત્રી કટાક્ષથી પોતાનો બચાવ કરનાર જેવો કોઈ શૂરો નથી."

૧૦૫ " સદુપદેશ સમાન કોઇ અમૃત નથી.

૧૦૬ " સ્ત્રી ચરિત્ર સમાન કાંઇ ગહન નથી."

૧૦૭ " સ્ત્રીના ચરિત્રથી ન છેતરાય, તેના જેવો કોઇ ચતુર નથી."

૧૦૮ " અસંતોષ સમાન બીજું દારિદ્ર નથી, અને યાચના સમાન લઘુતા નથી."

૧૦૯ " સમય સમાન જીવીત નથી."

૧૧૦ " પ્રમાદ જેવી એકે જડતા નથી."

૧૧૧ " ધન, યૌવન અને આયુ એ ત્રણે વાનાં કારમાં—( અસ્થિર ) છે."

૧૧૨ " સજજનો ચંદ્રના કીરણો જેવા શીતળ છે."

૧૧૩ " પરવશતા સમાન દુઃખ નથી, અનેસ્વતંત્રતા સમાન સુખ નથી."

૧૧૪ " તત્વથી સ્વપર હિતકારીજ વચન સત્ય છે."

૧૧૫ " પ્યારામાં પ્યારી ચીજ પ્રાણ છે."

૧૧૬ " પાપથી નિવર્તાવે તેને ખરો મિત્ર જાણો."

૧૧૭ " અવસરના દાન જેવું બીજું દાન નથી."

૧૧૮ " ગુપ્ત પાપ જેવું કોઈ શલ્ય નથી."

૧૧૯ " જગત્ માત્રની સાથે મૈત્રી સમાન આનંદ નથી."

૧૨૦ " અખંડ વ્રત પાળનાર જેવો કોઈ ભાગ્યશાળી નથી. "

૧૨૧ " વ્રત ખંડન કરી જીવનાર જેવો કોઇ કમનસીબ નથી. "

૧૨૨ " સત્ય, પ્રીય અને વિનીત ભાષણુ જેવું કોઇ વશીકરણુ નથી. "

૧૨૩ " મધ્યસ્થતા જેવો કોઇ શ્રેષ્ટ માર્ગ નથી. "

૧૨૪ " દુર્જનનો નેહુ કારમો [ ખોટો—પતંગીયો ] સમજો.

૧૨૫ " કલિકાળે પણુ કુલીન સત્પુરૂષો મેરૂ જેવા ધીર હોય છે.

૧૨૬ " છતે પૈસે કૃપણુતા શોચવા યોગ્ય છે. "

૧૨૭ " અલ્પ ધને ઉદારતા વખાણુવા યોગ્ય છે."

૧૨૮ " શુભ કાર્યમાં શક્તિ મુજબ ઉદ્યમ કરવો. "

**यतः—यथाशक्ति यतनीयं शुभे.**

૧૨૯ " વિવેક સમાન કોઇ મિત્ર નથી. "

૧૩૦ " બહુ રત્ના વસુંધરા. "

૧૩૧ " ભર્યા સો છલકાય નહિ. "

૧૩૨ " નિંદા કરે તે થાય નારકી. "

૧૩૩ " પથ્ય આહાર સમાન કોઇ ઔષધ નથી. "

૧૩૪ " કર્મ સમાન કોઇ રોગ નથી. "

૧૨૫ " પંથ સમાન કોઈ જરા નથી.

૧૩૬ " અપમાન સમાન કોઇ દુઃખ નથી. "

૧૩૭ " ક્ષુધા સમાન કોઈ વેદના નથી. "

૧૩૮ " જ્ઞાન સમાન કોઇ ધન નથી, અને આશા

સમાન કોઇ બંધન નથી. "

૧૩૯ " મોહ સમાન કોઈ જાળ નથી. "

૧૪૦ " તૃષ્ણા સમાન કોઈ વ્યાધિ નથી. "

૧૪૧ " ચિન્તા ચિતા સમાન. "

૧૪૨ " ચિત્ત શુદ્ધિ માટે વ્યવહાર શુદ્ધિની ખાસ જરૂર છે. "

૧૪૩ " શુદ્ધ વસ્ત્રપર જેવો રંગ ચડે, તેવો મલીન વસ્ત્રપર ચડી શકે નહિ. "

૧૪૪ " આનંદઘન પ્રભુ કાલી કંબલીયાં,
ચડત ન દુજો રંગ. "

૧૪૫ ઘઠારી મઠારી આરીસા જેવી કરેલી ભીંતપર જેવું ચિત્ર ખીલે, તેવું ખડબચડી અને મેલી ભીંતપર તે ખીલી શકતું નથી.

૧૪૬ ધર્મ રંગ આશ્રયે પણ તેમજ સમજવું.

૧૪૭ મલીન ચિત્તને ધર્મ રંગ ચડે નહિ.

૧૪૮ માટે અવશ્ય અંતરશુદ્ધિ કરવી.

૧૪૯ જેમ વિરેચન [ રેચ ] લીધા વિના અંતર શુદ્ધિ થતી નથી, તેમ સમંતાદિવડે કષાય મળ ટાળ્યા વિના મન શુદ્ધિ થવાની નથી.

૧૫૦ રાગ અને દ્વેષ મોહના પુત્ર, અને કષાયના ભાઈ થાય છે.

૧૫૧ રાગ કેશરી સમાન, અને દ્વેષ ગજ [ હાથી ] સમાન ગણાય છે.

૧૫૨ રાગ દ્વેષ અને મોહનો ક્ષય કર્યા વિના કદાપિ કલ્યાણ નથી.

૧૫૩ મદ, ભય અને રોષ, અથવા વિષય, કષાય, અને આશંસા, એ મહા ત્રિદોષ કહેવાય છે.

૧૫૪ રોગીને જેમ ઘી દૂધ વિકાર કરે છે, તેમ અ યોગ્યને જ્ઞાનાદિ પણ વિકાર કરે છે.

૧૫૫ માટે ધર્મને લાયક થવાની જરૂર છે.

૧૫૬ સર્વજ્ઞ કથિત ગુણોનું સેવન કરવાથી જીવ ધર્મ ને લાયક થઈ શકે છે.

૧૫૭ ધર્મના અર્થી જીવે ક્ષુદ્રતા [ પરાયા છિદ્ર જોવા ની બુદ્ધિ ] સર્વથા ત્યજવી.

૧૫૮ શરીરને માટે યોગ્ય સંભાળ રાખવી.

૧૫૯ સૌમ્યતા—શીતળતા ધારવી. રૌદ્ર આકૃતી તજવી.

૧૫૦ લોક પ્રિય થવાય તેમ સંભાળથી ઉચિત મર્યાદા સાચવી રાખવા ચૂકવું નહિ. લોક વિરૂદ્ધ સર્વ થા ત્યજવું.

૧૬૧ જરા પણ ક્રૂરતા કરવી નહિ.

૧૬૨ પાપભીરૂ યા અપવાદભીરૂ થવું, અર્થાત્ તેનાથી બ્હીતા રહેવું.

૧૬૩ શઠપણું ત્યજવું, છળ, પ્રપંચ, દંભ, વિશ્વાસઘા તાદિ વર્જવું.

૧૬૪ દાક્ષિણ્યતા આદરવી, ગુર્વાદિની આમન્યા લોપ વી નહિ.

૧૬૫ લજ્જા રાખવી. માજા–ઉચિત મર્યાદા–સાચવવી.

૧૬૬ દયાલુત્વ—હૃદયમાં કોમળતા—કુણાશ રાખવી, નિર્દય થવું નહિ.

૧૬૭ મધ્યસ્થતા—નિષ્પક્ષપાતતા—ન્યાય બુદ્ધિથી ત ટસ્થતા રાખવી.

૧૬૮ ગુણરાગી થવું—ગમે ત્યાંથી પણ ગુણ રત્ન ગ્ર હવાનીજ કામના રાખવી.

૧૬૯ સત્ય [ હિતમિતજ ] ભાષણ કરવું. શાસ્ત્ર અનુ સારેજ બોલવું.

૧૭૦ સ્વપક્ષ [ પોતાનું કુટુંબ ] પુષ્ટ [ ધર્મ ચુસ્ત ] થાય તેમ ઇચ્છવું અને કરવું.

૧૭૧ દીર્ઘ દર્શી થવું, વગર વિચાર્યું સાહસ ન કરવું, પરિણામ [Result] વિચારી કામ કરવું.

૧૭૨ તત્વજ્ઞાન મેળવવા પૂરતો પ્રયત્ન કરવો, અને વિજ્ઞાન મેળવવું.

૧૭૩ વૃદ્ધ [ શિષ્ટ ] પુરૂષોને અનુસરીને ચાલવું, સ્વ ચ્છંદપણું આદરવું નહિ.

૧૭૪ વિનય કરવો—ગુણી જનો યા વડીલોની યોગ્યતા સાચવવી, સમયોચિત નમ્રતા-મૃદુતાદિ ઉચિત વિવેક સાચવવો. હૃદયમાં ગુણનું બહુ માન કરવું.

૧૭૫ કૃતજ્ઞતા આદરવી, કૃતઘ્ન કદાપિ થવું નહિ.

૧૭૬ પરોપકાર બુદ્ધિ—સ્વ શક્તિ અનુસારે પરદુઃખ ભંજન કરવા તત્પર થવું. यतः=" परोपकाराय सतां विभूतयः

૧૭૭ લબ્ધ લક્ષ્યતા ધારવી. સુનિપુણતા ધરી ઉચિત કાર્ય પ્રવૃત્તિ કરવી.

૧૭૮ આ આદિ શુભ ગુણ સેવનથી ધર્મ અધિકાર પ માય છે, અને તેમાં વધારો થાય છે.

૧૭૯ આથી ગૃહસ્થ ધર્મની શુદ્ધિ થાય છે, અને શુદ્ધ શ્રાવક ધર્મ પામી શકાય છે.

૧૮૦ અનુક્રમે યતિ ધર્મની પ્રાપ્તિ થઈ શકે છે.

૧૮૧ પ્રમાદ રહિત શુદ્ધ યતિ ધર્મના આરાધનથી આત્મ વિશુદ્ધિ બહુ સારી થાય છે.

૧૮૨ અનુક્રમે શુકલ ધ્યાનના યોગે સકલ કર્મ ખપાવી સિદ્ધિ—વધૂનો સંગમ નિત્યના માટે થાય છે. પૂર્ણાનંદી થઇ અંતર આત્મા પરમાત્મ દશા પ્રાપ્ત કરે છે.

૧૮૩ પરમાત્મદશા પ્રાપ્ત થયે જન્મ મરણાદિ સર્વ ઉપાધિ ટળી જાય છે.

૧૮૪ જેમ દગ્ધ [ દાઝેલા ] બીજથી અંકુરો ઉગતા નથી, તેમ પરમાત્મ દશા પામી સર્વ કર્મનો સંક્ષય કરવાથી ભવ ( સંસાર ) રૂપ અંકુરો ઉગતા નથી, અર્થાત્ તેનો પુનર્જન્મ થતોજ નથી. એવી પરમ સિદ્ધ દશા પ્રાપ્ત થાય છે.

૧૮૫ સિદ્ધ પરમાત્માને એકાંતિક અને આત્યંતિક [ અવ્યભિચારી ) સુખ છે. સમસ્ત કર્મમળના ક્ષયથી નિર્મળ કાંચનના જેવી વિશુદ્ધ થયેલી પરમાત્મ દશા તેજ સિદ્ધ દશા છે.

૧૮૬ જે જે, બહિરાત્મપણું ત્યજી, અંતર આત્મપણું આદરી, પરમાત્માનું દ્રઢ આલંબન ગ્રહે છે, તે તે, કીટ ભ્રમર ન્યાયે અંતે પરમાત્મ દશા પામે છે.

૧૮૭ બહિર આત્મા, અંતર આત્મા, અને પરમાત્મા, એ આત્માના ત્રણ પ્રકાર છે.

૧૮૮ ક્ષણિક એવી જડ વસ્તુઓમાં મુંઝાઇ, રાગ દ્વેષ મળથી આત્માને મલીન કરતો મૂઢ બહિર આત્મા કહેવાય છે.

૧૮૯ આંતર લક્ષ્ય ( વિવેક-ઉપયોગ ) જાગવાથી જેને સ્વ-પર [ જડ-ચેતન ] ગુણ દોષ, કૃત્યાકૃત્ય,

હિતાહિત, ભક્ષ્યાભક્ષ્ય-પેયાપેય વગેરેનું યથાર્થ ભાન થયું હોય તે અંતરદ્રષ્ટિ આત્મા અંતર આત્માના નામે ઓળખાય છે.

૧૯૦ સંપૂર્ણ વિવેક વડે સકળ ભેદભાવ દૂર કરી શુકલ ધ્યાનના બળે, ગુણ—ઘાતી કર્મ આવરણ સર્વથા ક્ષય થવાથી જેને અનંત ચતુષ્ટય [ અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય ] પ્રકટ થયાં છે, તે આત્માની પરમ દશા પામવાથી પરમાત્મા કહેવાય છે.

૧૯૧ કર્મ આવરણ વડે ઢંકાયેલી, છતી સર્વ સ્વરિદ્ધિ, સમ્યગ્ જ્ઞાન દર્શન અને સંયમની સહાયથી, પ્રકટ થઈ શકે છે.

૧૯૨ સમસ્ત કર્મના આવરણના સંક્ષયથી સત્તાગત સર્વ ગુણ—સ્મૃદ્ધિ સંપૂર્ણ પ્રકટ થવાથી જેમને અચલ સિદ્ધિ વરી છે, તેઓ સિદ્ધ પરમાત્માના નામથી ઓળખાય છે. તેઓ અનંત, અક્ષય, અવ્યાબાધ શિવ સંપદાના શાશ્વત ભોક્તા છે.

૧૯૩ સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રના આરાધનથી વિશુદ્ધ પરિણામ યોગે શુકલ ધ્યાનના બળથી સમસ્ત કર્મ ટાળી પરમાત્મ દશાને પ્રાપ્ત થયેલા સર્વ સિદ્ધ મહારાજાઓ સિદ્ધિ સ્થાનમાં એક સરખા શિવ સુખના ભોક્તા છે. તે સર્વે સિદ્ધ પરમાત્માઓ પ્રતિ અમારો ત્રિકરણ શુદ્ધ નમસ્કાર હો !

॥ સમાપ્ત. ॥

# पंच परमेष्ठी जाप यंत्र.

આ યંત્રમાં એવી ગોઠવણુ કરવામાં આવી છે કે વચ્ચે લખેલ 'અ' થી જુદી જુદી '૨૭૦' રીતે '**અર્હંત સિદ્ધ આચાર્ય ઉપાધ્યાય સાધુભ્યો નમઃ**' એ જાપ વાંચી શકાશે. રમુજ સાથે પંચ પરમેષ્ઠીના જાપનું આ અનુપમ સાધન છે.

મૌક્તિક.

| મઃ | ન | ભ્યો | ધુ | સા | ય | ધ્યા | પા | ઉ | ર્ય | ઉ | પા | ધ્યા | ય | સા | ધુ | ભ્યો | ન | મઃ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ન | ભ્યો | ધુ | સા | ય | ધ્યા | પા | ઉ | ર્ય | ચા | ર્ય | ઉ | પા | ધ્યા | ય | સા | ધુ | ભ્યો | ન |
| ભ્યો | ધુ | સા | ય | ધ્યા | પા | ઉ | ર્ય | ચા | આ | ચા | ર્ય | ઉ | પા | ધ્યા | ય | સા | ધુ | ભ્યો |
| ધુ | સા | ય | ધ્યા | પા | ઉ | ર્ય | ચા | આ | દ્ધ | આ | ચા | ર્ય | ઉ | પા | ધ્યા | ય | સા | ધુ |
| સા | ય | ધ્યા | પા | ઉ | ર્ય | ચા | આ | દ્ધ | સિ | દ્ધ | આ | ચા | ર્ય | ઉ | પા | ધ્યા | ય | સા |
| ય | ધ્યા | પા | ઉ | ર્ય | ચા | આ | દ્ધ | સિ | ત | સિ | દ્ધ | આ | ચા | ર્ય | ઉ | પા | ધ્યા | ય |
| ધ્યા | પા | ઉ | ર્ય | ચા | આ | દ્ધ | સિ | ત | હં | ત | સિ | દ્ધ | આ | ચા | ર્ય | ઉ | પા | ધ્યા |
| પા | ઉ | ર્ય | ચા | આ | દ્ધ | સિ | ત | હં | અ | હં | ત | સિ | દ્ધ | આ | ચા | ર્ય | ઉ | પા |
| ધ્યા | પા | ઉ | ર્ય | ચા | આ | દ્ધ | સિ | ત | હં | ત | સિ | દ્ધ | આ | ચા | ર્ય | ઉ | પા | ધ્યા |
| ય | ધ્યા | પા | ઉ | ર્ય | ચા | આ | દ્ધ | સિ | ત | સિ | દ્ધ | આ | ચા | ર્ય | ઉ | પા | ધ્યા | ય |
| સા | ય | ધ્યા | પા | ઉ | ર્ય | ચા | આ | દ્ધ | સિ | દ્ધ | આ | ચા | ર્ય | ઉ | પા | ધ્યા | ય | સા |
| ધુ | સા | ય | ધ્યા | પા | ઉ | ર્ય | ચા | આ | દ્ધ | આ | ચા | ર્ય | ઉ | પા | ધ્યા | ય | સા | ધુ |
| ભ્યો | ધુ | સા | ય | ધ્યા | પા | ઉ | ર્ય | ચા | આ | ચા | ર્ય | ઉ | પા | ધ્યા | ય | સા | ધુ | ભ્યો |
| ન | ભ્યો | ધુ | સા | ય | ધ્યા | પા | ઉ | ર્ય | ચા | ર્ય | ઉ | પા | ધ્યા | ય | સા | ધુ | ભ્યો | ન |
| મઃ | ન | ભ્યો | ધુ | સા | ય | ધ્યા | પા | ઉ | ય | ઉ | પા | ધ્યા | ય | સા | ધુ | ભ્યો | ન | મઃ |

परोपकाराय सतां विभूतयः

# જાહેર વિજ્ઞપ્તિ.

---:x*x:---

ધર્માનુરાગી પ્રિય વાંચકવૃંદને વિજ્ઞપ્તિ કે, જ્ઞાન દાનનો મહિમા અપૂર્વ છે, તે પરમ શાંતિનું સ્થાન તથા મોક્ષનું નિદાન છે. વળી આ ભવ, પરભવ, ઉભયમાં અક્ષય સુખને આપનારૂં છે. માટે મુનિમહારાજાઓ પાઠશાળાઓ તથા નાના ગામડાઓ કે જ્યાં પુસ્તકનો અભાવ દૃષ્ટિગોચર છે ત્યાં પ્રભાવના કરવી તે ખરેખર મોક્ષ સુખના સાધન ભૂત છે.

આવા શુભાશયથી અત્રે કેટલાક સખી દિલના સદ્‌ગૃહસ્થો અમારે ત્યાં સામાયિક, પ્રતિક્રમણ તથા પઠન પાઠન આદિ ધર્મનાં પુસ્તકો છપાવવાને અને તે યોગ્ય સ્થળે મોકલાવવાને દ્રવ્યની સહાયતા મોકલે છે. જે દ્રવ્યનાં અમો તેમના નામથી પુસ્તકો છપાવી ઉક્ત યોગ્ય સ્થળે મોકલીએ છીએ.

માટે સુજ્ઞ વિદ્યાવિલાસિ ધર્મોત્તેજક સાધર્મી ભાઈઓને વિનંતિ કે, આ કાર્ય અપૂર્વ ફલદાયી તથા જ્ઞાનવૃદ્ધિનું એકાંત અંગ સમજી સ્વશક્તિ અનુસાર તેમાં મદદ કરશો એજ વિનંતિ.

લી. વેણીચંદ સૂરચંદ શાહ,
સેક્રેટરી શ્રી જૈન શ્રેયસ્કરમંડળ.

---o*o---

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૧ | જયવતું | જયવંતુ |
| ૩ | ૬ | બીરદ | બિરૂદ |
| ૩ | ૨૫ | દિવાલિકા | દીપાલિકા |
| ૭ | ૬ | મહાવૃતો | મહાવ્રતો |
| ૭ | ૧૪ | સુલુભ | સુલભ |
| ૯ | ૧૯ | પરિગૃહ | પરિગ્રહ |
| ૯ | ૨૬ | સદ્ધર્તન | સદ્વર્તન |
| ૧૧ | ૯ | પ્રસાદ | પ્રમાદ |
| ૧૧ | ૧૭ | મીઠારા | મીઠાશ |
| ૧૨ | ૧૩ | સવજ્ઞ | સર્વજ્ઞ |
| ૧૩ | ૨૮ | પુર્ણ | પૂર્ણ |
| ૧૪ | ૩ | ભજનનો | ભવ્યજનો |
| ૧૪ | ૫ | અબ્રહ્મ | અબ્રહ્મ |
| ૧૪ | ૧૯ | પરાધાન | પરાધિન |
| ૧૫ | ૧૬ | શાણુ | શાણા |
| ૧૬ | ૬ | સ્વચ્છુતા | સ્વચ્છંદતા |
| ૧૬ | ૨૧ | અનુમોદન | અનુમોદના |
| ૧૬ | ૨૪ | નિદંર્ભ | નિર્દંભ |
| ૧૮ | ૧૬ | કઠોળતા | કઠોરતા |
| ૧૯ | ૧૮ | અવ્યાબાદ | અવ્યાબાધ |
| ૧૯ | ૨૨ | સાજન્મ | સૌજન્ય |
| ૨૦ | ૮ | સજજતો | સજજનો |
| ૨૦ | ૧૧ | આદરનીય | આદરણીય |
| ૨૦ | ૧૬ | યાવત | યાવત્ |
| ૨૧ | ૮ | મેશે | થશે |

| | | | |
|---|---|---|---|
| ૨૧ | ૧૮ | સત્વંત | સત્વવન્ |
| ૨૩ | ૮ | પ્રસાદ | પ્રમાદ |
| ૨૩ | ૨૭ | ઉઘો | ઉદ્યોગ |
| ૨૪ | ૫ | દેવતે | દેવને |
| ૨૪ | ૨૪ | નદ્‌હેતુ | તદ્‌હેતુ |
| ૨૪ | ૨૬ | વિશાદીક | વિષાદિક |
| ૨૫ | ૨૫ | નિંદ | નિંદ |
| ૨૫ | ૯ | ચિન્ત્વ | ચિન્ત્વન |
| ૩૫ | ૨૮ | સ્વાથ | સ્વાર્થ |
| ૩૬ | ૬ | નિંઘ | નિંઘ |
| ૩૯ | ૨૩ | दयामक्कुं | दयामणुं |
| ૪૦ | ૨૫ | પ્રકોય | પ્રકોપ |
| ૪૧ | ૯ | નિન્ઘ | નિન્દા |
| ૪૧ | ૨૧ | પ્રયત્ન | પ્રયત્ન |
| ૪૧ | ૨૪ | તોજસભ્ય | તોજ આવી કુટેવ રાખવાનીછિ અન્યથા તો તેને ત્યજેજ સુખ છે. |
| ૪૩ | ૨ | કટો | કટ્ટો |
| ૪૩ | ૨૨ | સવ | સર્વ |
| ૪૭ | ૧૭ | કૃત્યાકૃત્ય | કૃત્યકૃત્ય |
| ૪૮ | ૩ | સાહુસિકપણુ | સાહસિકપણું |
| ૪૯ | ૧૦ | કષ્ટ | કષ્ટ |
| ૪૯ | ૧૭ | અજ્ઞ | અમ |
| ૪૯ | ૧૯ | प्रांणाते | प्राणांते |
| ૫૨ | ૩ | પુણ્ણ | પુણ્ય |
| ૫૨ | ૧૨ | પ્રીતિથીપાણી | પ્રીતિથી તથા હિંમતથી સેવન કરવું યોગ્ય થઈ પ્રથમ અશુભ કર્મ કરતાં. |

| | | | |
|---|---|---|---|
| ૫૨ | ૧૮ | પૂર્વે | પૂર્વે |
| ૫૨ | ૧૯ | ધરાવો | ધરવો |
| ૫૩ | ૨૩ | મનમાંજ | મનમાંજ સમજીને રહેવું સ્રીને પણ પતિ પ્રતિ વિનિત શિષ્યની માફક. |
| ૬૧ | ૨૪ | દુઃખદાયી | દુઃખદાયી સ્વચ્છંદ વર્તન ત્યજી સંપૂર્ણ સુખદાયી |
| ૬૧ | ૧૬ | સમ્યગ | સમ્યગ્ |
| ૬૫ | ૭ | નિટોળા | નિટોળા |
| ૬૫ | ૧૭ | મૂઢામા | મૂઢાત્મા |
| ૬૮ | ૬ | વર્તે | વર્તેનિત્યં |
| ૭૦ | ૧૨ | કત્તા | કર્ત્તા |
| ૭૦ | ૧૬ | યથાખ્યાન | યથાખ્યાત. |
| ૭૧ | ૧૨ | स्वद्ः | स्वद् |
| ૭૧ | ૧૨ | अतृण | अतृणे |
| ૭૧ | ૧૨ | त्रांमि | त्राथि |
| ૭૧ | ૧૮ | અંકાર | અહંકાર |
| ૮૭ | ૨૬ | હરિભદ્રસુરી | હરિભદ્રસૂરિ |
| ૯૩ | ૨૯ | કોનફરન્સ | કોનફરન્સ |
| ૧૧૨ | ૧૪ | આવાસ્સહી | આવસ્સહી |
| ૧૧૨ | ૧૮ | પોસાહ | પોસહ |
| ૧૧૨ | ૨૪ | આચાર્યા | આચાર્યો |
| ૧૧૬ | ૧૩ | એથી | એવી |
| ૧૧૯ | ૮ | યાય | થાય |
| ૧૨૪ | ૧૦ | નાંખવા | નાંખવું |
| ૧૨૮ | ૮ | સમ્યકત્વ | સમ્યક્ત્વ |

| | | | |
|---|---|---|---|
| ૧૩૪ | ૪ | ચાય છે | થાય છે |
| ૧૩૭ | ૮ | ભરભવ | ભવભવ |
| ૧૪૧ | ૭ | નિયામક | નિર્યામક |
| ૧૪૩ | ૨૦ | મેતાર્થ | મેતાર્ય |
| ૧૪૩ | ૨૦ | હુરકેશી | હુરિકેશી |
| ૧૪૭ | ૨૦ | કદાપ | કદાપિ |
| ૧૪૯ | ૯ | મતત્વ | મમત્વ |
| ૧૫૩ | ૫ | આત્મોકર્ષ | આત્મોત્કર્ષ |
| ૧૯૪ | ૭ | વર્ણજ | વર્ણનીજ |
| ૧૯૪ | ૨૬ | અક્યતા | ઐક્યતા |
| ૧૯૬ | ૮ | પરાપરત્ર | પરાપરત્ર |
| ૧૯૬ | ૯ | લાકમાં | લોકમાં |
| ૧૯૯ | ૧૫ | તરતો | તરવો |
| ૧૯૯ | ૧૫ | દુષ્યકર | દુષ્કર |
| ૨૦૦ | ૨૧ | ગાયેલો | પામેલો |
| ૨૦૧ | ૧૨ | અકયતા | ઐકયતા |
| ૨૦૩ | ૨૫ | ભધાના | ભદ્રાના |
| ૨૦૪ | ૧૫ | ચોગ્મ | ચોગ |
| ૨૦૬ | ૧૧ | રાવ | રાય |
| ૨૦૭ | ૧૨ | કમેં | કર્મેં |
| ૨૦૮ | ૨ | ઉપાદ | ઉત્પાદ |
| ૨૦૯ | ૧૫ | ભત્તાર | ભર્ત્તાર |
| ૨૧૦ | ૨૫ | જગતૃવધ | જગતૃવંદ્ય |
| ૨૧૦ | ૨૯ | પરમાત્માના | પરમાત્માને |
| ૨૧૨ | ૨ | અમેદપણે | અભેદપણે |
| ૨૧૨ | ૧૬ | વિનાશ | વિલાસ |
| ૨૧૨ | ૨૩ | નિરસીહી | નિસ્સીહી |
| ૨૧૪ | ૪ | જાનું | જાનું તથા |
| ૨૧૪ | ૧૩ | સરૃ | સદૃ |

| | | | |
|---|---|---|---|
| ૨૧૭ | ૮ | કૂંદા | કૂદાં |
| ૨૧૭ | ૧૩ | વધારે | વધારે |
| ૨૧૭ | ૨૦ | આજ્ઞાનો | આજ્ઞાને |
| ૨૧૭ | ૨૫ | પ્રમુણી | પ્રભુની |
| ૨૧૮ | ૧૭ | ઉઠત | ઉક્ત |
| ૨૧૮ | ૮-૯ | પ્રકરણ ૧૩ મું વિવિધ વિષય સંગ્રહ. | ૦ |
| ૨૧૯ | ૭ | ત્રિકાનું | ત્રિકોનું |
| ૨૧૯ | ૨૭ | વજવા | વર્જવા |
| ૨૨૦ | ૮ | ગમણી | ગમણું |
| ૨૨૧ | ૪ | વગેરે | વિગેરે |
| ૨૨૨ | ૩ | અશાતનાને | આશાતનાને |
| ૨૨૩ | ૧ | અલોયણા | આલોયણા |
| ૨૨૩ | ૧૦ | આગ્રહ | અવગ્રહ |
| ૨૨૪ | ૨૭ | સુસ્વા | સુવા |
| ૨૨૬ | ૨૧ | જંબાલ | જંજાળ |
| ૨૨૭ | ૩ | અતીદ્રિય | અતીંદ્રિય |
| ૨૨૭ | ૭ | શકાત | શકતો |
| ૨૩૦ | ૨૦ | કિતિ | કિર્તિ |
| ૨૩૧ | ૬ | નિશાનાં | નિશાનો |
| ૨૩૧ | ૨૦ | ગર્વેષી | ગવેષી |
| ૨૩૨ | ૧૧ | મૂખ | મૂર્ખ |
| ૨૩૩ | ૭ | આચરે | આચાર |
| ૨૪૦ | ૧ | વગેયે | વિગેરે |

परोपकाराय सतां विभूतयः

# જાહેર વિજ્ઞપ્તિ.

—:×.×:—

ધર્માનુરાગી પ્રિય વાંચકવૃંદને વિજ્ઞપ્તિ કે, જ્ઞાન દાનનો મહિમા અપૂર્વ છે, તે પરમ શાંતિનું સ્થાન તથા મોક્ષનું નિદાન છે. વળી આ ભવ, પરભવ, ઉભયમાં અક્ષય સુખને આપનારૂં છે. માટે મુનિમહારાજાઓ પાઠશાળાઓ તથા નાના ગામડાંઓ કે જ્યાં પુસ્તકનો અભાવ દ્રષ્ટિગોચર છે ત્યાં પ્રભાવના કરવી તે ખરેખર મોક્ષ સુખના સાધન ભૂત છે.

આવા શુભાશયથી અત્રે કેટલાક સખી દિલના સદગૃહસ્થો અમારે ત્યાં સામાયિક, પ્રતિક્રમણ તથા પઠન પાઠન આદિ ધર્મનાં પુસ્તકો છપાવવાને અને તે યોગ્ય સ્થળે મોકલાવવાને દ્રવ્યની સહાયતા મોકલે છે. જે દ્રવ્યનાં અમો તેમના નામથી પુસ્તકો છપાવી ઉક્ત યોગ્ય સ્થળે મોકલીએ છીએ.

માટે સુજ્ઞ વિદ્યાવિલાસિ ધર્મોત્તેજક સાધર્મી ભાઈઓને વિનંતિ કે. આ કાર્ય અપૂર્વ ફલદાયી તથા જ્ઞાનવૃદ્ધિનું એકાંત અંગ સમજી સ્વશક્તિ અનુસાર તેમાં મદદ કરશો એજ વિનંતિ.

લી. વેણીચંદ સુરચંદ શાહ.
સેક્રેટરી શ્રી જૈન શ્રેયસ્કરમંડળ.